દીઠું મેં -ભાગ 1-હસમુખ શાહ

બીજી આવૃત્તિ વેળાએ

૨૦૧૩માં જ્યારે દીઠું મેં પ્રકાશિત થયું ત્યારે એનું પુનર્મુદ્રણ કે બીજી આવૃત્તિ કરવાનો વિચાર ન હતો. એની પહેલી આવૃત્તિ થોડા સમયમાં જ ખપી ગઈ હતી. અવલોકનકારોએ પણ ઉદારતા દાખવેલી. વાચકોને પણ સંતોષ થયો હશે; કારણ, કોઈએ પુસ્તકને ઉતારી નહીં પાડેલું. બીજી આવૃત્તિની માગ દબાયેલા સ્વરમાં હતી. એમ બધું હેમખેમ હતું. તો પછી આ આવૃત્તિનું પ્રયોજન શું? એ પ્રશ્ન વાચકને થાય. બે હકીકત બની. એક, કોરોના વાઈરસે સૌને ઘરના બારણાં પાછળ ધકેલી દીધા અને ત્યાં જ રહેવામાં સૌને સલામતી દેખાઈ, તેથી અવકાશ જ અવકાશ. બીજું, એક વાતચીત દરમિયાન ઇતિહાસના એક અભ્યાસી મિત્રે પૂછ્યું કે એકવીસમી સદીમાં એવું કોઇ સાહિત્ય રચાયું છે કે જે વાંચવું જ જોઈએ? એમણે મારી તરફ જોયું. બે સમયગાળામાં જીવનાર-એટલે કે પહેલાં બાર વર્ષ અંગ્રેજ હકૂમતમાં એક નાનકડી રિયાસતમાં અને ત્યાર પછી સ્વતંત્ર ભારતના પૂરા સમયગાળામાં-મારી દૃષ્ટિએ એવું કાંઈ છે-એવું પૂછવાનો એમનો આશય હતો. કોરોનામાં માનસિક રીતે ભીંસાતા સમયમાં કોઈને કાંઈ ગહન અભ્યાસ કે કશું સર્જન કરવાનું શક્ય ન હતું. થોડી રાહ જોઈને એમણે કહ્યું કે તમારી દીઠું મેંમાં આવરી લેવાયેલો એ સમય ૧૯૯૨ સુધીનો હતો. એમાં થોડાં પ્રકરણ ઉમેરીને તમારી વાતને આજ સુધી કેમ ન લવાય? વિચાર કરતાં એમ લાગેલું કે મારા સમયને જાણવામાં કોને રસ પડે? થોડી ગડમથલ અને વધુ નવરાશે મને લાગ્યું કે ત્રીસ વર્ષ પહેલાં અટકી ગયેલી વાતમાં થોડાં પ્રકરણો ઉમેરીએ તો છેલ્લાં ત્રીસ વર્ષના સમયગાળાની થોડી ઝાંખી થઈ શકે. એમ કરતાં એક જઈફ દંપતીની ઉત્તરાવસ્થા વિશે જાણવામાં કોઈને કદાચ રસ પડે. આ થઈ ભૂમિકા. બીજી આવૃત્તિમાં મેં નીચેના વિષયોને આવરી લેતાં પ્રકરણ ઉમેર્યા-એ સમજ સાથે કે આ વિષયોને સાંપ્રત સમય સાથે નિસ્બત છે. ૧. ૧૯૯૨ પછી સ્વતંત્ર ભારતમાં કામ કરવાની મને કઈ તકો મળી. ૨. આપણી અનેક સંસ્થાઓ મુશ્કેલીઓમાંથી પાર થઈ રહી છે, એ-ઉદાહરણરૂપે એક ઉત્તમ સંસ્થાને દાખલારૂપ ગણીને, કેવી સ્થિતિમાં પસાર થવું પડ્યું એનું બયાન કરવું. ૩. મારી વ્યાધિઓ વિશે લખતાં, એ સાથે સમાજની નિસ્બતની વાત કહે ૪. વહીવટી ક્ષેત્રે, પલટાતા સંજોગોમાં, વડા પ્રધાનની ઓફિસની વાત કરવી.આ ચાર મુદ્દા અલગ અલગ રીતે આ સમયની વાત કહે છે. આશા રાખું છું કે દીઠું મેંની પહેલી આવૃત્તિ અને આ પ્રકરણો આપણા વીતેલા સમયની તાસીરનો ખ્યાલ આપશે.

યથા કાષ્ઠમ ચ કાષ્ઠમ ચ સામેયાતામ મહાર્ણવે
સમેત્ય ચ વ્યપેયાતાં કાલમાસાદ્ય કશ્ચન
એવં ભાર્યાશ્ચ પુત્રાશ્ચ જ્ઞાતયસ્ય ધાનાનીચ
સમેત્ય વ્યવધાવનતી ધ્રુવો ર્હ્યેશન વિનાભાવ:

આ સંસ્કૃત શ્લોક મનુષ્યના જીવનને સચોટ રીતે પ્રતિબિંબિત કરે છે. આપણા જીવનમાં પણ આપણને અનેક વ્યક્તિઓ મળે છે, નિકટ આવે છે, છૂટી પડે છે. વળી પાછા સંજોગો એમને નિકટ લાવે છે. મારા જીવનમાં પણ અનેક લોકો નિકટ આવ્યા અને ક્યારેક સદાને માટે જુદા પડ્યા, ક્યારેક ફરી નિકટ આવ્યા અને છૂટા પડ્યા; ક્યારેક એક જ વાર મળ્યા હોય પરંતુ એ મેળાપની છાપ માનસપટ પર ચિરંતન અંકિત થઈ જાય છે. આવા અનુભવોને આધારે કેટલીક વ્યક્તિઓને જોવા જાણવાનો અનુભવ મને સદાય માટે સ્પર્શી ગયો હોય તેવી થોડી વ્યક્તિઓ વિશે આ પુસ્તકનો બીજો ભાગ છે. એમાં વડા પ્રધાનો આવરી લેવાયા છે, તે વિષયના મહત્ત્વને કારણે છે.

દીઠું મેંની બીજી આવૃત્તિ તૈયાર કરવા મને ગુજરાતી સાહિત્યના પ્રથમ પંક્તિના વિવેચક, સંપાદક, સર્જક તેમજ અનુવાદક, મારા મિત્ર શિરીષ પંચાલે પહેલી આવૃત્તિમાં રહી ગયેલી અનેક ભૂલો સુધારી તેમજ બીજી આવૃત્તિમાં આવશ્યક સુધારાવધારા કરીને પુસ્તકને વધારે સુવાચ્ય બનાવ્યું તે બદલ હું તેમનો ઋણી છું. પ્રકાશન વિશે સલાહસૂચન તેમજ સહાય કરવા બદલ યુયુત્સુ પંચાલનો પણ આભારી છું.

પહેલી આવૃત્તિની જેમ જ બીજી આવૃત્તિની પ્રત તૈયાર કરવામાં અઝરા ખાન તેમજ જ્યોતિ પરમારના યોગદાન બદલ આભારી છું.

—હસમુખ શાહ

પ્રથમ આવૃત્તિ વેળાએ

વર્ષોથી મિત્રો અને સ્નેહીઓ કહેતાં આવ્યાં છે કે મારે મારાં સ્મરણો-મેવા-લખવાં. મને રાજદરબારે જે કાંઇ જોવા મળ્યું અને અનુભવો થયા તે ઉપર હું લખું તો એમાંથી કોઈ માહિતી સમકાલીન ઇતિહાસ માટે ઉપયોગી નીવડે. એ એમનો ઉદ્દેશ. આ પ્રકારનું લખાણ લખવા માટે દસ્તાવેજી સામગ્રીની જરૂર પડે. નથી અમે કોઈ ડાયરી રાખી કે નથી કોઈ સરકારી કાગળોની નકલ કરીને ઘર ભેગી કરી. મહત્ત્વની મુલાકાતો, બનાવો અથવા પ્રસંગો વિશે જે તે સમયે નોંધો કરેલી તે રહી સરકારી દફતરે. તેથી સમકાલીન ઇતિહાસની દ્રષ્ટિએ ઉપયોગી નીવડે એવું લખવાની મારી ક્ષમતા નથી. તેમજ આ પ્રકારના લેખન માટે માત્ર સ્મરણશક્તિ ઉપર આધાર ન રખાય.

વળી, મારે લખવાનું જ હોય તો હું મારા બાળપણ વિશે લખવા ઇચ્છું. આર  કે નારાયણ જેવી કલમ હોય તો હું જ્યાં જ્યાં રહ્યો છું તે ગામોની કથા કંઈ માલગુડીથી ઊતરતી નથી. પરંતુ એવી લેખિની ક્યાંથી લાવવી? ગુજરાતમાં રહ્યો ત્યાં સુધી ગુજરાતી ભાષા અને સાહિત્યમાં ચાંચ ડૂબતી પરંતુ દિલ્લીનાં કુલ સત્તર વર્ષ અને બાકીનાં વર્ષો પણ અંગ્રેજી વ્યવહારમાં ગયાં તેથી ગુજરાતીમાં લખવાનો સંકોચ સ્વાભાવિક છે. લખવા બેસું તોપણ કેન્વાસ ઉપર મોટા લસરકા જ થઈ શકે, બારીક નકશીકામ ન થાય.

આ મર્યાદાઓને કારણે આ પુસ્તક કોઇ વાંચે તો તે એક નિરીક્ષકનું લખાણ છે એમ સમજીને વાંચે.

પહેલા ભાગની મારી કથનીનો પૂર્વ ભાગ આમ તો એક બાળકનું નિરીક્ષણ છે અને પછી જ્યાં કામ કર્યું ત્યાંના અનુભવો છે. બીજા ભાગમાં મોટે ભાગે વ્યક્તિચિત્રો છે અથવા કોઈ પ્રસંગને કેન્દ્રમાં રાખીને થયેલું લખાણ છે. બીજા ભાગમાં કોઈ સળંગસૂત્રતા નથી. માત્ર એક કાળજી લીધી છે કે જેની મને જાતમાહિતી હતી અથવા જે ઘટનાનો હું સાક્ષી હતો તેના વિશે જ લખ્યું છે. તેથી ખંડુભાઈ દેસાઈ. શ્રીધરાણી, દેવિકારાણી કે સતીશ ધવન જેવી વ્યક્તિઓ વિશેનું લખાણ માત્ર બે પાનાં પૂરતું મર્યાદિત રહ્યું છે. એમની જીવનકથાઓ વાંચીને, મુલાકાતો લઇને લોકો પાસેથી સાંભળેલી વાતો ઉમેરીને લખ્યું હોત તો પુસ્તક જરૂર રસપ્રદ તેમજ દળદાર થાત. એક જગ્યાએ જ્યાં કોઇએ કહેલી વાત લખી છે ત્યાં તે કોણે કહેલી તે સ્પષ્ટ રીતે જણાવ્યું છે.

અહીં નિવૃત્તિ પછીના સમયની માત્ર ઝાંખી જ કરાવી છે. વાસ્તવમાં, નિવૃત્તિનાં વીસ વર્ષ કેવી રીતે ગાળ્યાં એ વાત વિગતે લખવાનું મન છે. અમારી સંસ્કારયાત્રાઓ એ અમારું મોટું પાથેય રહ્યું છે. ક્યારેક એમ થાય છે કે મને ગમતાં શહેરો-કાશી, જેરુસલેમ, ઇસ્પહાન, પૅરિસ, કુઝકો—વિશે પણ મોજથી નિરાંતે લખું ક્યારેક પસૈપોલિસની ભવ્યતા અને એના ભગ્નાવશેષો, હાફિઝ શીરાઝીની કબર, માથા લોકોની સમૃદ્ધિ, ઉલનઊડેની સંસ્કૃત અને પાલીની હસ્તપ્રતો વિશે પણ લખવાનું મન થાય છે. અમે જોયેલાં સાગર, નદીઓ, સરોવરો, પહાડો, વનો અને રણો, અનાયાસે મળેલી માનવમહેક, અચાનક સાંપડેલું અપૂર્વ દર્શન–આ બધાં ઉપર લખવાનું બાકી છે. વળી, એમ થાય કે તૂતનખાનના ખજાના, પગાન કે પરબ્રહ્મનાં મંદિરો, બાલીનાં લોકોના જીવનની નમણાશ, આઓ કે અંગામીનાં પૌરુષથી ધબકતાં નૃત્યો, મિઝો કન્યાઓનું સૌંદર્ય, લબાંગપ્રબાંગની રામાયણમાં જોયેલ જટાયુ, ભીંતચિત્રોથી છલકાતી દોહોંગની ગુફાઓ, તુરફાનના કિસમિસના ગંજ, એમેઝોનની મધ્યે ગાબડાવાળા ઝૂલતા પુલ પર ચાલવાનું દિલધડક સાહસ, એ સઘળું, એમને વિશે લખવા મનને લલચાવે છે. ઉપરાંત ત્રીસેક જેટલી કંપનીઓનાં બોર્ડ ઉપર રહીને જે જોવા મળ્યું તે પણ બાકી ન રખાય. અને નીલાને અને મને બંનેને પ્રિય-એવું સ્વૈચ્છિક કામ અને અમે સંકળાયા તે સંસ્થાઓ-એ કામનાં સંતોષ, આનંદ, આશાઓ, હતાશાઓ પર પણ

લખવાનું બાકી છે. ક્યારેક અમને લાગ્યું છે કે અમારા નિવૃત્તિનાં વર્ષ અમને અને સમાજને વધુ ઉપયોગી નીવડ્યાં છે.

અગાઉ જણાવી તે મર્યાદાને કારણે મારું ગદ્ય સંઘેડાઉતાર નથી. મારાં મોટાં બહેન વિનોદિનીબહેને આરંભનાં પ્રકરણો જોઈને હકીકતદોષ ન રહે તેની ચકાસણી કરી છે. તદુપરાંત કુટુંબના ફોટોગ્રાફ એમણે મેળવી આપ્યા. મારી વિનંતીથી કેટલાક સ્નેહી, મિત્રો રમેશ દવે, સિતાંશુ યશશ્ચંદ્ર તેમ જ શિરીષ પંચાલ -સળંગ અથવા વિભાગોમાં હસ્તપ્રત જોઇ ગયા છે. તેમનાં સૂચનો, સુધારાઓ તેમજ માર્ગદર્શન માટે આભાર માનતા સંકોચ અનુભવું છું.

મારા લખાણને ઉતારીને તેનું સંમાર્જન કરનાર મારા સહાયક જિજ્ઞેશ મિસ્ત્રી સ્વજન સમા છે. તેથી તેમનો આભાર ન માનતાં તેમનો ઉલ્લેખ કરું છું. આ પુસ્તક પોતાનું હોય તે રીતે એની ડિઝાઇન, મુદ્રણ અને બજાણાના ફોટોગ્રાફ એ અઝરાખાનનું યોગદાન છે. અઝરાનો પણ આભાર ન મનાય..

એ સૌનો ઋણસ્વીકાર કરું છું.

વડોદરા

—હસમુખ શાહ

## આમુખ

નર્મદે નિબંધ લખવા જેવીતેવી વાત નથી એવું કહ્યું હતું. પણ આજે એવું કહી શકાય કે આત્મકથા લખવી બહુ અથરી છે. શ્રી એડેપ્ટા ઇન સેલ્ફ-પૉર્ટ્રેયર ગ્રંથમાં જર્મન સાહિત્યકાર સ્ટીફન વાઇગે એવી દલીલ કરી છે કે આત્મકથા સૌથી અઘરું સાહિત્યસ્વરૂપ છે, કારણ કે એમાં સાક્ષી, આરોપી, ફરિયાદી અને ન્યાયાધીશનો પાઠ એક જ વ્યક્તિએ ભજવવો પડે છે. વીરામી રાદી સુધી તો સૌથી પ્રભાવક સ્વરૂપ નવલકથા જ રહ્યું હતું. પણ એ સદીના અંતિમ દાયકાઓથી આત્મકથનાત્મક/જીવનકથનાત્મક સાહિત્ય વિપુલ પ્રમાણમાં લખાવા માંડ્યું. જેઓ ઘણી બધી રીતે હાંસિયામાં હતા તેઓ ધીમે ધીમે આગળ આવવા લાગ્યા, તેમણે હાથમાં કલમ પકડી અને તેમના વિશે પણ લખાવા માંડ્યું. પછી એક બીજો દોર ચાલુ થયો. જેમનામાં સર્જકતાની માત્રા ઓછી હોય તેઓ જો અભિવ્યક્તિ કરવા માગતા હોય તો કેવી રીતે કરે? પ્રકૃતિએ દરેક માનવીમાં કોઇ ને કોઇ વિશિષ્ટ શક્તિ અર્પી છે. ક્યારેક માનવીને પોતાને ખ્યાલ ન પણ આવે. સાવ સામાન્ય જીવન જીવતા માનવીથી માંડીને વિશિષ્ટ જીવન જીવતા માનવીઓ સર્જનાત્મક સાહિત્ય નહીં પરંતુ આત્મકથન/જીવનચિત્રણ તો કરી શકે છે અને એમ આજે આ પ્રકારનું સાહિત્ય વિશેષ માત્રામાં પ્રગટ થઇ રહ્યું છે.

હસમુખ શાહ સામાન્યમાંથી અસામાન્ય બનેલી વ્યક્તિ છે અને અસામાન્ય ભૂમિકાએ પહોંચ્યા પછી પેલી સામાન્યતાને નહીં વીસરનાર તથા સામાન્ય વ્યક્તિઓમાં પાંગરેલી અસામાન્યતા અને અસામાન્ય વ્યક્તિઓમાં ઘર કરી બેઠેલી સામાન્યતાઓના પ્રત્યક્ષ અને પરોક્ષ પરિચય કેળવનાર એવી આપણી સન્માનનીય વ્યક્તિ છે. કદાચ મિત્રો અને સ્નેહીઓએ આગ્રહ ન રાખ્યો હોત તો આપણે આ સંસ્મરણોથી વંચિત રહેત. ગ્રંથના આરંભે તેઓ કહે છે:

પહેલા ભાગની મારી કથનીનો પૂર્વભાગ આમ તો એક બાળકનું નિરીક્ષણ છે અને પછી જ્યાં કામ કર્યું તેના અનુભવો છે. બીજા ભાગમાં મોટે ભાગે વ્યક્તિચિત્રો છે અથવા કોઇ પ્રસંગને કેન્દ્રમાં રાખીને લખાયું છે. બીજા ભાગમાં કોઈ સળંગસૂત્રતા નથી. માત્ર એક કાળજી લીધી છે કે જેની મને જાતમાહિતી હતી અથવા જે ઘટનાનો હું સાક્ષી હતો તેના વિશે લખ્યું છે.!

અહીં વીતી ગયેલા કાળની થપાટે જે બધું નેસ્તનાબૂદ કરી નાખ્યું તેનો ઘેરો શોક વ્યક્ત થયો છે, પણ એ શોક અતિરંજિત બનીને પ્રગટ થયો નથી.

હસમુખ શાહનું બાળપણ જે બજાણામાં વીત્યું તેના વિશે મોટા ભાગના વાચકો સાવ અજાણ્યા હોઇ શકે, મારી જેમ. એ વિસ્મૃત થઇ ગયેલા ગામને હસમુખ શાહે બેઠું કરી આપ્યું છે. એ ગામના બાપુના ઉમદા, રસિક વ્યક્તિત્વનો પરિચય સાંપડે છે.

માત્ર બાપુ જ નહીં, બેસતા વર્ષે આવતા ખેડૂતોનું ચિત્ર જોઇએ તોપણ તે ભર્યું ભર્યું લાગશે. કોઇને કદાચ અચરજ થાય પણ બાળપણમાં લેખકનો અભ્યાસ બહુ કાચો હતો. એમના રસના વિષયો ભણતર સાથે નહીં. બીજા સાથે સંકળાયેલા હતા. આ વિસ્તારમાં ન રમાતી કેટલીક રમતો વિશેની જાણકારી આપણને અહીં મળે છે. એ રમતગમતો, એ સ્થળે ભજવાતાં નાટકો—આ બધાંની ઘેરી અસર લેખકના માનસપટ પર અંકાયેલી જોઇ શકાય છે. લેખકની સ્મૃતિ સારી છે. કારણ કે નોંધપોથીઓ, રોજનીશીઓ રાખ્યા વિના માત્ર સ્મૃતિને આધારે જ આ બધું લેખન કર્યું છે. શૈશવના આ અનુભવો તેમને પાછલી વયે કામ લાગે છે. દા. ત. પૂર્વ ભારતમાં આતંકવાદીઓના હુમલાઓની વચ્ચે પણ નિષ્ઠાપૂર્વક ટપાલસેવા બજાવતા કર્મચારીની હત્યાનું ઉદાર વળતર હસમુખ શાહ અપાવીને જ જંપે છે. આની પાછળ બાળપણમાં પચાણ જેવા ખેપિયાને જે રીતે કામ કરતા જોયો હતો તે સ્મૃતિ જવાબદાર છે. આ ગામમાં સામાન્યતાનું વર્ચસ, એટલે અહીંના વિવિધ બાપુ પણ કંઇ ગાયકવાડ કે સિંધિયા ન હતા. સામાન્ય મુસ્લિમ શાસકો, પણ એવા ઉદાર કે મોચીને સોનાની સેર આપીને તેની કદર કરી જાણે. મુસ્લિમોની વચ્ચે રહેવાને કારણે નાનપણથી જ લેખકમાં પરમતસહિષ્ણુતાનો ગુણ કેળવાયો.

આત્મકથા લેખકે જીવનચરિત્રકારનો પાઠ પણ ભજવવો પડતો હોય છે, એટલે આ આખા ગ્રંથમાં વચ્ચે વચ્ચે આવાં ચરિત્રલેખન કરવામાં આવ્યાં છે. દા.ત, મોટાંબા; જો આ વ્યક્તિચિત્રણ થોડી મોકળાશથી થયું હોત તો સ્વામી આનંદના વ્યક્તિચિત્રણોની કક્ષાનું થાત.

વહીવટી કામગીરીનું જ્ઞાન કદાચ નાનપણમાં પિતાજી પાસેથી હસમુખભાઇને મળ્યું હશે. સાથે સાથે આપવડાઇ ન કરતાં નમ્રતા દાખવવાનો ગુણ એ જ રીતે કેળવાયો લાગે છે. અણહકના પૈસા ઉપર ક્યારેય નજર ન બગાડવી એ પ્રામાણિકતા એ સમયના માનવીઓમાં વિશેષ હોવી જોઇએ. ૧૮ રૂપિયે તોલો સોનું મળતું હોય એ સમયે રાજ્યની તિજોરીના ચાર લાખ રૂપિયા ધાર્યું હોત તો તેમના પિતાજી અંકે કરી શક્યા હોત. પણ સંસ્કારો કોઇ જુદા જ, એટલે એ મસમોટી રકમ તેના સાચા માલિકને પહોંચતી કરી આપી. આ પ્રામાણિકતા આપણા લેખકને ગળથૂથીમાંથી જ સાંપડી. તેમના પિતાશ્રીની એક માન્યતા જોવાથી એ ઉમદા ચારિત્ર્યની પ્રતીતિ થાય છે:

'જે સ્થિતિમાં પ્રભુએ મૂક્યા હોય તે જ સ્થિતિમાં બહુ જ શાંતિથી અને નીતિનું બરાબર પાલન કરી, પ્રસંગે અન્ય ઉપર ઉપકાર કરતા રહી નિર્દોષ જીવન ગાળી પવિત્ર રહી, પ્રામાણિક રહી, ભક્તિમાં જે આગળ વધવા પ્રયત્નશીલ રહે તો પ્રભુ દરેક કામમાં સહાય આપે જ છે અને પરિણામે અપૂર્વ સુખ અને સંપત્તિ જીવનના અનુભવથી પ્રાપ્ત કરી શકાય છે.'

આ આસ્તિકતા માત્ર વૈચારિક ન હતી પરંતુ કર્મસિદ્ધ હતી એની પ્રતીતિ દૃષ્ટાંતોથી થાય છે. વળી તેમના પિતાજીની વાતો માતુશ્રી તો જાણે પણ અમારાં માતુશ્રી બધું જાણે, 'જે વસ્તુ સ્વાભાવિક હોય એમાં શી વશેકાઈ?'

વળી જવાબદારીઓને કારણે ગાંધીજીની ચળવળમાં જોડાવાની ઇચ્છા હોવા છતાં જોડાઇ ન શકનાર પિતાજી વિશે વાંચીએ ત્યારે નદી દોડે સોડે, ભડભડ બળે ડુંગરવનો' (બળતાં પાણી: ઉમાશંકર જોશી) કવિતા યાદ આવે.

આમ શૈશવે, માતાપિતાના કૌટુંબિક જીવને કરકસરના, માનવતાના પાઠ આર્થિક વિટંબણાઓનો સામનો કરતાં શીખવ્યા. સાથે સાથે વાંચનશોખ વિસ્તરતો ચાલ્યો. જીવને અને સાહિત્યે ભેગાં મળીને હસમુખ શાહને માણસમાં વિશેષ રસ લેતા કર્યા.

તેમણે પોતાના દાંપત્યજીવન વિશે ખાસ કશું લખ્યું નથી પરંતુ આપણે અનુમાન કરી શકીએ કે એ જીવન ઉપર માતાપિતાના દાંપત્યજીવનનો પ્રભાવ પડ્યો હશે. એ દાંપત્યજીવન વિશે આવું લખ્યું છે:

'બા અને બાપુજીને અમે ક્યારેય બે વ્યક્તિ તરીકે ન જોવાં. એમનાં મન અને બુદ્ધિ સાથે કામ કરે. બાપુજી જે આર્થિક સલામતી શોધતા એનો અર્થ બાને મન એટલો જ કે જે મળે તેમાં સંતોષથી ઘર ચલાવવું. બાની બીજી ખાસિયત હતી કે ક્યારેય કોઈ વસ્તુથી વંચિત રહ્યા હોય એવો ભાવ એમને ન થાય. ત્રીજું, બાપુજી સાથે એમણે પણ મોટા કુટુંબની જવાબદારી ઉઠાવવામાં સાથ આપ્યો.'

આમ કરતાં કરતાં ઇતરવાચન દ્વારા લેખકની ક્ષિતિજો વિસ્તરતી જાય છે, ગાંધીજીના 'કલેક્ટડ વર્ક્સ'ના સંપાદનકાર્યમાં જોડાયા એને કારણે ગાંધીજીના જીવનવિકાસને સમજવાની અમૂલ્ય તક લેખકને મળી. પાંડુરંગ દેશપાંડે અને સ્વામીનાથન જેવા બે મહાપુરુષોના હાથ નીચે ઘણું બધું શીખવાનું મળ્યું. વ્યક્તિત્વવિકાસની આ યાત્રા પછી તો વણથંભી રહી છે.

ગાંધી સાહિત્યના સંપાદનની કામગીરી ચાલુ હતી તે દરમિયાન 'સંદેશ', 'સ્ટેટ ટ્રેડિંગ કૉર્પોરેશન તરફથી આમંત્રણ મળ્યાં. એ ઉપરાંત મોરારજી દેસાઇના અંગત મંત્રી તરીકે સેવાઓ આપવા પણ આમંત્રણ મળ્યું. ગાંધી સાહિત્યસંપાદનક્ષેત્રે હસમુખ શાહે ખૂબ જ પ્રશંસનીય કામગીરી બજાવી હશે પણ એ આપવડાઈની વાતો અહીં જોવા મળતી નથી—માત્ર આ ત્રણ ઇજનની વાત કરીને ખાલી જગ્યા પૂરી લેવાનું આપણા પર છોડી દીધું છે. અને પછી તો હસમુખ શાહની વિકાસયાત્રા એ પી નહીં પણ જી પી (જ્યોમૅટ્રિક પ્રોગેસન) પ્રમાણે આગળ વધતી રહી છે.

મોરારજી દેસાઇના મંત્રી તરીકે તથા I P C L ના અધ્યક્ષ તરીકે જોડાયા પછીના અનુભવો વિશે જ્યારે આપણે જાણીએ ત્યારે સમૂહમાધ્યમોમાં સ્થાન ન પામેલી, ન પામવા માગતી ઘણી બધી ઘટનાઓ વિશે જાણવા મળે છે. આજે આપણને સરકારી તંત્ર વિશે બહુ ઓછું માન છે. પણ આ પૃષ્ઠોમાં એ તંત્રોને લાગેલા લૂણાનાં મૂળિયાં જોવા મળશે. આ તંત્રમાં માનવતાને બહુ ઓછું સ્થાન છે એની પ્રતીતિ ડગલે ને પગલે થતી રહે છે. કેન્દ્ર સરકારના નાના મોટા પ્રધાનો જાહેર ક્ષેત્રના અધિકારીઓ પાસે 'કર્ટસી કોલ'ની અપેક્ષા રાખે. ગાંધીજીના અક્ષરદેહે અને કદાચ મોરારજી દેસાઇના સાનિધ્યે હસમુખ શાહને માથું ઊંચું રાખીને જીવતાં શિખવાડ્યું

હતું. શરણાગતિ કોણ સ્વીકારે? જેનામાં સ્વત્વ ન હોય તે, સત્તાલાલસાથી ખદબદતા પધાનોએ જ સરકારી અધિકારીઓને ગૌરવહીન, અપમાનિત કર્યા છે એવું તારણ મારા જેવો કોઇક આ પૃષ્ઠોમાંથી કાઢે પણ ખરો.

સામાન્ય રીતે મોરારજી દેસાઇ વિશે જે છાપ દેશભરમાં પ્રવર્તે છે તેનાથી સાવ જુદી જ છાપ આ પૃષ્ઠોમાંથી ઊભી થાય છે. હવે પ્રશ્ન એ છે કે હસમુખ શાહે જે મોરારજી દેસાઇને સાકારિત કર્યા તે સાચા ખરા? આપણને જેટજેટલાં દૃષ્ટાંતો આપવામાં આવ્યાં છે તે બધાં પરથી તો એ સાચા લાગશે. ઘણી વખત જાહેરજીવનમાં પડેલી વ્યક્તિઓ વિશેની છાપો વાસ્તવમાં તો જે-તે માણસોએ કે સમૂહમાધ્યમોએ ઊભી કરેલી હોય છે. દાખલા તરીકે, લાલબહાદુર શાસ્ત્રીની સાદગી, અનાસક્તિ ખરેખર સાચી હતી કે કેળવેલી?

કૃષ્ણલાલ શ્રીધરાણીની કૃતિ 'આઠમું દિલ્હી' બહુ જાણીતી છે અને તેમાં જ યોગીઓ માંડે હાટ-ની વાત આવે છે. આ દિલ્હી દરબારમાં સત્તાની રાજરમતોમાં કેવી કેવી સોગઠીઓ ફેંકાતી હતી તેનો વિશ્વસનીય પરિચય અહીં અપાયો છે. ઉપરાંત આ પરિચય તટસ્થ છે. મોરારજી દેસાઈ સાથે આત્મીયતા વિશેષ હોવા છતાં ઇંદિરા ગાંધી પ્રત્યે કશી કડવાશ નથી, કોઈ પૂર્વગ્રહો નથી. ઊલટું તેમની ગરિમા, વડાઈની નાનીમોટી વાતો અહીં જોવા મળશે.

વળી, ઇંદિરા ગાંધીને જવાહરલાલ નેહરુએ પહેલેથી મહત્ત્વનાં સ્થાનોએ કેવી રીતે ગોઠવ્યાં હતાં તેનાં ઇંગિતો પણ અહીં મળશે. મહત્ત્વાકાંક્ષાઓથી ભરેલા કુલદીપ નાયર જેવા પત્રકાર કેટલા અપરિપક્વ, પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા બીજાઓનું કેટલું નીચાજોણું કરી શકે તેવા છે તેનો પણ ખ્યાલ અહીંથી મળી રહે છે. આવા પત્રકારો ચાણક્યનીતિમાં નિપુણ હતા જ્યારે મોરારજી દેસાઇને એ નીતિ ન ફાવી. રાજકારણમાં સિદ્ધાંતોને વરેલા માણસો ફેંકાઇ જતા હોય છે, એવા લોકો કદી લોકપ્રિય ન થાય, અને એટલા જ માટે નૈતિકતાના આગ્રહોને કારણે મોરારજી દેસાઇની કારકિર્દી ખતમ થઇ. પ્રશ્ન થાય કે તો શું નૈતિકતાના આગ્રહો જતા કરવા? મોરારજી દેસાઇની અપરિગ્રહવૃત્તિ ખોટી? કૃષ્ણમેનન જેવા અનેક પ્રધાનો ખોટી રીતે પ્રવાસભથ્થાં લેતા હતા તેવી જ રીતે ગાંધીવાદીઓએ પણ જીવવું? આજે સાહિત્યકારોને આપણે કીર્તિ માટે ફાંફાં મારતા જોઇએ છીએ ત્યારે ગાંધીજી, મોરારજી દેસાઇના પગલે ચાલીને હસમુખ શાહ જેવા ધર્મના કે એવા કશા ભેદભાવ વિના જરૂરિયાતમંદ લોકોને કેટકેટલી જાતની મદદ કરતા રહ્યા હતા તે જાણવા મળે છે. વળી આપણી કહેવત પ્રમાણે જમણો હાથ આપે તે ડાબો જાણે નહીં, અને આ ગુણ કેળવવો ટકાવવો બહુ અઘરો છે, આપણા આ ઢોલનગારાત્રાંસાના સમયમાં છાપરે ચઢીને સ્વકીર્તિગાથાઓ રજૂ થતી હોય છે. સારા હોવું એ પૂરતું
નથી, સારા દેખાવું એ પણ અનિવાર્ય છે. હસમુખ શાહ આ વરઘોડામાં ન જોડાયા. એવું ચોક્કસપણે કહી શકાય કે આ પ્રકારની કેળવણી તેમને કુટુંબજીવનમાંથી અને પાછળથી જીવનના જે અનેકવિધ અનુભવો થતા રહ્યા તેમાંથી પ્રાપ્ત થઇ હતી.

સૌથી વિશેષ તો બજાણા-લખતર જેવા વિસ્તારોમાં ગાળેલા શૈશવે તેમના વ્યક્તિત્વને ઘડવામાં બહુ મોટો ફાળો આપ્યો છે. પાછળથી દેશ-પરદેશમાં તેમની આવનજાવન થતી રહી. જાહેર ક્ષેત્રોમાં જુદાં જુદાં સ્થાને તેઓ સહજ રીતે ગોઠવાતા રહ્યા, આઇ. એ. એસ. જેવી કશી પદવી ન હોવા છતાં કેન્દ્ર સરકારમાં પણ વહીવટી સ્થાનો તેમણે સંભાળ્યાં. આવાં સ્થાનો પર રહીને ઘણી વાર આત્મસન્માન. પ્રામાણિકતા, અનાસક્તિ જાળવી શકાતાં નથી. દેશનો વહીવટ કરનારા શાસકોનો તથા અમલદારોનો પ્રત્યક્ષ પરિચય તેમને થતો ગયો. આને કારણે એક વાસ્તવદર્શી ચિત્ર આપણને મળી શક્યું. પૂર્વ ભારત આપણા અખંડ ભારતથી શા માટે અલગ પડવા માગે છે, શા માટે પોતાની અસ્મિતા ટકાવી રાખવા હિંસાના માર્ગે આગળ વધ્યું તેનો વ્યવસ્થિત ચિતાર આપણને અહીં જોવા મળે છે. આપણને રહી રહીને લાગ્યા કરે કે હસમુખ શાહ જેવા વહીવટી અમલદારો ત્યાં હોત અને એ પ્રજાનું. દેશની પ્રજાનું સમગ્ર હિત જોનારા શાસકો હોત તો આજે દેશની પરિસ્થિતિ સાવ જુદી જ હોત.

કોઇ પણ સમસ્યાનું નિરાકરણ કેવી રીતે લાવી શકાય તેનાં આપણે બે દૃષ્ટાંતો લઇએ. દહેજ ખાતે ખેડૂતોની જમીનો સંપાદિત કરવાની કામગીરી ખૂબ જ અઘરી હતી. હસમુખ શાહે એમાંથી જે રીતે માર્ગ કાઢ્યો, કંપનીનાં હિત જોવાને બદલે, સાચવવાને બદલે જેમની જમીનો ઉપર આ બધું ઊભું કરવું છે તેમને વધુમાં વધુ ન્યાય કેવી રીતે મળે એ પહેલાં જોયું. (આમ તો તેમણે કોયલી રિફાઇનરીની આસપાસના પ્રદેશની ફળદ્રુપ જમીનોનો જે રીતે ભોગ લેવાયો તે બદલ ખાસ્સો વસવસો કર્યો જ છે), બીજું દૃષ્ટાંત છે નાગોઠાણેનું ત્યાં લાગેલી આગમાં ખાસ્સી જાનહાનિ થઇ હતી. સ્થાનિક પ્રજાના સ્વાભાવિક રોષ અને સમૂહમાધ્યમો આ બેની આગળ નરી પારદર્શકતા જાળવીને જે રીતે આખો મામલો થાળે પાડયો તે આપણને દંગ કરી દે છે.

આવી ઘટનાઓ વખતે આપણી સામે 'વિકાસ'ની વાત ધરવામાં આવે છે વાસ્તવમાં વિકાસની આપણી વ્યાખ્યા જ ધરમૂળથી ખોટી છે. ગાંધીવિચાર અને શુમાખર ('સ્મૉલ ઇઝ બ્યૂટીફૂલ'વાળા) આપણને વિકાસનો સાચો મર્મ સમજાવી શકે. હસમુખ શાહને જરા સાંભળીએ:

*જે વધુ મહત્ત્વના ગણાવા જોઇએ એવાં સ્વાસ્થ્ય, પંચાયત, સહકાર, કૃષિ, શિક્ષણ રોજગારી જેવાં ખાતાંથી તેજસ્વી અને બાહોશ અધિકારીઓ દૂર રહે છે. અથવા તેમને રાખવામાં આવે છે. વિશેષ તો અત્યંત મહત્ત્વના ગૃહખાતાને અગ્રિમતા અપાતી નથી. આનું કારણ એ છે કે છેક પહેલી પંચવર્ષીય યોજનાથી આપણે મેક્રો ઇકોનોમિક્સને બદલે પાયાથી જ વિકાસને અને સામાજિક શાંતિ અને નાગરિકની સલામતીને મહત્ત્વ આપ્યું હોત તો પરિસ્થિતિ જુદી જ હોત’

આ શુધ્દ્ર અર્થમાં આત્મકથા નથી, તેમજ આત્મકથનાત્મક સંસ્મરણો (કાકાસાહેબ કાલેલકર કે રવીન્દ્રનાથ ઠાકુર જેવાં) નથી. સ્ટીફન વાઈગની આત્મકથામાંથી પસાર થઈશું તો આપણને તેમના અંગત વ્યક્તિત્વ વિશે બહુ ઓછું જાણવા મળે છે. હસમુખશાહે પોતાના દાંપત્યજીવનની, કૌટુંબિક જીવનની વાતો બહુ ઓછી કરી છે. કરી નથી એમ કહીએ તોપણ ચાલે. આત્મકથામાં જીવનચરિત્રાત્મક અંશો આવતા હોય છે. ક્યારેક આત્મકથાકાર બીજાઓને વધુ ને વધુ હ્રસ્વ ચીતરીને પોતાના અહંને વિસ્તારતા હોવ છે. એ અહં પછી તો કાનસ જેવો થઈ વાચકને વાગવા માંડે છે. આ પૃષ્ઠોમાં કેટલીક વ્યક્તિઓનાં જે રેખાંકનો જોવા મળે છે તે અસામાન્ય કક્ષાનાં છે. એ રીતે આપણને કિશોર પારેખ, નટવર ઠક્કર, લવરાજકુમાર, વિશ્વરાજ મહેરા (કળાના ઇતિહાસના, ખાસ્સા જાણતલ, રિસ્ટોરેશનની પ્રક્રિયાના બેનમૂન જાદુગર અને છતાં ભારતના સહધર્મીઓ એમનો કાંકરો કાઢવા તૈયાર) કૃષ્ણલાલ શ્રીધરાણી, મધર ટેરેસા-જેવી જાણીઅજાણી વ્યક્તિઓ વિશે ખાસું જાણવા મળશે. વળી આ લોકોનાં ઉમદા પાસાનું આલેખન જે રીતે થયું છે તે જોતાં લાગે કે સામી વ્યક્તિની કદર કરવાની જે વૃત્તિ આજે આપણામાંથી ધીમેધીમે ઓછી થતી જાય છે તે અહીં કેટલી બધી માત્રામાં જોવા મળે છે.

એક વધારે મહત્ત્વનું પાસું હસમુખ શાહની કળારુચિ. I P C L જેવાં નિગમો દ્વારા તેમણે કળાને ખાસ્સું ઉત્તેજન અપાવ્યું હતું. અને એ રુચિ અનેક દેશોના ઇતિહાસ ભૂગોળ સંસ્કૃતિ દ્વારા પણ ખૂબ જ સારી રીતે ઘડાઇ હતી.

આ સંસ્મરણોનું દસ્તાવેજી મૂલ્ય તો છે જ, સાથે સાથે આપણને ૧૯૬૫ પછીનાં વરસો દરમિયાનનું ભારતનું એક સુવ્યવસ્થિત ચિત્ર પણ જોવા મળશે, એમાં કશી સનસનાટી નથી, પોતાના વ્યક્તિત્વને આગળ ધરવાની કશી લાલસા નથી. આને નિમિત્તે આપણને એક પ્રામાણિક, નિષ્ઠાવાન, અધિકૃત ચિત્ર સાંપડે છે અને એ આપણા માટે વધારે મહત્ત્વનું છે. આ એક આપણા જાહેરજીવનનો ઉત્તમ દસ્તાવેજ છે.

સ્વતંત્રતા પછીનાં વરસોમાં આપણા ભલભલા પ્રતિષ્ઠિત વિદ્વાનોનું ભાષાપ્રભુત્વ (એટલે કે માતૃભાષાનું) ઝાંખું પડતું ગયું છે. પરદેશમાં કે મહારાષ્ટ્ર, બંગાળમાં આવી પરિસ્થિતિ નથી. હસમુખ શાહ ગુજરાતી ભાષા ઉપર ખાસ્સું પ્રભુત્વ ધરાવે છે, વર્ણનોમાં ચોકસાઈ છે. પ્રાસાદિકતા છે. બહુ સરળતાથી. સહજતાથી ક્યારેક અલંકૃત વાણી સહજ રીતે જોવા મળશે. 'લખતરનો ગઢ એટલે નગરની અસ્મિતાનો ખેસ.' કોઇ પ્રધાનના વિલાસની વાત રંગેચંગે કરવાને બદલે તેમનામાં સ્ત્રીદાક્ષિણ્ય વિશેષ હતું એટલું જ કહેશે. કેટલીક વખત આવા ગ્રંથોની ભાષામાં ઉષ્મા ઓછી હોય છે. હર્બર્ટ રીડ જેવા કલાકોવિદે તો સત્યના પ્રયોગોને પણ નીરસ કહી હતી. હસમુખ શાહની ભાષા વિશે આપણે એવી ફરિયાદ નહીં કરી શકીએ. બિનજરૂરી વર્ણનો અને કથનો અહીં જોવા નહીં મળે, પરંતુ નિરાડંબરતા અને સહજતા—સરળતા અહીં પૃષ્ઠે પૃષ્ઠે જોવા મળશે.

વડોદરા

-શિરીષ પંચાલ

બજાણાની તવારીખની શોધ અને એના પલટાયેલા દીદારને સમજવા

બજાણાની તવારીખની શોધમાં અમે બજાણાના રાજપરિવાર પાસે, ધ્રાંગધ્રામાં સચવાયેલાં બજાણા રાજ્યના રેકૉર્ડ, રાજકોટના સેન્ટ્રલ રેકોડડ્ઝમાં, રાજકુમાર કૉલેજમાં અને લંડનની બ્રિટિશ લાઇબ્રેરીમાં પહોંચી ગયા. જૂના ફોટાઓની શોધમાં અમે બજાણાની ગાદીના વારસ પીરોજખાન મલેકને પૂછ્યું. તેમણે જૂના ફોટોગ્રાફ બતાવવાની અને એનો ઉપયોગ કરવાની છૂટ આપી. પરંતુ એ મેળવતાં સમય વીત્યો અને ફોટોગ્રાફસ મળ્યા ત્યારે એમાંના ઘણાની હાલત જર્જરિત હતી. એ 'ખજાનો' બતાવવાનો ઉત્સાહ પણ એમના પુત્રનો ન જણાયો. આ તબક્કે અમારા બાળમિત્ર ભવાનીશંકર ઉપાધ્યાયે પૂછપરછ કરીને ભાળ મેળવી કે રાજના જૂના ફોટોગ્રાફ મઢેલી સ્થિતિમાં દરબારી હજામ હરગોવિંદ પાસે છે, અને એ એમની દુકાનની દીવાલોને શોભાવે છે. બજાણામાં

હજામની દુકાનને પેરિસ હેરકટિંગ સલૂન કે રાજ કપૂર કેશકલા કેન્દ્ર જેવું નામ હોય જ એવું નથી. હરગોવિંદભાઈ દુકાનને નામ આપવામાં માને નહીં. અમે સારા દૃષ્ટિવાન ફોટોગ્રાફર અઝરા ખાનને લઈને પહોંચ્યા બજાણા ત્યાં હાલની સ્થિતિમાં જેવી ઇમારતો હતી તેના ફોટા બહેન અઝરાએ લીધાં-દરબાર હોલ, દેશી ગૅસ્ટહાઉસ, જેલ, દવાખાનું, સર ન્યાયાધીશ અને દીવાનસાહેબનાં મકાનો, કન્યાશાળા, દરબારગઢ, ભવાનીશંકરનું ઘર વગેરે. પછી ગયા હરગોવિંદભાઈની દુકાને. સાથે ભવાનીશંકરભાઈ. બીજા બે ચાર જણને પણ જોણું થયું. દુકાનનું ક્ષેત્રફળ આશરે ૮x૬, કુલ અડતાલીસ ચોરસ ફૂટ જેટલું હશે. એમાં એમનું વ્યાવસાયિક ટેબલ અને બે ખુરશીઓ. રાહ જોનાર માટે એક બાંકડો અને એક સ્ટૂલ એની વચ્ચે હલનચલનની જગ્યા પણ દીવાલ ઉપર રાજકોટના જોષી સ્ટુડિયોએ પાડેલા જૂના બજાણાના સાદી ફ્રેમમાં મઢેલા ફોટાનો શણગાર. એ દુકાનમાલિક દરેક ફોટાની વિગત જાણે. દીવાલ ઉપર સમાય તેટલાં અને બીજા થપ્પી કરેલા ફોટા એમણે ઉત્સાહથી અમને બતાવ્યા. ફ્રેમમાંથી કાઢીને એ ફોટોગ્રાફના ફોટા લેવાની છૂટ આપી. સલૂનમાં જગ્યા ન હતી એટલે ભવાનીભાઈને ઘેર

લઈ ગયા. (સાથે લાવેલા સ્કેનરથી અઝરાબહેને) ત્યાં સ્કેન પણ કર્યા. આ ઉપરાંત અમારો જૂના બજાણાનો સોર્સ, ભટ્ટકાકાના દીકરા મુકુંદભાઈ. ભવાનીશંકર અને તેઓ બંને એંશી વટાવી ચૂકેલા, પણ યાદદાસ્ત સારી એટલે જ્યાં અમારો હકીકતદોષ હતો, ત્યાં સુધારવામાં મદદ મળી.

બજાણાની બધી જૂની ઇમારતો રજવાડું ગયા પછી જાળવણીના અભાવે બિસમાર થતી ગઈ. રજવાડું મટી ગયા પછી એને તાલુકાનો દરજ્જો પણ ન મળ્યો તેથી વહીવટી ઑફિસો, અધિકારીઓનાં મકાનો અને બીજી જાહેર ઇમારતોને વાપરનાર કોઈ રહ્યું નહીં. આર્થિક રીતે પણ ગામ નબળું હતું અને વધુ ભાંગતું ગયું. ૧૯૪૮થી પચાસ વર્ષ સુધી આ ઇમારતો ઘસાતી ચાલી. ક્યાંક બારીબારણાં પણ અદૃશ્ય થયાં હતાં. બાકી હતું તે છેવટે ૨૦૦૨ના ધરતીકંપે પૂરું કર્યું. આટલા ટૂંક સમયમાં જ સઘળું ખંડિયેર થઈ ગયું.

તેથી અમારી સ્મૃતિનું જે બજાણા હતું ત્યાં આજે કશું ઓળખાય એવું રહ્યું નથી, અને કેટલુંયે નામશેષ થવું છે. બજાણાના મૂળ વાસીઓમાં કોઈ દેખાતા નથી. જૂની વસતિ થાકેલી દેખાય છે, જુવાનિયાઓ ગામ છોડીને જતા રહે છે.

રાજકોટના જોષી સ્ટુડિયો-કાઠિયાવાડનાં બધાં રજવાડાંના ફોટોગ્રાફર—એ તે વખતના બજાણાના ફોટોગ્રાફ લીધેલા છે.

## પૂર્વભૂમિકા

કચ્છના નાના રણની ધારે આવેલું બજાણા એક નાનું રજવાડું હતું. અહીં વિસ્મયથી આંખો પહોળી થઈ જાય એવું કશું બન્યું નથી. અહીં કોઈ યાદગાર યુદ્ધો ખેલાયાં નથી. ગામને પાદરે વહુવારુઓ લાજ કાઢીને ચાલે એવો કોઈ પાળિયો પણ નથી ઊભો. નથી કોઈ સતીની દેરી કે જ્યાં બાધાઆખડી રાખનાર કોઈ દીવો મૂકી જાય. અહીં ધનભંડારો હતા નહીં કે કોઈ લૂંટવા લલચાય અથવા પ્રદેશનું મોકાનું સ્થાન પણ નહીં જેને સર કરવા ધીંગાણાં થાય. બજાણા હંમેશાં નિરાંતે ઇતિહાસના હાંસિયામાં રહેલું.

૧૯૧૧થી ૧૯૪૧ સુધી આખા બજાણા રાજ્યની વસતિ ૧૨,૦૦૦થી ૧૪,૦૦૦ની. રાજધાની બજાણાની વસતિ ૨,૫૦૦થી ૨,૭૦૦ની. રાજ્યની વાર્ષિક આવક સરેરાશ બેઅઢી લાખની. એજન્સીના સારા વહીવટ દરમિયાન ૧૯૨૧થી ૧૯૨૬ વચ્ચેનાં પાંચ વર્ષની સરેરાશ આવક હતી ૨,૭૭,૬૯૮ રૂપિયા. એમાંથી અંગ્રેજો સાથે કરાર થયા મુજબ બજાણાએ દર વર્ષે એજન્સીમાં રૂપિયા ૯૮૦ની પેશગી જમા કરાવવાની અને વર્ષે સત્તાવન રૂપિયા અને

દસ આના સુખડી પેટે ભરવાના હતા. બ્રિટિશ સરકારે મીઠાના અગર માટે જમીન લીધેલી એના વળતર તરીકે સો રૂપિયા મજરે આપે.

બજાણામાં કોઈ ઠંડીગરમીની ફરિયાદ ન કરે. ગામના લોકો ઉનાળામાં ૫૦ ડિગ્રી સુધી પહોંચતા તાપમાનથી ટેવાયેલા. શિયાળામાં એક મહિનો ઓતરાદા વાયરા રણ સોંસરવા વાય ત્યારે કડકડતી ઠંડી હાડ ધ્રુજાવે. અહીંનો વરસાદ અર્ધમોજીલો. મન ફાવે તો વરસે પણ મન મૂકીને ક્યારેય ન વરસે. પંદર-સત્તર ઇંચ વરસાદ પડે તો ભયોભયો. પીવાનું પાણી થોડો વખત મીઠું રહે. પછી કૂવાનાં પાણી ભાંભરાં થઇ જાય, એટલે એ જ પાણી પીવાનું. રાજ્યને પંદર ઇંચ વરસાદે મહેસૂલ સારું આવે. સાડાત્રણ ઇંચ વરસે તોપણ છ આની વરસ છે એમ મનાય. લોકો આકરા તાપમાન, સખત મહેનત અને ટાંચી ઊપજથી એવા ટેવાયેલા કે જે મળે તેમાં સંતોષ માને.

ખેડૂત મહામહેનતે બે છેડા ભેગા કરે. દેવામાં તો ડૂબેલો હોય જ. સાથી અને દાડિયા, ટોયા અને સીમરખા કાળી મજૂરી કરીને પેટિયું કૂટી ખાય. ખેડૂતમોટે ભાગે કણબી, કોળી, જત મુસલમાન અને થોડા વોરા મુખ્ય પાક કપાસનો હેબતપર બાજુ ભાલિયા ઘઉં સારા થાય. બીજે બધે વરસાદી ખેતી, પિવત ક્યાંય ન મળે. આ આકરી ખેતીમાં પણ ખેડૂત ભારે એટવાળો. કોઈની સામે હાથ લાંબો ન કરે તો કોઈનું હીણું બોલ્યું સાંખે પણ નહીં. કોક વાર કોમો વચ્ચે ધીંગાણું પણ થઇ જાય.

ખેડૂત ઉપરાંત કપાસના વેપારે નભતા વેપારીઓની સંખ્યા સારી એવી. વીસમી સદીની ત્રીસીમાં બજાણામાં સાઠેક ઘર શ્રાવકનાં હતાં. બાકીનાં થોડાં રજવાડાં ઉપર નભે. નાના ગામમાં બધી કોમો સુમેળથી રહે. મુસલમાન રાજવી હોવા છતાં રાજ્યના મોટા ભાગના અધિકારીઓ અને કર્મચારી હિંદુ હતા. ૧૯૪૬-૪૭માં કમાલખાનજી મુસ્લિમ લીગની અસર નીચે આવ્યા તે બે વર્ષ કોમી એખલાસને ધક્કો પહોંચ્યો.

એ ખેડૂતને એના ઠાઠમાં અમુક વાર જોઈએ: એક તો બેસતા વર્ષની પરોઢે. બેસતા વર્ષે ભળભાંખળું થાય એ પહેલાં, ટાઢમાં હાથ આમળતાં, દૂર દૂરથી ગાડામાં બેસીને કે થોડા ઉપર, એમના ચોયણા ઉપર પહેરેલા કડકડતા કેડિયામાં અને ઉપર પાઘડીમાંથી નાનું છોગું કાઢેલા, ચોવીસેય ગામના મુછાળા આગેવાનો કારભારીને ઘરે આવે. જતખેડૂતનો લેબાસ જુદો. એ નીચે થેપાડા જેવું કથ્થઇ કે ભૂરા રંગનું વસ્ત્ર, ઉપર પહેરણ અને માથે ભૂરા કથ્થઈ રંગનો ફેંટો બાંધે. એક પછી એક આવીને કારભારી પાસે નાળિયેર મૂકે. થોડી વાર બેસે. એકબીજાનાં ખબર પૂછે. કારભારી બધાંને નામ દઈ-દઈને માનથી આવકારે. સાજામાંદાની ખબર પૂછે. કોઈને ઘેર પારણું બંધાયું હોય તો હરખ કરે. હા, સપરમે દા'ડે કોઈ માઠી વાત ન થાય. પછી મોઢું મીઠું કરીને એક પછી એક જાય.

બેસતું વર્ષ એટલે રાજના ચોવીસે ગામનો તહેવાર. વરસાદ ઓછો હોય અને નીપજ ટાંચી હોય તોપણ તે દિવસે સૌ ઠાઠમાં મહાલવાનું ન ચૂકે.

સવલાસના મેળે નાના મોટા, આબાલવૃધ્દ સૌ જાય. પાટડી-બજાણા વચ્ચે સવલાસ આવે. વાપરવાના પૈસા ન હોવ તો કોઈના ગાડા પર ચઢીને સવલાસ પહોંચે. રંગબેરંગી કપડાંમાં છોકરિયું બંગડી અને બીજાં સસ્તાં આભૂષણો ખરીદે. પરણેલીઓ મોટેરાંનો મલાજો જાળવવા એક બાજુ મોઢું ઢાંકીને સરખી સહેલીઓ સાથે મેળામાં ફરે. છોકરાંઓ ચકડોળે ચડે. ત્યારે ચડઊતર કરતાં ચકડોળ ન હતાં. લાકડાના ઘોડા ઉપર બેસાડીને ગોળ ગોળ ફરે એ ચકડોળ ઉપર મોજ કરવાની. કોઇ છોકરા લગ્ગે રમે અથવા દોટે રમે, ઝઘડે, વળી ભેગા થાય. પૈસા બે પૈસા વધ્યા હોય તો છ ખૂણાવાળા ડબ્બામાં બાર મણની ધોબણ અને તેર મણની શેઠની કોમેંટ્રી સાથેની ફિલમ જુએ. થોડા મોટા, ખાસ કરીને જુવાનિયાઓ પાટલે રમે. લાલ, કાળી, ફુલ્લી, ચોકડી, ઝંડો, તાજ અને એકથી છવાળા આંક કોતરેલા પાસાથી 'એક કા ડબલ રમે. પાઇ, અધેલા, પૈસા બચ્યા હોય તો ચણા, મમરા, ગાંઠિયા, સાકરિયા ચણા, રેવડી લઇને ખાવ. મોટા ભાગના સ્ટૉલવાળા અમદાવાદથી આવે અને મેળો પૂરો થયે આટોપીને પૈસા ગણતાં પાછા જાવ. બીજાનાં ખિસ્સાં બે દિવસના મેળાને અંતે ખાલી થયેલાં હોય. પહેલે દિવસે નવાનક્કોર કપડાં બીજો દિવસ પૂરો થતાં પરસેવે લથબથ અને ધૂળે ભરાવેલાં, મજાથી પાછા જાવ.

પણ બજાણાના શ્રાવકો મહાવીરસ્વામીના જન્મદિવસનો ઓચ્છવ ઊજવે. ગામમાં સરઘસે ફરે અને જુવાન શ્રાવકો માત્ર ધોતિયામાં—પોસાય તો રેશમી ધોતિયામાં—ઉભડક પગે દાંડિયા લેતાં દેરાસર પહોંચે. દેરાસરમાં ધોળે દિવસે પણ કાચના પ્યાલામાં તેલ અને પાણી મિશ્રિત કરીને ઉપર મલોખાનું જારના સાંઠાનું ચોકઠું મૂકીને દીવો પ્રગટાવે અને દેરાસરને ઝાકઝમાળ કરી મૂકે. શ્રાવકો લયબધ્ધ દાંડિયા રમે, કારણ કે જૈન શાળામાં સંગીત શીખવતા માસ્તર ગાય. દેરાસરમાં શ્રાવકો કેસર, સાકર અને ખારેકના થાળ ધરે. ૨,૭૦૦ની વસતિમાં ૩૦૦ જેટલાં સંપન્ન શ્રાવકો જુદા તરી આવે. આ ઓચ્છવ જોવા બધી કોમના લોકો હોય. એ સૌને છેલ્લે પ્રસાદ વહેંચાય.

એક બીજો પ્રસંગ ગામને જોવા ભેગું કરે તે તાજિયા ગામમાં ફરે ત્યારનો. આશ્ચર્ય એ વાતનું કે બજાણામાં છતાં વરસોવરસ એક એકથી ચડિયાતા કલાત્મક તાજિયા બનાવાય. મોહરમ મહિનાના ૧૦મા દિવસે છેલ્લા દિવસે તાજિયા સાથે જુલૂસ નીકળે. જુવાનિયાઓ સાંકળથી પોતાની પીઠ ઉપર માર મારે અને લોહીલુહાણ થઈ જાય. વેદનાનો કોઈ વિચાર ન કરે, પોતે વેદના સહન કરે તો ઈમામ હુસેનસાહેબની વેદના ઓછી થાય એવો ખ્યાલ હશે. તાજિયા પહેલાં દરબારગઢે જઈને ઊભા રહે. ત્યાં સાંકળથી પીઠ ઉપર ચાબખા મારવાનો કાર્યક્રમ ચાલે. બાપુ કંઈક રકમ આપે અને તાજિયા આગળ ચાલે. એનો બીજો મુકામ અમારા ઘરે. ત્યાં પણ લોહિયાળ વિધિ ચાલે. પિતાશ્રી કંઈક રકમ આપે અને તાજિયા આગળ વધે. પરંતુ ગામના બધી કોમના લોકો તાજિયાના જુલૂસ સાથે રહે. તાજિયાની આશ્ચર્યજનક બાબત એ છે કે તાજિયા માત્ર ભારત અને પાકિસ્તાનમાં જ નીકળે, અન્ય દેશોમાં તાજિયા કાઢવાનો રિવાજ નથી.

આ બધા પ્રસંગો જુદી જુદી કોમના માણસોને નિકટ લાવે.

બજાણાનો ખાસ કંઈ રજવાડી ઠાઠ ન હતો. માત્ર આઝાદી પહેલાંનાં ૨૭વર્ષમાં ઠાઠ વધેલો. એ વર્ષોમાં એજન્સીનો વહીવટ અને ત્યારબાદ કમાલખાનજીના શોખને કારણે બજાણા ગામની રોનક બદલાયેલી. પહેલાં જૂના દરબારગઢ સિવાય નજરમાં વસે એવી કોઈ ઇમારત ન હતી. એની જગ્યાએ નવો દરબારગઢ, સ્ટેટ ગેસ્ટહાઉસ, ઑફિસનાં, અધિકારીઓનાં અને સ્ટાફનાં મકાનો, મિડલસ્કૂલ-દવાખાનું, પોસ્ટઑફિસ, કન્યાશાળા, મોટરગાડીઓ વગેરેનો ઠાઠ બજાણાએ જોયો. મર્યાદિત વીજળી પણ ખરી. જોકે આ નાના ગામની બે તાસીર હતી. અહુ બજાણા રાજ્યના ઠાઠમાઠમાં, બાકીનું જૂની ઘરેડનું. છતાં સુધારાનો લાભ ઓછો વધતો સૌને મળેલો.

બજાણાની બધી ધામધૂમ એનાં મૂળ ૨૪ ગામ પર. પછી એમાંથી મોટાં બે ગામ ભાંગીને ૨૭-૨૮ ગામ કરવામાં આવેલાં. ચારસો-પાંચસો ઘરની વસતિમાં ૧૯૨૦ પહેલાં બજાણામાં એક પ્રાથમિક શાળા હતી. કન્યાશાળા કે દવાખાનાનું નામ ન હતું. પાટડી કે વઢવાણ કૅમ્પને જોડતી સડક ન હતી. ૧૯૨૦થી ૧૯૨૬ના ગાળામાં એજન્સીએ વહીવટી સુધારણા અને પાયાની સગવડો ઊભી કરી. ૧૯૪૭ સુધી બજાણામાં રોનક રહી અને પછી ઐતિહાસિક પરિબળોએ સંસ્થાનને પાછું હાંસિયામાં મૂકી દીધું. ગુજરાતના ઇતિહાસની ફૂટનોટમાં પણ અમારા આ બજાણાને સ્થાન નહીં.

જીવનનાં પહેલાં ૧૨ વર્ષ અમે અહીં વિતાવેલાં.

બજાણાની તવારીખ

બજાણાનો સાચો ઇતિહાસ હકીકત અને દંતકથાની વચ્ચે ક્યાંક છુપાયેલો છે. અંગ્રેજો આવ્યા ત્યારે બજાણાની હકૂમત જત મુસલમાનના મલેક ખાનદાન હસ્તક હતી. આ મલેક ખાનદાન બલૂચિસ્તાનથી આઠમી સદીમાં સિંધ આવ્યું અને સિંધના વાંગાબજાર ગામે સ્થિર થયું. આ કથા રાજ્યના વાર્ષિક અહેવાલોમાં અને ગૅઝેટિયરમાં આપવામાં આવતી. કેટલીયે પેઢીઓ વીત્યા બાદ મલેક ખાનદાનની એક સ્ત્રી ઉપર સિંધના રાજાની નજર બગડી. એ સ્ત્રી સાથે પરણવા એણે દબાણ શરૂ કર્યું. તેથી આ ખાનદાને કચ્છ તરફ હિજરત કરી. સિંધની ફોજે પીછો કર્યો એટલે નિરાધારને આશરો આપનાર કચ્છના રાવ રાયધણે પણ એમને આશરો આપવાની ના પાડી. સિંધથી ભાગેલા આ લોકો ગુજરાતમાં ઊતરી જાય એ પહેલાં સિંધની ફોજે એમને કચ્છના જ મુંધરબિયા ગામે આંતર્યા.

અહીં એક કરુણાંતિકા સર્જાઇ. સિંધના રાજવીને દીકરી આપવા કરતાં જત લોકોએ માત્ર તે સ્ત્રી સિવાયની બાકીની બધી સ્ત્રીઓનો વધ કર્યો. એમનાં સ્વમાનની ગવાહી પૂરતા એમના પાળિયા હજુ કચ્છના લખુડ ગામે ઊભા છે. જત સમુદાય ત્યાંથી ભાગીને જેમતેમ થાનના માંડવ ડુંગરાઓમાં પહોંચ્યો. થાન તે વેળાએ મૂળીના પરમારોના તાબામાં હતું. પરમાર રાજવી લખધીરજીએ સિંધની ફોજનો સામનો કર્યો પણ જોયું કે સામી ફોજ મજબૂત છે એટલે સ્ત્રીઓમાં જે એક જ બચેલા એવા સુમરીબાઇને છટકી જવા દીધા અને પોતાના ભાઇ હાલોજીને સિંધીઓને બાનમાં સોંપ્યા. તોપણ સિંધી ફોજે પીછો ન છોડ્યો અને છેક વણોદ સુધી પાછળ ગયા, જ્યાં સુમરીબાઇએ આત્મહત્યા કરી. આજે પણ સુમરીબાઈનો પાળિયો વણોદમાં ઊભો છે. સિંધીઓ ગુજરાત છોડતા ન હતા. આખરે મહમ્મદ બેગડાના લશ્કરે એમને હાંકી કાઢ્યા અને એમના બંદી હાલોજીને મુક્ત કરીને અમદાવાદ લઇ ગયા. ત્યાં હાલોજીએ ઇસ્લામ ધર્મ અંગીકાર કર્યો અને એને રાણપુરની જાગીર આપવામાં આવી.

ત્યાર પછી મલેક કે જે કાળક્રમે જત તરીકે ઓળખાવા લાગ્યા હતા, તે સૌ મહમ્મદ બેગડાના લશ્કરમાં જોડાયા અને ચાંપાનેર સર કરવામાં બહાદુરી બતાવી. સુલતાન ખુશ થયા અને જત આગેવાન મલેક હાડોજીને બજાણાની બક્ષિસ આપી.
ત્યાર બાદ એક વાર એક જત સરદારે મોગલોના અમદાવાદના સૂબાની ખોફગી વહોરી. સૂબાએ બજાણાના ભાગ પાડયા. ૨૪ ગામ સાથે બજાણા હાડોજી પાસે રહ્યું. સીતાપુર અને વણોદ મલેક લાખા ઉર્ફે પીરખાનને સોંપાયાં અને વાળીવાડા મલેક ઇસાજીને. મલેક ઇસાજીએ વારાહીના રાવણિયાને હઠાવીને ત્યાંથી રાજ કર્યું. પછી વારાહી મોટી જતવાડ કહેવાયું અને બજાણા નાની જતવાડ તરીકે ઓળખાયું. ત્યાર પછીનો બજાણાનો કશો ઇતિહાસ મળતો નથી.

બજાણાના જત રાજવીઓ બલોચ હતા તેવું રાજ્યના વાર્ષિક રિપોર્ટ અને ગૅઝેટિયરમાં નોંધાયેલું છે. પરંતુ એમનાં હિંદુ નામોનો ખુલાસો મળતો નથી. સૂરજમલ ત્રીજાએ અંગ્રેજ સાથે કરાર કર્યા. હાડોજી, જીવણખાન, સોનબાઈ, દેવાજી, ખેંગારજી, હરખબાઇનાં નામો જત-ઇતિહાસમાં છે. જીવણખાનજીના અવસાન પછી કારજ કરવામાં આવ્યું હતું. વડોદ અને વિજીરિયામાં પણ હિંદુ નામો જોવા મળે છે. રોબિન્સ કલેક્શન ઑફ ધ ઇન્ડિયન પ્રિન્સલી સ્ટેટમાં લખાણ છે: "the Princes of Vanod, Vijiria and Bajana were descended from indigenous Muslim converts."

અંગ્રેજો આવ્યા ત્યારે કાઠિયાવાડ ઉપર ગાયકવાડી હકૂમત હતી. ઓગણીસમી સદીના આરંભે મરાઠા સત્તા નબળી પડી અને અંગ્રેજોનો સિતારો તેજ થયો. મરાઠી ફોજોનાં ધાડાં મહેસૂલ માટે કાઠિયાવાડને ધમરોળતાં હતાં. કાઠિયાવાડના

નાના મોટા બહાદુર રાજવીઓ ત્રાસી ગયા હતા. એમણે મુંબઇના ગવર્નરને અરજી મોકલી કે ભાઇસાબ, હવે મરાઠાને બદલે તમે અમારા ઉપર રાજ કરો. ૧૮૦૬ની વસઈની સંધિના આધારે અંગ્રેજોનો પહેલો પગપેસારો કાઠિયાવાડમાં થયો અને ૧૮૧૯ની સંધિથી અંગ્રેજોની હકૂમત અંકે થઈ. ત્યાર પછી કર્નલ વોકરે ૧૮૨૦માં કાઠિયાવાડના રાજવીઓ સાથે કરાર કર્યા, જે વોકર સેટલમેન્ટ તરીકે પ્રખ્યાત છે. કર્નલ વૉકરે રજવાડાની હદ નક્કી કરવાનું કામ કૅપ્ટન લેંગને સોંપેલું. તેથી એમ કહેવાનું કે લેંગસાહેબનો ઘોડો જ્યાં ફરે ત્યાં સરહદ નક્કી. વોકર સેટલમેન્ટમાં બજાણા વતી મહોર મારનાર રાજવીનું નામ હતું સૂરજમલ ત્રીજા.

સૂરજમલ ત્રીજા વોકર કરારમાં સહી કર્યા બાદ લાંબું ન જીવ્યા. તેમને પુત્ર ન હોવાથી ૧૮૨૦માં એમના અવસાન બાદ એમના ભાઇ દરિયાખાન બીજા ગાદીએ આવ્યા. એમને પણ કોઈ વારસ ન હતો. ૧૮૪૦માં એમનું અવસાન થયું પછી એમના પિતરાઈ નસીબખાન વીસ વર્ષની ઉંમરે ગાદીએ આવ્યા. નસીબખાને ૬૧ વર્ષ રાજ્ય કર્યું. વોકર કરારમાં અંગ્રેજોએ રક્ષણ આપવાની જવાબદારી લીધી હોવા છતાં સર રોપર લેથબ્રીજના લખવા પ્રમાણે નસીબખાન પાસે ૬૦ ઘોડેસવાર અને ૨૩૦ પાયદળનું લશ્કર હતું. નસીબખાનને પણ પુત્ર ન હતો તેથી ૧૯૦૨માં એ ગુજરી ગયા પછી એમના પિતરાઈજીવણખાન છપ્પન વર્ષની ઉંમરે ગાદીએ બેઠા. ૭૩ વર્ષની ઉંમરે જ્યારે

જીવણખાન ગયા ત્યારે તેમના વારસ તરીકે તેમના પિતરાઇ હમાદખાન મામદખાનના દીકરા કમાલખાનને દત્તક લીધેલા હતા.

અંગ્રેજો આવ્યા અને દલપતરામે લખ્યું:

દેખ, બિચારી બકરીનો પણ કોઈ ન પકડે કાન, એ ઉપકાર ગણી ઈશ્વરનો હરખ હવે તું હિંદુસ્તાન.

જીવણખાનજીના અવસાન પછી અને કમાલખાનજીની સગીરાવસ્થામાં એજન્સીએ રાજ ચલાવ્યું. તે બજાણા માટે હરખાવાનો સમય હતો. બાલુભાઇ ગોરધનદાસ પટવારીનો અભ્યાસ ડિસ્ટ્રિક્ટ પ્લીડર સુધીનો પણ એમની વહીવટી આવડત ભલભલાને આંટે એવી. બાલુભાઇ પહેલાં બજાણામાં કામદાર તરીકે આવ્યા અને પછી એજન્સીએ એમને રાજ્યના મૅનેજર નિયુક્ત કર્યા.

સારા અંગ્રેજ અમલદારોની પ્રેરણા અને તેમની પોતાની પણ સુધારણાની વૃત્તિ હશે તેથી બાલુભાઇ તેમનાં છ વર્ષના ટૂંકા ગાળામાં બજાણાને અંધારામાંથી અજવાળામાં લાવ્યા. એમના સમયમાં જે કંઇ મળ્યું તેમાં તેમણે બજાણાને બહારની દુનિયા સાથે જોડ્યું તે સૌપ્રથમ આવે.

પાટડીને જોડતી એ પાંચ માઇલની સડક બનાવવા માટે રણના વિસ્તાર ઉપર લાંબો કોઝ-વે અથવા પુલ બનાવવો પડે. માત્ર આ પુલ માટે તેમણે એક લાખ રૂપિયા ખર્ચેલા; એટલે કે, રાજ્યની આવકના ૪૦ ટકા. આખા રસ્તાનું ખર્ચ રાજ્યની એક વર્ષની ઊપજ ખાઇ ગયું હશે. પહેલાં આ પુલ ન હતો તેથી લોકો પાટડી જઇ શકતાં ન હતાં. પાટડીમાં રેલવેલાઇન હતી. નવી સડક બનવાથી લોકો ક્યારેક રેલવેનો ઉપયોગ કરતા થયા, બહારથી ટપાલ આવતીજતી થઇ અને રૂના સારા ભાવ મળતા થયા.

આ ઉપરાંત મિડલ સ્કૂલ, કન્યાશાળા, દવાખાનું, મકાનો વગેરેથી બજાણા ઊજળું બન્યું. વહીવટ સારો તેથી રાજ્યની આવક વધી. કમાલખાનજી ગાદીએ બેઠા કે તરત જ બાલુભાઇ છૂટા થયા. તે વખતે એ ભરીને તિજોરી મૂકી ગયેલા અને બજાણાના વહીવટતંત્રને સુદૃઢ પાયા ઉપર મૂકેલું.

હમાદખાનબાપુ

હમાદખાનબાપુનો ડેલો દરબારગઢ જતાં પહેલાં ડાબે વળીએ એટલે આવે. ત્યાં અમે જઇ ચઢીએ. એમની ડેલીએ દાખલ થઈએ ત્યારે ઓસરીમાં રાખેલા એક મોટા બાંકડા ઉપર એ બેઠા હોય. ખાસિયત એ કે એક પગ નીચે જમીન પર અને બીજો વાળીને બાંકડા ઉપર ગોઠવેલો હોય. સોનાની સાંકળ હંમેશાં લટકતી હોય. (અમે નાડાને સોનાની સાંકળ કહેતા). હમાદખાનબાપુ પડછંદ હતા. ઊંચા, પહોળા, વજનદાર. એમના ગોળ ચહેરામાં સૌ પહેલાં મોટી ગોળ આંખો ઉપર નજર જાય અને પછી ધોળી મોટી મૂછો ઉપર. લાંબું સફેદ ખમીસ, અને ક્યારેક કેડિયું, સફેદ ચોયણો અને માથે સફેદ પાઘડી અને પગમાં જોડા, જેનો રંગ ન કળી શકાય. કાયમ ધૂળે ભરાયેલા હોય. માયાળુ એટલા કે ક્યારેય એમનો ડર ન લાગે. એમના ડેલામાં અમે ગમે ત્યાં રમીએ. ઘોડાથી દૂર રહીએ પણ ઘોડાગાડી ઉપર ચઢવાનો તો રોજનો નિયમ.

ધંધામાં હમાદખાન એક બળદનો એક્કો ચલાવતા. મોટે ભાગે ઘાસ અને કાલાં જેવા માલની હેરફેરમાં જે કાંઇ મળે તેમાં એમનું ગુજરાન ચાલતું. બે છેડા માંડ ભેગા થાય એવો ઘાટ.

હમાદખાનમાંથી હમાદખાનબાપુ થવા તેનો જશ જીવણખાનજી અને અંગ્રેજ હકૂમતને જીવણખાનજીએ એમના નજીકનાં સગાંઓમાંથી નાના અને તરવરિયા બાળક કમાલખાનને દત્તક લેવાનું નક્કી કર્યું. ત્યારે એક દેવાજી ખેંગારજી મલેકે પોલિટિકલ એજન્ટને અરજી કરી કે સગાઇમાં એ કમાલખાન કરતાં જીવણખાનજીથી વધુ નજીક હતા. અગાઉ જ્યારે જીવણખાનજીને નસીબખાનજીએ દત્તક લેવાનો નિર્ણય કર્યો ત્યારે દેવાજીના પિતા ખેંગારજીનો હક્ક ઝૂંટવાયો હતો. દેવાજીના લખવા પ્રમાણે નસીબખાનજીના વારસ થવાની એક શરત એમની કુંવરીને પરણવાની હતી જે ખેંગારજીએ સ્વીકારી ન હતી. તેથી એ ગાદીથી વંચિત રહેલા.

દેવાજીની અરજી ઉપર અંગ્રેજ ઑફિસરોની વિસ્તૃત નોંધો જોતાં એમ જણાય છે કે ૫ જૂન ૧૯૧૮ના કાગળથી અંગ્રેજ અધિકારીઓએ જીવણખાનજીને એમના અનુગામીને પસંદ કરવાની છૂટ આપેલી. દેવાજીની અરજીની કેટલીક હકીકતો અને દલીલો અંગ્રેજ અધિકારીઓએ ધ્યાનમાં લીધી ન હતી એવું પણ લાગે. દેવાજીની સિત્તેરેકની ઉંમર પણ એમની વિરુદ્ધ હતી. વળી, દેવાજી કજિયાખોર છે એવું પણ એ નોંધોમાં જણાવાયું. વારસાઇના નિયમો કાળક્રમે ઘડાયેલા. તેમાંથી મુસ્લિમ રાજવીઓને લક્ષમાં લઈને જીવણખાનજીને કમાલખાનને દત્તક લેવાનો અધિકાર બહાલ રાખેલો. વળી, એમ પણ ખરું કે મોટી ઉંમરે આ ગાદીએ આવનાર વાળ્યા વળે કે ન વળે. નવ-દસ વર્ષના બાળકને વેતરણ મુજબ ઘડવાની અંગ્રેજોની ગણતરી પણ ખરી.

જીવણખાનજીની વફાદારી પણ અંગ્રેજોએ ધ્યાનમાં લીધી હશે. પહેલા વિશ્વયુદ્ધમાં જુદા જુદા ફંડો ખાતે નાનકડા બજાણાએ એક લાખ રૂપિયા વાપરેલા. જીવણખાનજી પોતે બે ઘોડાની બગીને બદલે એક ઘોડાના ટાંગામાં ફરતા પણ એમણે અફઘાન યુદ્ધમાં ઉપયોગમાં લેવા બે મોટરો ખરીદવા પેટે છ હજાર રૂપિયા અંગ્રેજ હકૂમતને આપેલા. એ મોટરો ન મળી એટલે અંગ્રેજોએ એ રકમ બજાણાને પરત કરેલી એ પણ નોંધાયેલી હકીકત છે. તેથી કમાલખાનની પસંદગીમાં જીવણખાનજીની વફાદારીએ પણ ભાગ ભજવ્યો હોવાનો સંભવ છે.

કમાલખાન સગીર હતા ત્યારે રાજદરબારે હમાદખાન બાપુનું સારું સ્થાન હતું. એમ તો જ્યારે વાઇસરૉય ૧૯૨૪ના નવેમ્બરમાં રાજકોટ પધારેલા ત્યારે ૨૫મી તારીખે કોનોટ હૉલમાં દરબાર ભરાયેલો. આ અવસરે બાલુભાઈ પટવારી,સગીર કમાલખાનજી સાથે હમાદખાનબાપુ પણ હાજર હતા. જોકે રાત્રે બૅન્ક્વેટમાં એમનો કે બાલુભાઈનો નંબર નહીં લાગેલો. વાઇસરૉયના બૅન્ક્વેટમાં સામેલ થવામાં સગીર કુમારને ભોજન લેવા માટે ૫૦૦ રૂપિયાનો ફાળો બજાણા રાજ્યે આપેલો.

એક વાર જૂનાગઢના નવાબને ત્યાં લગ્નનો પ્રસંગ હતો. કમાલખાનજી ન જઈ શક્યા તેથી અમારા પિતાશ્રી અને હમાદખાનબાપુ જાય એમ નક્કી થયું. બજાણાથી મોટી મોટરમાં ધૂળ ખાતા જૂનાગઢ પહોંચ્યા. ત્યાં માંસાહારી અને શાકાહારી રસોડાં જુદાં અને એમનો ઉતારો પણ જુદો. હમાદખાનબાપુને બીજા મહેમાનોની ગોટપીટમાં ફાવ્યું નહીં એટલે એ પિતાશ્રીના તંબૂમાં આવી ગયા અને શાકાહારીની પંગતમાં બેસી ગયા.

ભોજનમાં ભાતભાતનાં પકવાન હતાં. એક નાનકડી વાટકીમાં શ્રીખંડ પણ હતો. એક આંગળીમાં સમાય એટલો શ્રીખંડ જોઇને બાપુને અચરજ થયું. એટલું જ નહીં, ગમ્મતભેર બાપુએ પૂછ્યું: અલ્યા, રસોઇયો કોણ છે? મૅનેજર દોડતો આવ્યો. બાપુએ પૂછ્યું આ વાટકીમાં શું છે? પેલો કહે: શ્રીખંડ. બાપુ કહે એમ? તો એક કામ કર. આ ખવાય એટલો તો છે નહીં એટલે આ તારા શ્રીખંડને આંખમાં આંજી દે. ટાઢકેય થશે અને વાટકી આડી નહીં આવે. ત્યાર પછી બાપુ શ્રીખંડના ત્રણ મોટા વાટકા ઝાપટી ગયેલા.

હમાદખાનબાપુને અમારે માટે સારી લાગણી. અમને બન્ને ભાઇઓને સવલાસના મેળા વખતે દર વર્ષે બે રૂપિયા વાપરવા આપતા એવી નોંધ ઘરના હિસાબમાં મળે છે. કમાલખાનજી જેમ જેમ મોટા થતા ગયા તેમ તેમ હમાદખાનબાપુનું મહત્ત્વ ઓછું થતું ગયેલું.સગીર કુમારનું ભણતર અને ઘડતર

અંગ્રેજ સરકારે અગિયાર વર્ષના અશિક્ષિત સગીર રાજવીને રાજકુમાર કોલેજમાં સીધા મોકલવાનો નિર્ણય લીધો. ૧૯૧૯ના જુલાઈની શરૂઆતમાં બાલુભાઇ પટવારી સગીર દરબારને લઈને રાજકોટ પહોંચ્યા. ૧૬મી જુલાઇએ

નિશાળે બેસાડ્યા. બીજે જ દિવસે બાલુભાઇ અગિયાર વર્ષના કમાલખાનજીને આંગળી પકડીને ત્યાંના હાકેમો પાસે લઇ ગયા. એ હાકેમો હતા: ગવર્નરના પોલિટિકલ એજન્ટ કર્નલ આર. એસ. પોટિંજર, કે. બારલે નામના આઈ. સી. એસ., મેજર એચ. એ. મોસ, કર્નલ વી. એમ. પી. વૂડ, કૅપ્ટન ટેટ અને રાજકુમાર કૉલેજના પ્રિન્સિપાલ મિસ્ટર ટર્નર. પછી એમને ભણાવવાનું ગોઠવ્યું. બીજાં કેટલાંક રાજ્યોના કુંવરોને રહેવા માટે પોતાની વ્યવસ્થા કરવાની છૂટ હતી જેથી એમને અનુકૂળ ખોરાક અને એમના માણસોનો સંસર્ગ રહે. એ રીતે રાજકોટમાં ઘણાં રજવાડાંના ઉતારા હતા. પણ બજાણાનું રાજ્ય નાનું અને એના વતી કોઈ વકીલાત કરનાર પણ નહીં એટલે બાપુને સીધા અજાણ્યા વાતાવરણમાં આમ અશિક્ષિત કિશોરને હોસ્ટેલમાં મૂક્યા. એમની મૂંઝવણ કોઈ કલ્પી શકે? એમને કેવો કલ્ચરશોક લાગ્યો હશે? એ કિશોરનું કાઠું બળૂકું હશે રહ્યા. પણ કંઈ ફૉર્મલ એજ્યુકેશન

મેળવી શક્યા નહીં. બાપુ બજાણામાં ભણ્યા હતા. નાના પછાત ગામમાં એક બળદનું ગાડું એટલે કે એક્કો હાંકી ગુજરાન ચલાવતા પિતાના એ પુત્ર. બે ટંકના વાખા હોય ત્યાં પાટી ઉપર ધૂળ નાખવાનું ક્યાંથી બને? બાપુ અઢાર વર્ષે ગાદીએ બેસવાના. વચ્ચેનાં છ-સાત વર્ષ ભાષા, ઇતિહાસ, ભૂગોળ વગેરે અને રાજધર્મ શીખવા માટે હતાં. રાયાજીરાવને જે રીતે તૈયાર કરાયા હતા તે રીતે, પહેલાં બાપુને બજાણામાં ટ્યુટર રાખીને ભણાવ્યા હોત. રાજવિદ્યાના પાઠ શીખવ્યા હોત અને પછી રાજકુમાર કોલેજમાં ગોટપીટ શીખવા મોકલ્યા હોત તો એમને અને રાજ્યને લાભ થાત.

શારીરિક અને માનસિક સંસ્કાર બદલાવાને કારણે સગીર કુમારનું શરીર સુદઢ થયું અને એમનો વધુ ઝોક ઠાઠમાઠ અંગ્રેજીમાં બોલવા તથા અંગ્રેજોના સંગ પ્રતિ રહ્યો. અંગ્રેજી બોલી શકે. લખવાનું નામ નહીં. ગુજરાતી તળપદું બોલે અને અક્ષર તો જોવા જેવા. સહી કરતાં આવડે. રાજવહીવટમાં ચાંચ ન ડૂબે અને બહારની દુનિયામાં કે કાઠિયાવાડમાં શું બની રહ્યું છે તે સમજવાની દૃષ્ટિ પણ કેળવાઈ નહીં.

બાપુ સગીરમાંથી વયસ્ક થયા ત્યારે રાજકુમાર કોલેજ છોડી. પછી છ મહિના બાલુભાઇ પાસે રાજવહીવટમાં પલોટાયા અને એમને ૧૧ જૂન ૧૯૨૬ના રોજ તખ્તેનશીન કરાયા. એ વયસ્ક તો થયા હતા જાન્યુઆરીમાં.

એક શમિયાણામાં દબદબાભર્યા સમારંભમાં બાપુ ગાદીએ બેઠા. અગિયાર તોપની સલામી દેવાઇ. એમાં બે તોપ નહીં ફૂટેલી એવું અમને પિતાશ્રીના પટાવાળા અને બજાણાના સર્વજ્ઞ લાડજીએ કહેલું.

એમ બાપુ ગાદીએ બિરાજ્યા.

કમાલખાનજીનું માનસ જરા પણ કોમવાદી ન હતું. એમના રણવાસમાં પણ હિંદુ-મુસલમાનનો ભેદ ન હતો. એમાંના જે હિંદુ હતા તે મંદિરે જઇ શકતા. ભવાનીશંકરભાઈના કહેવા પ્રમાણે એક વાર બાપુ ધોતિયું અને ઝભ્ભો પહેરીને રામજી મંદિર પણ ગયેલા.

હૃદયના ચોખ્ખા કમાલખાનજી એક ઉમદા રાજવી બની શક્યા હોત. પરંતુ એમને મૂળિયાંમાંથી ઉખેડીને પરાઇ સભ્યતા ઉપર વિકસાવવાનો અંગ્રેજોનો પ્રયત્ન સફળ ન થયો. વળી, ૧૯૪૫માં અંગ્રેજોની જોડાણયોજનાનો વિરોધ કરનાર પણ એ એકલા જ હતા. એ એક કરુણા છે કે અંગ્રેજોએ એક ઉમદા વ્યક્તિનાં લક્ષણો ધરાવતા રાજવીને બજાણાના ઉત્તમ વહીવટકર્તા ન બનવા દીધા. બાપુએ પોતે પણ સહન કર્યું. જોકે આકરા દિવસો પણ તેમણે હસતે મોંએ પસાર કરેલા.

મલેક શ્રી કમાલખાન

એક વાર અમે રમતા હતા ત્યારે એક મોટી ભૂરી કન્વર્ટિબલ અમારી સામેથી ધૂળ ઉડાડતી ઝડપથી પસાર થઈ અને અમે ધૂળે છવાઇ ગયા. એક પ્રતિભાશાળી વ્યક્તિ ગાડી ચલાવતી હતી. હજુ યાદ છે કે એમણે ચશ્માં પહેરેલાં અને એમની મૂછો ભરાવદાર હતી. ફૂટબોર્ડ ઉપર માથે લીલો સાફો બાંધેલ ડ્રાઇવર યુનિફૉર્મમાં ઊભો હતો. અમે અમારા નાનકડા હાથ ઊંચે હલાવ્યા પણ કોઇએ જોવા નહીં. બાપુનું અમારું આ પહેલું સ્મરણ. આ બાપુ એટલે મલેક શ્રી કમાલખાનજી. રાજદરબારે ઊંચનીચના દરજ્જા વિશે સજાગ એવા અંગ્રેજોએ રાજ્યોના વિસ્તાર અને મહત્ત્વ પ્રમાણે મહારાજા, ઠાકોરસાહેબ, દરબારસાહેબ વગેરે દરજ્જા આપેલા. એમને અંગ્રેજોએ આપેલી પદવી તો દરબારસાહેબની, પણ અન્ય રાજ્યોની જેમ પોતાના રાજ્યમાં એમને પ્રેમાદરથી સૌ બાપુ કહે.

કમાલખાનજી નખશિખ રાજવી દેખાય. ફૂટડા જુવાન, મજબૂત બાંધો, પ્રભાવી ચહેરા પર મોટી મૂછો અને આંખે ચશ્માં. એ જમાનાની ફેશન અનુસાર બ્રિલિયેન્ટાઇન નાખીને વાળ ઊભા ચપોચપ ઓળે. બાપુ મોટે ભાગે કોટપાટલૂન પહેરે. એમાં પણ ખાખી અને સફેદ રંગ વધુ પસંદ. ઘણી વાર બિચીસ અને જોધપુરી પહેરે અને માથે અંગ્રેજો પહેરતા તેવી સોલા ટોપી હોય. રાજ્યના સમારંભોમાં પણ એમના પરંપરાગત જત મુસલમાનોના રાજવી પોશાકમાં બાપુ ભાગ્યે જ જોવા મળે.
બાપુને ભરેલી તિજોરી મળેલી. બીજા દરબારોનો ઠાઠ એમણે રાજકુમાર કૉલેજમાં જોયો હશે. એમણે જીવણખાનજીની કરકસર પણ જોયેલી. જીવણખાનજી ખોટું ખર્ચ કરવામાં માનતા ન હતા. સાચું ખર્ચ કરવાનું પણ ટાળતા. આવી તેવી કશી-કોઈ રોનકની એમને જરૂર ન હતી. દરબારગઢ એટલે મોટું ખોરડું. વાહનમાં એમણે પોતાને માટે એક ઘોડાગાડી રાખેલી. બજાણાના ખાડાખડિયાવાળા રસ્તા ઉપર એ ચાલે. જીવણખાનજીને હાથી, ઘોડા, મોટરોની જરૂર નહીં જણાયેલી. વળી, બાલુભાઇ...ભરેલી તિજોરી મૂકતા ગયેલા. બજાણામાં ઠાઠમાઠની જે કમી હતી તે કમાલખાન બાપુએ પૂરી કરી.

બાપુના ક્રિકેટ, ટેનિસ અને બિલિયડ્‌ર્સ તેમજ એમની મોટરોના શોખ વિશે અન્યત્ર લખાયું છે. એમના બધા શોખમાં સંગીતનો નંબર પહેલો આવે. એમને શાસ્ત્રીય સંગીતમાં ક્યાંથી રસ જાગ્યો અને એનું જ્ઞાન ક્યાંથી લાધ્યું એ એક અચરજનો વિષય છે. જેનો અન્યત્ર ઉલ્લેખ કરાયો છે તે રાજસ્થાની બાઈ અને એનો વર પન્નાલાલ રોજ સાંજે બાપુની હાજરીમાં હોય. થોડે દૂર રહેતી એ બાઇને પાછળથી દરબારગઢ નજીક રહેવાની વ્યવસ્થા કરી આપેલી, અને છેલ્લે રાજ ગયા પછી બાપુ જ્યારે કિલ્લે પારડી રહેવા ગયા ત્યારે એમના સંગીતના શોખને લીધે ત્યાં પણ સાથે લઈ ગયેલા. બીજા સંગીતકારોને પણ એ હંમેશાં આવકાર આપે. મન દઈને સાંભળે અને એની ખૂબીઓ વખાણે.

ભટ્ટકાકાના દીકરા મુકુંદભાઈ યાદ કરે છે કે એક વાર, એમના ભાઈઓ, એકબે પટાવાળા અને બે ચાર બીજા છોકરાઓ અને એમણે એમના ઘરમાં સંગીતનો જલસો ગોઠવેલો. જસુભાઈ હાર્મોનિયમ વગાડે. મુકુંદભાઈ વાંસળી ઉપર. પટાવાળા અભરામભાઈ ઢોલક વગાડે. આ હોલક એટલે મૂળે તો વજુકાકાએ આપેલું રંગનું જૂનું ડબલું. બાપુ સાંજે મુસાફરી બંગલેથી દરબારગઢ ચાલતા જતા હતા અને કોઇને ગાતું-વગાડતું સાંભળ્યું. નજીક ગયા ત્યારે જોયું કે આ છોકરાઓનો જલસો છે. વિચાર કર્યો કે અંદર જઈશ

તો એ બધા ગાવા વગાડવાનું બંધ કરશે. એટલે સાંભળવા બહાર ઊભા રહ્યા. ત્યાં જાળીમાંથી કોઈની નજર ગઈ. અરે, બાપુ બહાર ઊભા છે. છોકરા ઊભા થઈ ગયા.
અભરામભાઈના સંકોચનો પાર નહીં. બાપુ કહે ઢોલક નથી તે આ ડબલું વગાડો છો! કાલે દરબારમાં આવીને ઢોલક લઈ જજો. એમ કહીને ચાલતા થયા.
જન્મદિન કે એવા કોઈ પ્રસંગે બાપુ જશન મનાવે ત્યારે નાચનારીઓ પણ આવે. એક વાર મરાઠી ફિલ્મ અભિનેત્રી વત્સલા કુમઠેકરને પણ અમે જોયેલાં. સુંદર હતાં. કથક-વધુ તો કોઠાનું-નૃત્ય કરનાર એક અખતરીબાઈને બજાણામાં રાખેલાં. એમનું ઘર અમારા ઘર પાસે હતું. એટલે અમે તેમને સાદા વેશે તેમજ રંગરોગાન સાથે પણ જોયેલાં.બાપુ સ્વભાવે સરળ. અન્ય રાજવીઓની જેમ કાનના થોડા કાચા અને ખુશામતિયા લોકોમાં આંધળો વિશ્વાસ મૂકે. બાપુના બે ગુણો સીધા નજરે તરે. એક તો બાપુ સાચા અર્થમાં બિનસાંપ્રદાયિક. એમને મન બધા ધર્મ સરખા. પોતાનો ધર્મ ઇસ્લામ, ક્યારેક મસ્જિદમાં નમાજ પઢવા જાય. તાજિયા વખતે દરબારગઢમાં એનું

સ્વાગત થાય. એમની હિંદુ—સ્ત્રીઓને એમનો ધર્મ પાળવાની પૂરી છૂટ. જૈનો પણ એમનો આદર કરે. એ સમયના જૈન દેરાસરની રોનક કંઈ ઓર હતી.

વૈભવ અને યૌવન હોય ત્યાં સ્ત્રી પણ સાવ અનાયાસ ઉમેરાય. લગભગ અબાધિત કહેવાય એવી સત્તા હોવા છતાં બાપુએ કોઈની ઉપર બળજબરી ક્યારેય નહીં કરેલી. વાસ્તવમાં એમણે એમની સત્તાનો દુરુપયોગ ક્યારેય નહીં કરેલો.

બીજો સંગ એમને જે પસંદ હતો તે અંગ્રેજો અથવા અંગ્રેજિયત ધરાવતા હિંદીઓને મળવાનો. બજાણાની નજીકમાં અંગ્રેજ, પારસી અને મુસ્લિમ અધિકારીઓ હતા તે ખારાઘોડા સૉલ્ટ વર્ક્સમાં અથવા વીરમગામની કસ્ટમની લાઇનદોરીમાં અથવા એમના ઉપરીઓ અમદાવાદ મુંબઈમાં હોય તે. ટેનિસ, ક્રિકેટ કે બિલિયર્સ્ટ રમવા અથવા ખાલી મોજ કરવા આ લોકો આવે. બજાણા જેવી નાની રિયાસતમાં પણ યુરોપિયન ગેસ્ટહાઉસ હતું. વાસ્તવમાં આમાં જે અંગ્રેજ કહેવાતા એ મૂળે તો હતા ઍંગ્લો-ઇન્ડિયન. અંગ્રેજોએ એમનાં આ સંતાનોને રેલવે, કસ્ટમ્સ, પોલીસ, એક્સાઇઝ જેવાં ખાતાંઓમાં ગોઠવેલાં. એ થાય રાજ્યના મહેમાન. વિદાય વેળાએકંઈક ભેટસોગાદો પણ લેતા જાય. વાંચવા માટે વૉટ્સન લાઇબ્રેરીમાંથી પુસ્તકો લઈ જાય જે પછી ક્યારેય પાછાં ન આવે. એક કસ્ટમ્સ કલેક્ટરને તો બાપુએ મોટર પણ ભેટ આપેલી. બાપુ અંગ્રેજી ખાસ વાંચે નહીં પણ બોલે બરાબર.

સાવ નાનકડું રાજ એટલે કામકાજ પણ કેટલાં હોય? એટલે દરબારસાહેબ/બાપુનો વધુ સમય મોજશોખમાં જાય. કોઈ ગંભીર વાતમાં એમને રસ ન પડે પણ એટવાળા ભારે. જ્યારે બીજું વિશ્વયુદ્ધ ખેંચાયું ત્યારે અંગ્રેજ હાકેમોની અગ્રિમતા સૈનિકોની ભરતી કરવામાં, માલસામગ્રી એકઠી કરવામાં અને એ સરંજામ યુદ્ધને મોરચે મોકલવામાં હતી. નાનાં રાજ્યો ઉપર નજર રાખવાનું ટાળી શકાય તો યુદ્ધની સહાય માટે વધુ સમય મળે. એટલે અંગ્રેજ સરકારે જોડાણ (Attachment)ની યોજના ઘડી, જે અન્વયે નાનાં રાજ્યોનો વહીવટ કેટલાંક મોટાં રાજ્યોને સોંપવો, એમ નક્કી થયું. આ નાનાં રાજ્યોને નામનાં કરી મૂકવાં અને મોટાં રાજ્યોના કારભારીઓ, જેમને અંગ્રેજોએ મંજૂર રાખ્યા હોય તેમની મારફતે રાજ ચલાવવાનું. આવા અન્યાયકારી આદેશ સામે પણ બીજાં નાનાં રાજ્યોએ ઊંહકારો ન કર્યો. બાપુને આ જોડાણયોજનાની જોહુકમી મંજૂર ન હતી. એમણે એમની હકૂમત ચાલુ રાખી. અંગ્રેજ સલ્તનત સામે માથું ઊંચકનારને અંગ્રેજ હાકેમો કેવી રીતે સાંખે? એક દિવસ પૂર્વ કાઠિયાવાડ એજન્સીના પોલિટિકલ એજન્ટ કર્નલ કોકસ ૭૫ સૈનિકોની ફોજ લઈને બજાણા પહોંચ્યા અને બાપુને ગાદીએથી ઉતારી, વડોદરા રાજ્યે નીમેલા અને અંગ્રેજોએ જે નામને સંમતિ આપેલી એવા રમણલાલ દોશીને બજાણાના કારભારી નીમ્યા. આમ થતાં, અગાઉના કારભારી, અમારા પિતાશ્રીએ વતન લખતરની વાટ પકડી.

બજાણા છોડતાં પાટડી સ્ટેશને કોકસે નવા કારભારીને સૂચના આપી કે:

૧. રાજ્યના હિસાબ તપાસવા અને દરબારે કોઈ રકમ કાઢી નથી લીધી એની તપાસ કરવી.

૨. બજાણાની હદમાંથી કોઇ માલની બ્રિટિશ હદમાં દાણચોરી થાય છે કે કેમ તે જોવું.

૩. દરબાર ઉપર નજર રાખવી.

દોશીએ તરત તપાસ કરી અને જોયું કે બાપુએ તિજોરીમાંથી ત્રણ મહિનામાં રૂપિયા બે લાખ સાડત્રીસ હજાર સાતસો અઠ્યાસી, પાંચ આના અને નવ પઈ ઉપાડેલાં. એમાં નેવુ હજાર હમાદખાન બાપુએ ૧૯૩૪માં રાજ્યને ઍડ્વાન્સ આપેલા-તે તેમને પરત કરવા માટે એવી નોંધ કરેલી. હમાદખાનબાપુ પાસે ક્યારેય આટલા પૈસા ન હતા. અંગ્રેજોએ આ એન્ટ્રીને બેવજૂદ (absurd) ગણાવી. એક લાખ ત્રીસા હજાર બાપુએ પોતાની જિવાઈ માટે ઉપાડ્યા. તેરસો અઠ્ઠાણું અને અગિયાર આના-એક ઘોડો અને એનું ચોકડું ખરીદવા ખાતે લખેલા. એમણે અમારા પિતાશ્રીનો પગાર ભીડ વખતે ટૂંકો કરેલો તેનો પાછલો હિસાબ ગણીને રૂપિયા ત્રણ હજાર પાંચસો છત્રીસ

આપેલા. અંગ્રેજ હાકેમો તો થયા ધૂંઆપૂંઆ હુકમ છૂટયા કે બાપુએ જિવાઇ માટે લીધેલી રકમ એમને અપાનાર જિવાઈમાંથી કેમ ન કાપવી એવો ખુલાસો માગો. બાપુ ઉપર ચારે બાજુથી ધોંસ. એમાં વડોદરાના દીવાન બી. એલ. મિત્તર અંગ્રેજના સાગરીત થઈ ગયેલા. બાપુએ લાલસિંહરાવ ગાયકવાડને કાગળ લખ્યો કે એમની ગરિમા જળવાય એ જોજો. એ પણ ચૂપ રહેલા. પણ એ કંઇ સયાજીરાવનું વડોદરા થોડું હતું? કંઇ દાદ ન મળી. અંગ્રેજો વધુ નારાજ તો થયેલા, બાપુએ એમના હક માટે ૧ ઑગસ્ટ, ૧૯૪૫ના દિવસે જે દમદાર કાગળ લખેલો તેનાથી. કર્નલ કોકસ કુમક લઈને આવ્યા પછી બાપુ ઊપડ્યા રાજકોટ. ત્યાંથી રાજ્યના એજન્ટ ચુનીકાકા (ચુનીલાલ કાળીદાસ શેઠ)ને લઈને ઊપડ્યા મુંબઈ, આ બાતમી દોશીએ વડોદરાના દીવાનને આપી અને એ પહોંચી કોકસ પાસે. મુંબઈમાં બાપુ બૅરિસ્ટર એમ. આર. જયકરને મળ્યા. જયકરે કાગળ ડ્રાફ્ટ કર્યો અને એમાં બાપુએ મતું માર્યું એથી અંગ્રેજો વધુ છંછેડાયા. આ આખો પત્રવ્યવહાર લંડનની બ્રિટિશ લાઇબ્રેરીમાં સચવાયો છે.

આખરે જે સંજોગોમાં આ જોડાણયોજના ઘડાઈ હતી એવી જ રીતે પલટાતા સંજોગોમાં એ પડતી મુકાઇ અને બાપુ અને એમના કારભારી બજાણામાં માનભેર પાછા પ્રવેશ્યા.

જેમણે હિંદુ-મુસલમાનનો ક્યારેય તફાવત નહીં કરેલો અને કોઇ ઉપર જોરજુલમ નહીં કરેલો એ કમાલખાનજી ક્યારે મુસ્લિમ લીગના સપાટામાં આવી ગયા એની કોઇને જાણ ન થઇ. ૧૯૪૫-૪૬ના અરસામાં ફેજ ટોપી પહેરેલા અજાણ્યા માણસોને અમે ક્યારેક બજાણામાં જોતા. એવું અનુમાન થઈ શકે કે જ્યારે તેઓ બજાણા છોડી કિલ્લે પારડી ગયા ત્યારે લીગે એમના ઉપર કામણ કર્યું હશે. ૧૯૪૭માં જ્યારે જૂનાગઢ પાકિસ્તાનમાં ભળવા તૈયાર થયું ત્યારે બજાણા કે જે ક્યારેય ઝનૂની ન હતું અને જેના લગભગ સઘળા કર્મચારીઓ હિંદુ હતા, એણે પાકિસ્તાન સાથે જોડાવાની જાહેરાત કરી. તે જ દિવસે અમારા પિતાશ્રીએ એમનું દીવાનપદ છોડ્યું અને અમે લખતર જવા નીકળી ગયા. આ બધું કરવા-કારવવામાં મોગલબેગ નામના એક માણસ બાપુના સલાહકાર હતા. એ અરસામાં બાપુ કરાંચીનો આંટો મારી આવ્યા. ત્યાં એમનો ભ્રમ દૂર થયો. પાછા આવ્યા ત્યારે અહીંની સ્થિતિ પણ બદલાઈ ગયેલી. પહેલાં એમણે જવાબદાર રાજ્યતંત્ર સ્વીકાર્યું અને પછી બીજાં રજવાડાંઓની જેમ રાજ સોંપી દીધું. સાલિયાણું વર્ષે રૂપિયા ૬૫,૦૦૦ મુકરર થયું.

BOMBAT. I ADJUST. 1945

My Dear Cal. Cox,

In Contisastios of sy letter dated 22-7-15, I place on record in writing that the action of compulsorily depriving me af ny powers and ousting se from the legitinste seccine of my jurisdiction for the mely reason that I zelme is consent to the attacheest which I consider objectionable, in, to any the lesst, arbitrary and unjust. It is indeed a astter of intense regret, ast only to myself, but to all my brother Rulers, that an Agent of the Hon'ble the zesident should have thought it pauper and dignified to come to my state with an arned party Vo staing to compel ne to antait to s proposal which I had, in exertion of my constitutional right, Informed the Residency I was not prepared to accept or scquiesce in.

The action of depriving ne of my rights, powers and privileges amounts to nothing less than experpriation and cannot be justified on any principles governing the relations of the Indian States with the crown. The grievance is further aggravated by the fact that ay State is not only taken over by the Crows Representative bat is transferred to another foreign State. without ay as ny peoples consent af in fact, against cur express disappressi of it. We feel thet such a transfer is detrimental to the interest of us both.

The depcivation of ay powers without allowing ne to have any opportunity of placing ay case before regularly constituted coastonton or Court of Arbitration, is in direct contravention of the Government's zesolution Bo.4569 dated 19 June, 2922 that no powers of a Ruler should be curtailed without giving his and enquiry.

You will appreciate that Powers of Paramountcy sze to be used for protecting the Rules and not to expropriate his and hand over his State to another State. Our action of handing over the charge of ay State to servant of the Barods State in a virtual transfer of ay State to Eszods. I sa not unatadful of the fact that an unseenly device has been employed in styling an Earthart of Bajans servant of the Baroda State which in fact is to enjoy the powers of s Kanger and as such is trespasser. It is shoclutely clear that he is not the Earthari of ny State as he han not been appolated by se nor have I agreed to his working as ay Farbsheri, he represents Baroda and holds office as a barods State servant.

As for the allowance which has been fixed, I do not wish to complain of Its Inadequacy in this letter. By protest is against the procedure from beginning to end.

In conclusion, may I request you to be so good as to forward this letter to proper quarters; I shall get relief to which I as rightfully entitled.

Yours sincerely. CHIEF OF BAJANA

પ્રાથમિક શાળા

નિશાળે બેઠા પહેલાંની કોઇ ઘટના કે વિશેષ પ્રસંગનું અમને સ્મરણ નથી. અમે કોઇ ચમત્કારો કર્યા કે બતાવ્યા હોવાની વાત ક્યારેય કોઇએ ચર્ચી નથી. ગાવા-વગાડવામાં અમે કુશળ હોઇએ એ સંભવિત જ નથી; કારણ, અમારાં માતા-પિતાએ અમને ક્યારેય કોઇ મહેમાન સમક્ષ કોઇ આઇટમ રજૂ કરવા ઊભા નહીં કરેલા. રમવા સિવાય બીજું કાંઇ અમે કર્યું હોવાનો સંભવ નથી. અમારા જીવનનો પહેલો મહત્ત્વનો પ્રસંગ તે એકડિયામાં પ્રવેશવાનો

અમે જ્યારે એકડિયામાં દાખલ થયેલા ત્યારે શિક્ષણક્ષેત્રે અમારા પ્રવેશની જાણ પિતાશ્રીએ ધામધૂમથી કરેલી. ‘વિદ્યા આરંભે ગુરુ શ્રેષ્ઠ' –એ માન્યતા મુજબ સને ૧૯૩૯ના એપ્રિલમાં, વિક્રમ સંવત ૧૯૯૫ને ગુરુવારે, વૈશાખ વદ આઠમના રોજ અમને નિશાળે બેસાડ્યા. અમારી ઉંમર સાડાચાર વર્ષની. આ શુભ પ્રસંગે પિતાશ્રીએ નિશાળમાં એક રૂપિયો અને નાળિયેર આપેલાં. ગામને વીસ શેર ખાંડનાં પતાસાં વહેંચેલાં થોડાં ખૂટ્યાં એટલે બીજાં અઢી શેરનાં બનાવવાં પડેલાં. આમ મીઠાશ વેરતા, થેલીમાં પાટી અને પેન લઇને, અમે બજાણાની પ્રાથમિક શાળામાં ધામધૂમથી દાખલ થયેલા.

અમારા પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણની એક વસમી હકીકત છે તે વર્ગમાં થયેલ શિક્ષણપ્રક્રિયાની સંપૂર્ણ વિસ્મૃતિ જ્યારે શિક્ષક અને શિક્ષણ વિશેનાં અન્ય લોકોનાં સંસ્મરણો સાંભળીએ, તેમજ શિક્ષકોએ તેમને કેવા પ્રેર્યા અને એમના જીવનઘડતરમાં શો ફાળો આપ્યો તેની પ્રસન્ન મને થયેલી સ્વીકૃતિ વાંચીએ ત્યારે, અમારી સ્મૃતિમંજૂષામાંથી અદૃશ્ય થઇ ગયેલી આ વાતનો જબરો અફસોસ-રંજ રહે છે.

અમને બીજો પ્રશ્ન એ થાય છે કે અમારા માટે ૧લી ચોપડી ૨ સપ્ટેમ્બર, ૧૯૪૦ના રોજ ખરીદેલી. તો પછી અમે ૧૭ મહિના શું કર્યું? માત્ર ગુજરાતી બારાખડી અને થોડું આંકડાવાચન, એટલું જ?

અમારો એક ભત્રીજો એમ માને છે કે પિતાશ્રીને એવો ભ્રમ હશે કે અમે મોટા મેધાવી છીએ તેથી વધુ ઝડપથી આગળ વધીએ એટલા માટે ટ્યૂશન રાખ્યા હશે. હકીકતમાં પિતાશ્રી વાસ્તવિક દૃષ્ટિના માણસ હતા તેથી એવો ભ્રમ સેવે એવું અમે માનતા નથી. તો પછી અમને ટ્યુશન કેમ કોટે વળગેલું એનો ઉત્તર મળતો નથી. અમારી ગણના સામાન્ય તોફાનીઓમાં ન હતી અને અમે 'ઢ' પણ ન હતા છતાં કેમ ટ્યૂશન રાખ્યું એનું રહસ્ય અમે જાણી શક્યા નથી. એ એક હકીકત છે કે અમારો ટ્યૂશનનો સિલસિલો મૅટ્રિક સુધી ચાલેલો. કૉલેજમાં તો એવી વ્યવસ્થા ન હતી તેથી ત્યાં આ શૈક્ષણિક કનડગતથી અમે બચેલા.

ભલે અમારી વિસ્મૃતિ થઈ હોય, પરંતુ અમે કંઈક તો શીખ્યા હોઈશું; કારણ, અમે ગુજરાતીમાં લખતા, વાંચતા શીખેલા, અમને પલાખાં સરસ આવડતાં અને અમારી વાતચીતની ભાષા પણ સારી ગણાતી.

વર્ગ બહારની અમારી અનેક સ્મૃતિઓ અકબંધ છે. ‘રમત અમારું જીવન’ પ્રકરણમાં અમારી બાલ્ય તેમજ કિશોરાવસ્થાની અગ્રિમતાનું ચિત્ર આપ્યું છે. તેમ છતાં બીજી અનેક સ્મૃતિઓ ઊભરાય છે, તેમાંથી કેટલીક તાજી કરીએ. એમ કરતાં એક બાળક-કિશોરની દૃષ્ટિએ તત્કાલીન સ્થળકાળની કદાચ ઝાંખી થાય.

મિડલ સ્કૂલ

સૌ પહેલાં આપણે અમારી મિડલ સ્કૂલની પશ્ચાદ્ભૂ જોઈએ. અમે મિડલ સ્કૂલમાં પહોંચ્યા ત્યારે અમારી ઉંમર સાડાઆઠની પણ અમારી હોશિયારી જોઈને અથવા મોટા ભાઈ સાથે વર્ગમાં હોઉં તો કાંઈક ભણીશ એવા ખ્યાલે પિતાશ્રીએ અમને પહેલું અને બીજું એમ બે ધોરણ ભેગાં કરાવ્યાં. એટલે અમે દશ વર્ષે મિડલ સ્કૂલના ત્રીજા ધોરણમાં અને હાલના સાતમા ધોરણમાં પ્રફુલ્લભાઈની સાથે થઈ ગયા. આવો કૂદકો મારવા માટે અમે કોઈ વાથ નહીં મારેલો. અમે થોડી મહેનત કરેલી અને અમને કોઇએ ખાસ ભણાવેલું પણ નહીં. અમારી શાળામાં કોઈને નાપાસ ન કરવા, બધાને પાસ જ કરવા, એવી ઉદાર નીતિ હતી તેથી અમે પણ ઉપર ધકેલાવા હોવાનો સંભવ છે.

અંગ્રેજ પોલિટિકલ એજન્ટો-લૅંગ, બાર્ટન, પીલ, વોટ્સન, હૅંકોક વગેરેની પ્રેરણાથી ક્યાંક ખિતાબ મેળવવાની લાલચે અને ક્યાંક અંગ્રેજ હાકેમોને રાજી રાખવા કાઠિયાવાડની રિયાસતોમાં દવાખાનાં, શાળાઓ, લાઈબ્રેરીઓ, જાહેર બગીચાઓ, રસ્તા અને પુલો વગેરે બંધાયેલાં અને એ દરેકને કોઈ ને કોઈ અંગ્રેજ હાકેમનું નામ આપેલું અંગ્રેજોની પ્રેરણાથી બાલુભાઈએ નવાં બાંધકામો કરેલાં પાટડી સુધીની પાકી સડક બનાવડાવેલી, મિડલ સ્કૂલ, કન્યાશાળા, દવાખાનું અને લાઇબ્રેરી બંધાવેલાં. એ સંસ્થાઓ સાથે વ્યવહારે અંગ્રેજ હાકેમોના નામો જોડેલાં. મિડલ સ્કૂલને ડેપ્યુટી પોલિટિકલ એજન્ટ મેજર મોસના નામ સાથે જોડેલી. સ્કૂલના ઉદ્ઘાટન પ્રસંગે મોસસાહેબ અને એમનાં મૅડમ આવેલાં. પટવારીસાહેબ રજવાડાં અને એજન્સીની આંટીઘૂંટીના જાણકાર.

એમણે મેજર મૌસના નામની તકતી ન મૂકી. અમે જ્યારે એ સ્કૂલમાં ભણતા ત્યારે બહાર આરસની તકતી હતી જેના ઉપર એ સ્કૂલ બાલુભાઈ પટવારીએ બંધાવેલી એમ કોતરેલું ખરું જોવા જઈએ તો એમણે બંધાવેલી તો હતી જ.

મિડલ સ્કૂલને મજાનું કમ્પાઉન્ડ અને એની ફરતે વંડી. એના ઉપર લોખંડના ઢાળાના ભાલા શોભતા. અમારા હેડમાસ્તર મૂળશંકરકાકાએ કમ્પાઉન્ડમાં બગીચો બનાવેલો બજાણાનાં હવાપાણીને કારણે એમાં લાલ-પીળી કરેણનું સામ્રાજ્ય લહેરાતું હતું. એક છેડે ગૂંદાનું ઝાડ અને બીજે છેડે લીમડો આ બે ઝાડ અને બાલુકાકાની આરસની તકતી એ અમારી શોભા.

આ સમય હતો બીજા વિશ્વયુદ્ધનો સ્કાઉટની પ્રવૃત્તિને વેગ આપવા બ્રિટિશ પોલિટિકલ એજન્ટનો ફતવો આવેલો મૂળશંકરકાકાને સ્કાઉટ પ્રવૃત્તિમાં રસ. ખાખી ચડ્ડીમાં સિસોટી સાથે એમણે અમને ક્યારેક ડ્રીલ પણ કરાવેલી એક દિવસ એમણે સ્કાઉટની હાઈકનો પ્રોગ્રામ ગોઠવ્યો. અમે બધા ઉત્સાહથી તૈયાર થયા બજાણાથી શેડલા ગામે ચાલતા ગયા. ત્યાં સાહેબે અમને સ્વિસ ચપ્પાની કરામતો બતાવી. સાહેબ ચાલીને થાકી ગયેલા એટલે અમે અમારી રીતે રમતો રમ્યા. એવામાં અમારા હાથમાં એક ગલૂડિયું આવ્યું. ગલૂડિયાં આમેય સુંદર હોય. અમારું પણ સુંદર હતું. સાહેબને પણ એમની મનઃસ્થિતિમાં ગમી ગયું. આખો દિવસ અમારી સાથે ગાળ્યો અને ગ્લાનિ ભુલાવે એવું એક ગલૂડિયું એમને મળી ગયું એટલે “ઘણા વખતે જીવનમાં આજ મારે બહાર આવી છે" એવો ઘાટ મૂળશંકરકાકાનો થયો. એમણે ગલૂડિયાનું નામ શેડલા ગામ ઉપરથી શેડલર પાડયું. પછી તો એને રમાડનારાંની સંખ્યાનો પાર નહીં. એને સ્કૂલમાં દાખલ કર્યું. અલબત્ત, એનું નામ ચોપડે ન ચઢ્યું. અતિવહાલથી મૂંઝાઈ અકળાઈને શેડલર એક દિવસ મહાભિનિષ્ક્રમણ કરી ગયું.

પ્રાથમિક શાળામાં અમે ભણ્યાનું કશું યાદ નથી પણ અમને લખવાનું, વાંચવાનું અને પલાખાં કોઈ કારણસર આવડેલાં. મિડલ સ્કૂલમાં સાવ ધબડકો. ન વ્યાકરણ શીખ્યા કે ન બીજા વિષય. અમારા આગળના અભ્યાસની માંડણી આમ સાવ નબળી રહી.

પ્રાથમિક શિક્ષણમાં અમારી વિસ્મૃતિ મદદે આવી. મિડલ સ્કૂલનો ઇતિહાસ ઉજ્જ્વળ થઈ શકે એવી પરિસ્થિતિ જ ન હતી. અમારી સાથે ભણનારામાંથી પ્રફુલ્લભાઈ સિવાય કોઈ મૅટ્રિક પાસ થયું હોય એવું સાંભળ્યું નથી. પરંતુ અમારી આગળપાછળ ભણનારા પૈકી કોઈ એલ. સી. પી. એસ., કોઈ હાઈકોર્ટ પ્લીડર, એમ આગળ વધેલા, વેપાર અને અન્ય વ્યવસાયમાં કેટલાક મિત્રો જરૂર આગળ

વધ્યા. ચતુર અને પ્રેમચંદ મોદીએ એમના પરંપરાગત વેપારમાં પ્રગતિ કરી. કેટલાક સાહસિકો આ ભાંગતું અને પછી ભાંગી ગયેલું ગામ છોડીને ધંધા, વેપાર, નોકરી અર્થે વીરમગામ, વઢવાણ કેમ્પ અથવા અમદાવાદ સુધી નીકળી ગયા.

અમારામાંથી એક જ નર-બંકડો બજાણામાં સ્થિર થયો. એનું નામ ભવાનીશંકર અમૃતલાલ ઉપાધ્યાય. ભવાનીશંકર ઉત્તમ કથાકાર. ભાગવતની કથા કરે ત્યારે લોકોનાં માથાં ડોલે અને સુંદર અવાજે ગાય ત્યારે શ્રોતાઓને મુગ્ધ કરી દે.

થોડી કથા, કંઈક કર્મકાંડ, થોડું વૈદું (ગોટલી બનાવવાની નિપુણતા એમને કાકા ભાઈશંકર રાજવૈદ્ય પાસેથી મળેલી) અને થોડી ખેતીવાડીથી સંતોષ માણનાર આ કથાકારે વ્યવસાયના વિકાસ માટે આવશ્યક માર્કેટિંગ ન કર્યું. નહીં તો એ પણ 'ભવાનીબાપુ' તરીકે પ્રસિદ્ધ હોત. સંતોષ અને મસ્તીથી જીવનાર ભવાનીશંકરની
બત્રીસી આજે ઍંશી વર્ષે પણ અકબંધ છે. ખાસ્સા લાંબા વખત સુધી શીર્ષાસન અને મયૂરાસન પણ કરે. 'ભવાનીબાપુ' થવાનો વિકલ્પ ત્યાગનાર ભવાનીશંકર હજુ દેરાસર પાસે એ જ એમના બાપીકા ઘરમાં રહે છે.

શાળાની બહાર

શાળાની અંદર શું બન્યું અથવા બનતું એની અમારી વિસ્મૃતિ દુઃખદ છે. પરંતુ શાળાની બહારના જીવનની અમારી સ્મૃતિ આજેય અકબંધ છે. નાની નાની ઘટનાઓ પણ સ્મૃતિને ઢંઢોળીને બહાર આવે છે. અલબત્ત, એમાંની અમુક જ રજૂ કરીએ છીએ.

બજાણાનું તળાવ અમને ગમતું. ઘરથી નજીક, પ્રાથમિક શાળાથી અમારા ઘરના રસ્તે સમાંતરે એની એક પાળ આવે. ગામ નાના રણના કાંઠે તેથી બીજાં ગામોની જેમ તળાવની પાળે કે પાસે ઘેઘૂર લીમડા, આંબલી વગેરે વૃક્ષોની હારમાળા ન મળે. જાંબુનાં બે ઝાડ. બીજાં પણ બે ચાર ખરાં. જાંબુનું એક ઝાડ તળાવની અંદર કિનારા

ઉપર અને બીજું રસ્તાની ધારે, કાનજીકાકાવાળા ડેલા સામે. થોડાં ઝાંખરાં, બાકી બધું બોડું. એક બાજુ હનુમાનજીની દેરી અને એની પાસે એક કેરડો અને એક પીલુડી. પીલુડી અમારું ઘણું કામ કરે. એનું થડ એ અમારા ક્રિકેટના સ્ટમ્પ, ડાળીઓ એ સંતાવાની અને સંતાડવાની જગ્યા, થાકીએ ત્યારે એના છાંયે લાંબા પગ કરીને બેસવાનું.

તળાવની વચ્ચે એક નાની ટેકરી. એના ઉપર એક ઝાડ અને થોડી વનસ્પતિ. પીલુડીવાળી પાળના અંદરના ભાગે એક હોડીખાનું. એમાં હલેસાંવાળી હોડી રાખવામાં આવતી. શા માટે ત્યાં હોડી અને હોડીખાનું હતાં એ કલ્પવું મુશ્કેલ છે. એ હોડીને ક્યારેય અમે પાણીમાં જોઈ ન હતી. ક્યારેક બાપુ નૌકાવિહાર કરતા હશે. હલેસાં પણ કોઈ લઈ ગયેલું. એક વાર પ્રફુલ્લભાઈને થયું કે આપણે હોડી હાંકીને ટેબરી (ટેકરીને અમે ટેબરી કહેતા)એ જઈએ. ટેબરી ઉપર થોડી વનસ્પતિ હતી. પ્રફુલ્લભાઈની નવેકની ઉંમર. અમે એમનાથી બે વર્ષે નાના. ત્યારે અમને તરતાં નહોતું આવડતું. સમીસાંજે અમે તો હોડીને ધક્કો મારીને પાણીમાં ઉતારી અને કૂદકો મારીને ચડી ગયા. હલેસાં તો હતાં નહીં. એટલે હોડીની એક બાજુ ધારે બેસીને પગ હલાવતાં હલાવતાં હોડીને લગભગ અડધે લઈ ગયા. અમારો આ નૌકાવિહાર કોઈ હિતેચ્છુએ જોયો. એટલે તેમણે સામે જ આવેલા અમારે ઘેર જઈને અમારા સાહસની વાત બાને કરી. પિતાશ્રી બહારગામ હતા. અમારા એક સ્નેહી, અમૂલખભાઈને લઈને બા હાફળાંફાંફળાં તળાવે આવ્યાં. અમને જોઈને હબકાઈ ગયાં. કોઈ તરવૈયાને શોધતાં વાર લાગે. અમને હાથ ઊંચા કરી કરીને પાછા આવવા કહ્યું. અમે ત્યાં સુધી હોડી હાંકવામાં પારંગત થઈ ગયેલા હોડી પાછી વાળી. નજીક આવતાં અમને બાનો અવાજ સંભળાયો—હળવે હળવે આવો, તમને કોઈ કાઈ નહીં કરે. અમે જેમ નજીક આવ્યા તેમ તેમ બાની ચિંતા ગુસ્સામાં પરિવર્તિત થઈ. અમે જેવા નીચે ઊતર્યા કે તરત બાએ બાવડું પકડી બે તમાચા ચોડી દીધા. આ વાત્સલ્યવિધિ ચાલતી હતી એ દરમિયાન પ્રફુલ્લભાઈએ ઊતરીને દોટ વાળી. એ ઘેર આવ્યા ત્યારે અમને વળગી પડેલાં બા રડતાં હતાં.

પ્રાથમિક શાળાની બીજી એક વાત અમને સ્પષ્ટ રીતે યાદ છે. દરેક ઉતરાણને દિવસે એક પ્રભાવશાળી વ્યક્તિત્વવાળા વૃદ્ધ હાથમાં મોટી થેલી લઈને આવતા. રણને કાંઠે એ દિવસે કડકડતી ઠંડી હોય. ઉતરાણની રજા હોવા છતાં દરેક છોકરો સવારે શાળામાં હાજર હોય. એ વૃદ્ધ થેલીમાંથી દરેક વિદ્યાર્થીને મગજનો એક લાડવો આપતા. જે અમે પ્રેમથી તરત ખાઈ જતા. ઊંચા પણ કેડેથી નમેલા, ગોરા, ધોતિયું અને બંડીમાં સજ્જ ભગવાનજીકાકા (ઠક્કર)નું વ્યક્તિત્વ મીઠું હતું. અમને બહુ મોડે ખબર પડેલી કે ભગવાનજી કાકાનો એકનો એક દીકરો ઉતરાણને દિવસે મૃત્યુ પામેલો.

પ્રાથમિક શાળાની બાજુમાં રહેતી રાજસ્થાની બાઈનો સુંદર અવાજ આજે પણ કાનમાં ગુંજે છે. રોજ એ બાઈ રિયાઝ કરે અને નિશાળના ઘોંઘાટની વચ્ચે પણ કાન સરવા થાય. એ બાઈ હતી તો ભીનેવાન પણ એનો અવાજ બહુ જ મધુર-સુંદર હતો. રોજ સાંજે તે અને તેનો પતિ પન્નાલાલ બાપુને સંગીત સંભળાવવા દરબારગઢે જાય. એકના હાથમાં તાનપૂરો અને બીજા પાસે હાર્મોનિયમ. પછી તો એ રાજસ્થાની પરિવાર દરબારગઢની પાછળ રહેવા ગયેલો, એમ લાડજીએ અમને કહેલું.

બીજું એક સ્મરણ છે બાપુના જન્મદિવસનું. આમ તો જન્મદિવસની ઉજવણી ઘરમાં, બા મિષ્ટાન્નવાળું ભોજન બનાવે અને સૌ ભાઈબહેનો એ ઝાપટીએ એમ જન્મદિવસનો ઉત્સવ સંપન્ન થાય. 'હેપ્પી બર્થ ડે ટૂ યૂ'નો જમાનો ન હતો.

માત્ર રાજપરિવારમાં જન્મદિન હોય ત્યારે જશન મનાવાય. બાપુના જન્મદિવસે નિશાળમાં રજા પડે. થોડા કેદીઓને છોડી દેવામાં આવે. રાજ્યના નોકરિયાતોના સારા કામની કદર થાય અને થોડાને ઇનામ મળે. પાંજરાપોળને વિશેષ અનુદાન મળે અને અનાથાશ્રમના છોકરાઓને મીઠાઈ મળે. જલસો ગોઠવાય. બહારથી મહેમાનો આવે. નાચનારીઓ પણ આવે. ભાટચારણ બાપુનાં ગુણગાન ગાય. એજન્સીના સમયથી નિશાળોને પણ આ જશનમાં સામેલ કરાતી. બાપુનો જન્મદિવસ નક્કી કરવામાં થોડી મુશ્કેલી હતી, કારણ, એ જુદા જુદા દિવસે ૧૯૦૭ અથવા ૧૯૦૮માં જન્મેલા એવી નોંધણી હતી. કાઠિયાવાડ ગૅઝેટિયર પ્રમાણે ૬ ડિસેમ્બર ૧૯૦૭ને

દિવસે બાપુ જન્મેલા. રૂલિંગ પ્રિન્સીઝ નામના પુસ્તક અને બીજા સ્રોતોમાં ડિસેમ્બર ૧૯૦૭ અને જાન્યુઆરી ૧૯૦૮ની જુદી જુદી તારીખો નોંધાયેલી. એક અશિક્ષિત, સામાન્ય સ્થિતિના એક બળદનો બોજો ભાડે આપનારાના પુત્ર કમાલખાન મલેકની જન્મતારીખની નોંધણી કોણ કરે? બજાણા દરબાર જીવણખાનજીએ એમને આઠ વર્ષની ઉંમરે દત્તક લીધેલા; કારણ, એમના પોતાના પુત્ર પીરોજખાન વહેલા અવસાન પામેલા.

બાપુના ૩૪મા જન્મદિવસે, ૧૯૪૧માં, અમારી શાળા તરફથી એક આઇટમ રજૂ કરવા માટે અમારી પસંદગી થઇ. અમારી ઉંમર પૂરાં સાત વર્ષની. માથે ટોપલી લઇને ઉત્તર પ્રદેશના ભૈયા શીંગ વેચવા નીકળે એ ખેલ હતો. અમને ટૂંકી પોતડી પહેરાવેલી અને એવી કડકડતી ઠંડીમાં ઉપરનું અંગ ઉઘાડું. અમારા નાનકડા ખભા ઉપર અંગૂછો અને માથે ટૂંકું ફાળિયું બાંધેલું. 'ચાલો ભજવીએ' ગ્રંથમાળામાંથી ભૈયાજી શીંગ વેચે એ ભાગ લીધેલો. અમને સ્ટેજની ગભરામણ ન હતી. દરબારહૉલમાં બધાને પહોંચે એવો એ ઉંમરે અમારો અવાજ ન હતો. માઇક્રોફોન આવવાને ઘણી વાર હતી. દરબારહૉલમાં દાખલ થાવ એટલે સામે દરબારસાહેબ બેઠા હોય અને હૉલની ત્રણેય બાજુ મહેમાનો અને મહાજન. નાચનારીની જેમ હૉલની વચ્ચે આપણે અભિનય કરવાનો. આપણે તો હાવભાવ

સાથે બોલવા લાગ્યા:

શીંગ લો, શીંગ!

કાજુના કાકાની દીકરી, બદામની મસિયાઇબહેન.....

અમારી અદાકારી પૂરી થઇ ત્યારે અમારી પોતડી ભીની નહોતી થઇ. અમારા અવાજનો આરોહઅવરોહ કોઇએ સાંભળ્યો નહીં. એમણે તો માત્ર એક નાનો છોકરો હાથ ઊંચા નીચા કરી કંઇક બોલતો હતો એટલું જોયેલું. છૂટીછવાઇ તાળીઓ પડી. શિખવાડ્યું હતું એ મુજબ વાંકા વળીને અદાથી ઓડિયન્સની ત્રણેય બાજુ નમીને રજા લીધી. ત્યાં કોઇએ બાપુના કાનમાં ફૂંક મારીને અમારી ઓળખાણ આપી. ત્યારે બીજી વાર જોરથી તાળીઓ પડી. ત્યાં સુધીમાં અમે બારણે પહોંચી ગયેલા. ફટાફટ પોતડી બદલી અને અમારો મનગમતો મોઇદાંડિયાનો ગણવેશ પહેરી લીધેલો.

આ અરસામાં અમે એક વાર દરબારગઢ પહોંચી ગયા. સામાન્ય રીતે અમારા ઘરમાંથી કોઇ દરબારગઢમાં જતું નહીં. નાનું ગામ, સૌ ઓળખે તેથી અમને કોઇએ રોક્યા નહીં. અમે લગેથી રમતા હતા ત્યાં દરબારગઢના ઉપલા માળની જમણી બાજુએ પરદાની ઓથેથી પુષ્ટ કહેવાય એવી એક સુંદર સ્ત્રીએ અમને બોલાવ્યા. અમને કાંઇ સમજાયું નહીં એટલે અમે તો પાછા રમતે ચઢવા જતા હતા. ત્યાં ફરીથી ત્યાં જવા માટે ઇશારો થયો. એટલે આપણે તો એમ જ ધૂળવાળા હાથે ઉપર ગયા. એ સુંદરીને અમારી પહેચાન તો હતી જ. પહેલાં બે ચાર સવાલ પૂછ્યા પછી ગાલ ઉપર હળવી ટપલી મારી અને હાથ ભરાય એટલી પીપરમિંટ આપી. આપણે ચાલતા થયા ત્યારે ફરી હળવી ટપલી મળી. એ સ્પર્શ ગમેલો. દરવાજે પહોંચતાં સહેજ પાછળ જોઇ જવાયું તો એ પરદાની ઓથે ઊભેલી સુંદરીએ મારી સામે હાથ હલાવ્યો અમે દરબારમાં આંટો મારી આવ્યા એ કોઇને કહેવાનું ન હતું અને સતત સાથે રહેનાર મોટા ભાઇને પણ જાણ નહોતી કરવી. તેથી ઘેર જતાં રસ્તામાં આવતી કન્યાશાળાની પાણીની ઓરડી પાસે બેસીને બધી પીપરમિંટ ખાઇ નાખી. ત્રીસ-પાંત્રીસ વર્ષની એ સુંદર સ્ત્રીનું નામ વજી હતું અને એ લોહાણા મહિલા થોડા વખતથી બાપુના રણવાસમાં બિરાજતાં. એમનાં બહેન શાંતિ પણ એમની સાથે જ હતાં. કાળક્રમે એમણે દરબારગઢ છોડ્યો અને ગામમાં સામાન્ય સ્થિતિમાં રહેલાં.

નાના હશે ત્યારે રમત કોણ નહીં રમ્યું હોય? પણ અમારો ઠાઠ તો સાવ જુદો જ હતો! ભણવા જેવડા થયા ત્યારે અમે ભણવા કરતાં રમવાનું વધારે શીખ્યા. રમતોમાં ભાતભાતની રમતો: ગામઠી અને શહેરી, દેશી અને વિલાયતી, ઘરેલુ ને મેદાની, ઋતુ ઋતુની ને સવાર-બપોર-સાંજની-આમ પાર વિનાનું વૈવિધ્ય નામ લેવા બેસીએ તોય મોપાટ જેવું થાય. મોઈ-દાંડિયો, ઓળકોળામણું, ગેડીદડો, ક્રિકેટ, પતંગ, ભમરડો, પૈડું ચલાવવાનું, ઠેરી, ગબુઈદાવ, ડોટો. શહેરમાંથી કોઈ છોકરો આવ્યો હોય તો ચોર પોલીસ જેવી રમતોય લાવે જે એના જતાંવેંત અમે ભૂલી જઈએ. અમને ક્રિકેટ, બિલિયર્ડ્સ અને ટેનિસ જોવાની છૂટ હતી. લાડજી, નાથુજી, રાઈસિંગ વગેરે આવળનાં પાન ચોળી-મસળીને ઓટલા ઉપર ચાર કૂકરી ને નવ કૂકરીના આળેખ પાડીને રમે. એમાં આ ત્રણ ભર્યાને આને જર્યા—એમ બોલતાં જઈ ઊપરનીચે ત્રણ ત્રણ કૂકરીનાં ભરત-ભરણ ભરીને ઓડિયો-ગોડિયો રચે -એમાંય અમે સામેલ થઈએ. ઘરમાં બિઝિક, મોનોપોલી અને ચોપાટ. સવારે ઊઠીએ ત્યારથી સૂતાં સુધી એક અથવા બીજી કોઈ ને કોઈ રમત ચાલતી હોય.

પ્રફુલ્લભાઈ મારા કરતાં બે વર્ષે મોટા. જોકે પાંચથી તેરની એ ઉંમરે-બે વર્ષનો આ ગાળોય મોટો લાગતો. બધી રમતોમાં એ આગળ. આપણે મોટા ભાગે ફૂટ સોલ્જર.

મોઈ-દાંડિયા, જે સામાન્ય રીતે ગિલ્લીદંડા તરીકે ઓળખાય છે, એ આખા વર્ષની રમત હતી. મોઈ અને દાંડિયા કોઈ સાચવે નહીં. જ્યારે જરૂર પડે ત્યારે બનાવવાનાં અમે પીલુ અથવા બાવળની ડાળ કાપી દેખાવમાં અનાકર્ષક પણ ઉપયોગમાં ઉત્તમ એવા મોઈ-દાંડિયા બનાવી લેતા. ક્યારેક રામજી સુથાર પાસે જઈએ. એ એના કામમાં હોય, એટલે સારું એવું બેસાડ્યા પછી અમને સુંવાળાં અને આકર્ષક મોઈ-દાંડિયા બનાવી આપે. એ અમે વટથી વાપરીએ. પણ તોય અમારી બનાવટના મોઈ-દાંડિયા અમને વધુ પસંદ, કારણ કે દાંડિયાને એક બાજુ અમે જાડો રાખતા અને મોઈ પણ દેખાવમાં સારી નહીં એવી રાખતા, જેથી મોઈને મારીને દૂર સુધી ફેંકી શકાય. આ મોઈ-દાંડિયાની માપણીની પરિભાષા અમને હજુ કંઠસ્થ. વકટ, રેંટ, મૂઠ, નાર, આંખનો આર, બાંગો વૈયદ, વાળી જકૂ-એમ બોલતાં બોલતાં સાત દાંડિયા ભરવાના.

આખું વર્ષ રમીએ તે બીજી રમત હતી લગ્ગાની, જેને અમે ઠેરી કહેતા. ઠેરી કાચની કે આરસની કે સાદા પથ્થરના પાંચીકાને ઘસીને બનાવેલી હોય.

એની પરિભાષા કલ્લે કાજી, દુલ્લે બાજી, તિલ્લે ટેટા, ચોથે ગોટા, પીચાક પાણી, છીકાક ધનિયા, પણ અમને હજુ યાદ છે. દૂર પડેલી ઠેરીને, જરાક આંખ કાણી કરીને, વચલી આંગળીથી આંટવાની મજા કંઈ ઓર જ હતી. જોકે એ રમતમાં અમે મધ્યમ કક્ષાએ હતા.

ગબ્બીદાવની મઝા તો ચોમાસામાં જ! જમીનમાં દોઢ ઇંચ ઊંડી ગબ્બી બનાવવાની. વરસાદી દિવસોમાં જમીન ભીની હોય એટલે એ બનાવવાનું સહેલું પડે. પછી છસાત ફૂટ દૂર ઊભા રહીને કોડી કે પાંચીકા અથવા ઠેરી ગબ્બીમાં નાખવાના. ગબ્બીમાં પડે એ કોડી-ઠેરી તો આપણી જ, પણ ગબ્બીની બહાર વેરાયેલી કોડી-ઠેરીઓમાંથી સાથેનો રમતવીર ચીંધે એ દૂર-નજીકની કોડી-ઠેરીને, આપણે અચૂક નિશાન લઈને, સીસું ધરબેલી મોટી કોડી, જેને અમે દાણિયો કહેતા, એનાથી આંટવાનું! જો નિશાન લાગે તો એ કોડી પણ આપણી. સવલાસના મેળામાં જે પૈસા મળે તેમાંથી બચાવીને ખરીદેલી કોડી કે ઠેરીથી આ ગબ્બીદાવ રમવાનું ગમતું. ધાર્યું નિશાન પાર પાડનાર તરીકે એ રમતમાં અમારો નંબર ઊંચો હતો એમ કહેતાં, આજે પણ જરા મરદાઈભર્યો ખોંખારો ખાવાનું મન થઈ જાય છે!

ઉતરાણ નજીક આવે કે પતંગ નીકળે. પતંગ ચગાવતાં પહેલાંની વિધિ અમને ગમતી. સાંકળછાપનો દોરો બાપુજી વઢવાણ કૅમ્પ અથવા અમદાવાદથી મંગાવે. માંજા માટેનો સોડાબાટલીનો કેમેય કર્યો ન ભંગાતો કાચ વાટીએ. એ માટે અગાઉથી તૂટેલી સોડા બાટલીઓ ભેગી કરીને છુપાવી રાખીએ. વાંઢીની દુકાનેથી રંગ લાવીએ. પછી બાપુજીના પટાવાળા લાડજી, રસૂલ અને જુસબના સુપરવિઝન નીચે માંજો પાઈને દોરી તૈયાર કરીએ, ફીરકી બનાવીએ. બાપુજી પતંગ વીરમગામથી મગાવતા. એમને પણ પતંગનો શોખ, પણ રાજ્યના દીવાનસાહેબ તરીકે

પતંગ ઉડાવવામાં શોભા ન ગણાય તેથી એમના પૂરા અપ્રત્યક્ષ સહકારથી અમારી ઉતરાણની તૈયારીઓ થતી અને એ દૂરથી તમાશો જોતા રાજી થતા. ઉતરાણને દિવસે બજાણામાં પવનની ક્યારેય ખોટ નહીં. તે દિવસે પતંગ ચગાવવાનો, પેચ લડાવવાનો અને સાંજ સુધીમાં થાકીને લોથ થઈ જવાનો વરસોવરસનો ક્રમ હતો.

બજાણાની એક વિશિષ્ટ રમત હતી-ડોટાની કપડાનો જાડો દંડ બનાવી કુલડી ઉપર ઊભો મૂકવાનો અને ડોટાની અધવચ નાના દાંડિયાથી મારવાનું. ડોટા ઉપર મૂકેલી જે ચીજ કુલડીમાં પડે તે તમારી અને બહાર પડે તે સામાવાળાની નિશાન તાકવાની એ રમતમાં પણ અમે અગ્રક્રમે હતા.
ક્રિકેટ અમારી રોજની રમત ત્રણ છોકરા ભેગા થાય એટલે ક્રિકેટ ચાલુ થઈ જાય લાકડાના પાટિયામાંથી બનાવેલું બૅટ અને ગાભાનો દડો એ અમારી સામગ્રી, ક્યારેક ટેનિસનો બૉલ મળી જાય તો ઓર મજા આવે તળાવની પાળે પીલુડીના થડની વિકેટ બનાવીને રમીએ ક્યારેક ગાભાનો દડો પાળ ઓળંગીને તળાવમાં પડે ત્યારે ભજનમાં ભંગ પડે; કારણ, એ ભીનોભદ દડો ફરી ખપમાં ન લાગે. ક્રિકેટનો શોખ જિંદગીભર રહ્યો. વઢવાણની દાજીરાજ હાઈસ્કૂલની ટીમના કૅપ્ટન થયા અને શામળદાસ કૉલેજની ટીમમાંય રમ્યા. પણ એટલેથી જ અટક્યા, ભણવાની બલાએ ચોક્કા-છક્કા મારવાના મનસૂબા મનમાં જ ઢબૂરી દેવરાવ્યા.

તળપદી ભાષામાં જેને ઓળકોળામણું કહીએ એ આંબલીપીપળી. ઝાડ ઉપર ચઢવામાં અમારું કૌશલ સારું હતું. અમે રાડો બહુ પાડતા. એ આજેય સંભળાય છે. ગેડીદડો શિયાળામાં વધુ રમતા. બાવળની ડાળમાંથી બનાવેલી ગેડી અને ગાભામાંથી બનાવેલો દડો એ અમારો કુલ સરંજામ. એમાં પણ રાડબૂમ બહુ કરતા. અમે કૉલેજની હોકી ટીમમાં સ્થાન પામ્યા એનું મૂળ બાળપણની ગેડીદડાની પ્રેક્ટિસ જ હશે. બે ત્રણ વર્ષ પૈડું ચલાવેલું સળિયાની આંકડીથી લોઢાનું પૈડું ચલાવતા દોડવાની મઝા કંઈક ઓર જ હતી! ભાદરવે ભમરડો આવે દૂરથી ભમરડો એવી રીતે ફેંકવાનો કે એ સીધો હથેળીમાં ઝિલાય. આ કળા અમે ખાસ્સી મહેનત કરીનેય સાધ્ય કરેલી. શહેરના કોઈ છોકરા વૅકેશનમાં આવે ત્યારે ચોર પોલીસ જેવી નવી રમત રમતા અને પછી ભૂલી જતા.

બાપુજી અમને ઘણી વાર રાત્રે બિઝિક રમાડે. શહેરમાંથી અમારા કોઈ પિતરાઈ આવ્યા હોય ત્યારે મોનોપોલી રમીએ. પરંતુ ઘરમાં રમવાની રમતોમાં ચોપાટ જેવી મજા કોઈમાં ન આવે. ચોપાટની રમતમાં બાની તોલે કોઈ ન આવે, ધાર્યા દાણા પાડે, ચારેય પટને સોળેય સોગઠીનું ગણિત મુખપાઠ, ચાર ઘર વળતા કરીને દસ કે પચીસના દાણા નાખીને સામાવાળાની સોગઠીને આંટી પાડે. વળી, પાકેલી સોગઠીને ગાંડી કરીને કોકણી પેટઘર પોટો-ફાંદો થયેલી સોગઠીને મારતાં અવળે મારગે ચાલતું ગાંડુંય કાઢે.

અમારી રમતો ઉપરાંત અમને ટેનિસ, ક્રિકેટ અને બિલિયર્ડ્સમાં બહુ રસ પડતો. એમાંની કોઈ એક રમત રોજ દરબારસાહેબ, બાપુજી, ભટ્ટકાકા વગેરે રમે અમને બે ભાઈઓને ક્રિકેટ ગ્રાઉન્ડ, ટેનિસ કોર્ટ અને જ્યાં બિલિયર્ડ્સ ટેબલ ગોઠવેલું તે દરબારહૉલમાં ગમે ત્યારે જવાની છૂટ.

કમાલખાનજીનો આ વિલાયતી રમતોનો શોખ રાજકુમાર કૉલેજમાં કેળવાયેલો એમને મૂળ રસ પડતો ટેનિસમાં બાપુ સ્ટાઇલમાં ટેનિસ રમતા એ જોવાનું ગમતું બાપુ ક્યારેય હારે નહીં એવી વણલખી વ્યવસ્થા હતી. બાપુજીએ ટેનિસ કોર્ટ બનાવેલો. એમની ડાયરીમાં હજુ ટેનિસ કોર્ટનું માપ દર્શાવતું ડ્રૉઇંગ જોવા મળે છે. ક્યારેક ખારાઘોડા સૉલ્ટ વર્ક્સના ઍંગ્લો-ઇંડિયન અધિકારીઓ સાથે મૅચ યોજાય. બહારના ખેલાડીઓ સામે બાપુ ક્યારેક હારી જતા અને એમનો મૂડ ખાટો થઈ જતો. પછી એમની રમત સુધરી હશે, કારણ કે એ હમેશાં જીતવા લાગેલા. લાડજીભાઈ કહેતા કે એ બાપુજીની અમારા પિતાશ્રીની રાજરમત હતી. બાપુજી ટેનિસના અચ્છા ખેલાડી હતા. ટેનિસ એટલું રમતા કે દર મહિને કૅન્વાસના બૂટની જોડી બદલવી પડતી.

બાપુને ક્રિકેટમાં રસ ખરો પણ સતત નહીં. બૅટિંગ સ્ટાઇલમાં કરતા. ક્યારેક બહારની ટીમો સાથે મૅચો ગોઠવાતી. એક વાર જાર્ડીન અને ગિલીગનની ટીમો સામે કાતિલ બોલિંગ કરનાર એલ. રામજીને એમણે બોલાવેલા. પછી વર્ષો સુધી અમે, રામજી સાથે રમેલા એમ કહેતા.

એક દિવસ બિલિયર્ડ્સ ટેબલ અને એની સાથેનો સરંજામ આવ્યો. આ નવતર પ્રાણીને બજાણામાં કોઇ ઓળખે નહીં. ટેબલ દરબારહૉલમાં ગોઠવવું પડ્યું. કારણ કે એ બીજે સમાઈ શકે એવી કોઇ જગ્યા ન હતી. બે ત્રણ વર્ષ બિલિયર્ડ્સની બોલબાલા રહી. એ દરમિયાન દરબારહૉલમાં સામાન્ય રીતે ગોઠવાતો, બાપુના જન્મદિવસનો મેળાવડો નહીં થયેલો. રાજકોટથી એક શેખીખોર કોચ આવ્યા. એ ગાળામાં સૌની નજરમાં ટેબલ પરની લીલી ફેલ્ટ અને સુંવાળા, મજાનો અવાજ કરતા, દડા જ રહેતા. હજૂર શિરસ્તેદાર ભટ્ટકાકા સૌથી સારું રમતા, પણ બાપુથી સારું રમતા એમ ન કહેવાય. અમને એ ચળકતા દડા ભટકાઈને મજાનો અવાજ કરી ખાનામાં જતા રહે એ જોવાની મજા પડતી.

અમારી રમતોની કેટલીક વણલખી વ્યવસ્થા નીચે મુજબ હતી :

૧. અમે પુરુષપ્રધાન સમાજના વારસ હતા તેથી અમારી રમતો માત્ર છોકરાઓ માટે હતી.

૨. અમારી સાથે સમાજના કોઇ પણ વર્ગના કે ઉંમરના છોકરાને રમવાની છૂટ હતી. એમ અમે પાછા પૂરા સમાજવાદી પણ હતા.

૩. રમવા માટે કોઇ ગણવેશ ન હતો. ચડ્ડી-બાંડિયાં અને બળબળતા તાપમાં, દઝાય એવી ધૂળમાં પણ બધા ઉઘાડા પગે રમતા.

૪. બધી જ રમત વગર ખર્ચની અને જે થોડાં સાધન જોઇએ તે કોઠાસૂઝથી લગભગ બહુધા વગર પૈસે મેળવી લેવાનાં.

૫. કોઈ પણ રમત માટે કાયમી ટીમ ન હતી. જ્યારે રમવાનું હોય ત્યારે જ ટીમો બનતી.

૬. કૅપ્ટન પહેલેથી નક્કી હોય. એ માટે રમતની નિપુણતાને બદલે નેતૃત્વના ગુણોને મહત્ત્વ અપાતું. અમે ક્યારેય કૅપ્ટન નહીં થયેલા, કારણ કે અમે હમેશાં અમારા કરતાં મોટા છોકરાઓ સાથે જ રમતા. આ મોટા છોકરાઓ અમને ટીમમાં લે ખરા, દોડાવે, પણ કૅપ્ટન કદી ન બનાવે.

૭. ટીમો બનાવવાની વ્યવસ્થાપદ્ધતિઓ હતી. દાખલા તરીકે, બબ્બે જણે સંપીને પોતાનાં મોર-પોપટ, રામ-લક્ષ્મણ, હનુમાન-ભીમ, ચાંદો—સૂરજ જેવાં અવનવાં નામ પાડવાનાં અને એમ પઢીને બેવ જણ ખભે હાથ મૂકીને જોડિયા થઈને આવે અને પૂછે: મોર કે પોપટ? મજાની વાત એ કે આ બે સામે ઊભેલા જોડીદારમાં કયો મોર ને કયો પોપટ-એની કૅપ્ટનને કંઈ થોડી ખબર હોય?

૮. રમતમાં ઝઘડા ઘણા થાય, પણ વણલખ્યો નિયમ છે કે એક રમતના ઝઘડા બીજી રમતમાં ન નડે. ક્યારેક એક રમતમાં ઝઘડનારા બીજી રમતમાં એક જ ટીમમાં હોય.

૯. કોઈ છોકરાને એના મૂળ નામથી કોઇ ન બોલાવે. ચંદુ, મનુ, હબીબ, કાન્તિ, પ્રેમચંદ, ચતુર-આ બધાનાં મેદાની નામ ચંદુડો, મનિયો, હબીબિયો, કાત્ત્વો, પ્રેમલો, ચતુરિયો.

શિયાળો બેસતાં શરદઋતુમાં બે ચાર વર્ષે નાટકમંડળી બજાણા આવે. ગુજરાતની ટ્રાવેલિંગ નાટકમંડળીઓમાંથી બાપુ એકને બજાણા બોલાવે. એક વાર લક્ષ્મીકાન્ત કે દેશીમાંથી છૂટા પડેલાઓની મંડળી પણ આવેલી. મુસાફરી બંગલાના કંપાઉન્ડમાં લગભગ ૧૫×૨૦ ફૂટનો રંગમંચ તૈયાર થાય. એક જ પરદો અને એક જ વિંગ. સ્ટેજની

લાઈનમાં કનાત બાંધે. એની પાછળ ઉઘાડા આકાશ નીચે ગ્રીનરૂમ અને પરદા પાછળની બધી ગતિવિધિઓ ત્યાં થાય. નાયક-નાયિકા એવાં ચતુર અને હાજરજવાબી કે પ્રોમ્પટરોની જરૂર ન પડે. સામે અઢળક પ્રેક્ષકો. પહેલી હરોળમાં, બાપુ અને રાજકુટુંબ તેમજ ઉચ્ચ અધિકારીઓ માટે સોફા અને ખુરશીઓ. પછી ગામ આખું કોઈ પાથરણાં લઈને આવે અને કોઈ એમ સાવ નીચે જ બેસે. બે પેટ્રોમૅક્સ સ્ટેજને અજવાળે અને એક શ્રોતાઓને અંધારામાં ન રાખવા માટે વપરાય. પેટીવાજું અને તબલાંવાળા સ્ટેજની નીચે ગોઠવાય.

ત્યારે છોકરીઓ સ્ટેજ પર હતી નહીં. છોકરાઓ છોકરી, બૈરી કે ડોશીમાનું પાત્ર ભજવે. આજે જોઈએ તો એ મેક-અપ હાસ્યાસ્પદ લાગે. પણ અમે એવું બારીકીથી જોનારા ન હતા. નરી સતૂદૃષ્ટિથી જ કલાકારોને જોતા. કોઈ પણ નાટકની શરૂઆતમાં ત્રણ કે પાંચ છોકરા, છોકરીઓ બનીને આવે. એ બધી એક લાઇનમાં ઊભી રહે અને ભરતનાટ્યમની મુદ્રામાં લગભગ પેટની ઉપરના ભાગે બે હાથ જોડીને ગાય:

સંકર સુખકર દુખહર દેવા દેવાધિ દેવા, સિવ મહાદેવા....

આ કલાકારોમાં સામાન્ય રીતે શકોરાનો 'શ' કોઈને બોલતાં ન આવડે એટલે શંકર અને શિવ દંત્ય 'સ'માં-સંકર અને સિવ થઇ જાય. પછી થાય નાટકની શરૂઆત. બધા નટો ચપળ, જૂની રંગભૂમિના અદ્દલ આરોહ-અવરોહથી ડાયલોગ બોલે. માલવપતિ મુંજ, રાજા હરિશ્ચંદ્ર, વડીલોના વાંકે, ઓખાહરણ વગેરે નાટકો અમે આ રંગભૂમિ ઉપર જોયેલાં. ટ્રાવેલિંગ થિયેટરને ગુજરાતી રંગભૂમિના ઇતિહાસમાં ખાસ મહત્ત્વ નથી મળ્યું એ અમારા જેવા માટે દુઃખદ બાબત છે. એ નાટકો ના કંઈ કેટલાક ડાયલૉગ અમને કડકડાટ મોઢે. લો, આપું દૃષ્ટાંત...

સિક્કા પડે મુજ નામના આ હોલ હિન્દુસ્તાનમાં" કે "તમને આવા નહોતા ધાર્યાં, શ્રીમાન"

એવા આરોહ-અવરોહ સાથે અનેક ડાયલોગ બોલતાં અમે શીખી ગયેલા. મહિનાઓ સુધી નાટકનાં ગાયનો પણ ગણગણીએ-

“અય હકીમો જાવ દુનિયામાં દવા મારી નથી.

હું ઈશ્કનો બીમાર છું. બીજી બીમારી કંઈ નથી" કે

"સાયબો મારો ગુલાબનો છોડ, વેલી હું તો લવિંગની, ઊભા જીવનમાં જોડાજોડ, વેલી હું તો લવિંગની" અથવા

"મીઠા લાગ્યા છે મને આજના ઉજાગરા જોતી'તી વાલમની વાટ..."

બે સીન વચ્ચે આવતો ફારસનો સીન અમને બહુ ગમે. એમાં પણ ગાયનો હોય, જેવાં કે,

"માનવીમાંથી કીધો જનાવર, વાળ્યું છે શાનું વેર કે પરણી થાણું દુઃખી"

ગાયનો ઉપર વન્સમોર પર વન્સમોર થાય. રૂમાલમાં પૈસા બાંધીને કદરદાન પ્રેક્ષકો ગાયન પૂરું થતાં પહેલાં સ્ટેજ ઉપર પેલો પૈસાવાળો રૂમાલ ફરફરતો ફેંકે એટલે એ ગાયન ફરી વાર, એ જ એક્ટિંગથી ગવાય. એવું તો પાંચ સાત વાર પણ રિપીટ થાય. વળી, કોઈ ભડવીર એનું પુરુષાતન બતાવવા રૂપિયાની નોટ નાખી અને કહે 'કટ' એટલે ચાલુ ગાયન અડધે કપાઇને આરંભથી ફરી ગવાય. પ્રેક્ષકો આવા વટદાર માણસ તરફ આદરથી જુએ. નાટકનો કથાપ્રવાહ આવા રિપીટ થતા ગાયનના અવરોધોથી તૂટે એનું કંઈ મહત્ત્વ નહીં. બહુ વન્સમોર થાય, નાટક આગળ ન ચાલે અને રાત ઘેરાય ત્યારે એ અભિનેત્રી ગાય :

"વન્સ મોર ઓછા કરો. અરે વાગી જશે ચાર...રે! પછી ઘેર જશો ત્યારે બૈરી કરશે તકરાર...રે!"

નાટક રોજ રાત્રે બે ત્રણ વાગે પૂરું થાય. પિતાશ્રીને આ મંજૂર નહીં. એ તો થોડું જોઈને દશ વાગે ઘેર આવી જાય. અમને એકાંતરે જોવાની છૂટ આપે, પણ અમે અવનવાં દલીલ-દાવા કરીને યેનકેન પ્રકારેણ રોજ જોવા જઈએ. એક વાર અમારા ફોઈના દીકરા ભાનુભાઈ દિવાળી વૅકેશનમાં આવેલા એમને નાટકનો ભારે ચટકો. એટલે રોજ જવા માટે એ વકીલાત કરે. જાહેરાતનાં પાટિયાં ઉપર લખેલું કહે: મામા, આજે તો અતિસુંદર, લોકપ્રિય નાટક છે. ભારે સનસનાટી થવાની છે, એટલે મામા હસીને એમના લાડકા ભાણેજને જવા દે. બસ પછી એમની પાછળ અમે.

નાટકમંડળીને રહેવાની સગવડ રાજ કરી આપે. દિવસે અમે એ મહાન કલાકારોને જોવા જઈએ. દોસ્તી કરવાનો પ્રયત્ન પણ કરીએ. નાટકો ભજવાઈ રહે અને જ્યારે જવાનું થાય ત્યારે કાનજીકાકા એમનો હિસાબ કરીને પૈસા ચૂકતે કરે. અમને પણ એવું લાગ્યા કરે કે અમારો પણ આ બધી વ્યવસ્થાઓમાં હિસ્સો છે. ત્યાર પછી તો લક્ષ્મીકાન્ત, ન્યૂ લક્ષ્મીકાન્ત, દેશી નાટકસમાજ, નટમંડળ, રંગમંડળ, પૃથ્વી થિયેટર્સનાં જૂના અને નવાં, લંડન, પેરિસ અને ન્યૂયોર્ક અને બીજે કેટલાંય મહાન નાટકો જોવાની તક મળી. પણ બજાણામાં નિહાળેલાં નાટકો જેવાં અમારા ચિત્તે ચોંટ્યાં એવું કોઈને માટે ન કહી શકાય.

## સંગીતકારો

ગામ ભલે નાનું, પણ બજાણામાં સંગીતનો માહોલ સારો એવો. રાજસ્થાનીબાઈ અને એના વર પન્નાલાલની વાત અન્યત્ર થઈ છે. બીજા બે સંગીતના ઉપાસક હતા-બચુભાઈ સાહેબખાન અને દાદુ મકરાણી.

સાહેબખાન ગોભક્ત હતા. ગાયની સેવારક્ષા માટે એ જાણીતા હતા. એમના દીકરા બચુભાઈ સાણંદના પંડિત મણિરામ પાસેથી સંગીત શીખેલા. એમનો અવાજ સરસ અને પાછા હાર્મોનિયમના ઉસ્તાદ, પાછળથી પંડિત જસરાજ વગેરેની સંગત પણ સમારંભોમાં એમણે કરેલી. બજાણામાં એમની ઊંચી સંગીતકળાની કદર થઈ નહીં એટલે એ સાણંદ જતા રહેલા.

દાદુ મકરાણી સિનેમાનાં ગાયનો ગાય. બિસ્મિલ્લાહખાનજીને સિનેમાનો ભારે શોખ. અમદાવાદ અને રાજકોટ સિનેમા જોવા જાય અને સિનેમાની રેકર્ડો અને સિનેમાનાં ગાયનની ચોપડીઓ લાવે. દાદુભાઈ સ્ત્રી અને પુરુષ બંનેના અવાજમાં ગાય. અમનેય ક્યારેક એ સંગીતનો લાભ મળેલો. મોટે ભાગે 'સોગંદ' ફિલ્મના મંદ મંદ ચલી હવા' ગાયનની નવી રેકર્ડ આવેલી એ સાંભળનારામાં અમે પહેલા હતા. દાદુભાઈ, માલવણને રસ્તે જિન પાસે રહે. ઊંચા, પહોળી કદાવર કાયાના માલિક અને કરડા ચહેરાવાળા એમના બાપા બજાણાની નાની જેલના જેલર હતા. એમનાથી કેદીઓ બીતા કે નહીં એની ખબર નથી પણ દાદુભાઈ તો એમનાથી ભાગતા ફરતા.

આ સિવાય ભટ્ટકાકાના દીકરાઓ સંગીતના શોખીન હતા. મોટા જસુભાઈ ગાય તેમજ હાર્મોનિયમ વગાડે અને નાના મુકુંદભાઈ વાંસળી અને હાર્મોનિયમ વગાડે. બંને ભાઈઓ સંગીતની મહેફિલ ગોઠવે. મહેફિલ નાની હોય તો એમના ઘરના આગળના ઓરડામાં ગોઠવાય. મોટી હોય તો અમારા મેડે મહેફિલ થાય. અમારો એ મેડો હજારેક ચોરસ ફૂટ જેટલો મોટો હતો એટલે મોટી મહેફિલમાં વાંધો ન આવે. નાની મહેફિલની જાણ થોડાને કરાય. મોટીની જાહેરાત બજાણાના મહોલ્લે મહોલ્લે કરવામાં આવે. આવો, આ જાહેરાતનો એક નમૂનો જોઈએ:

જાહેર આમંત્રણ

આવતી કાલે તા.૨૦.૦૪.૧૯૪૦ ના રોજ સાંજે પાંચથી-સાત દીવાન સાહેબના ડેલા ઉપરના હોલમાં તેઓની સંમતિથી સંગીતનો એક જલસો ગોઠવવામાં આવેલ છે.

આ જલસો ગોઠવવાનો આશય બજાણાની જુવાન પેઢીમાં સંગીતનો રસ જાગે એ છે.

આ પ્રોગ્રામમાં જશવંતરાય ત્રિભુવનદાસ ભટ્ટનાં ગાયન રજૂ કરાશે.

તેમની સાથે સંગત કરશે તેમના લઘુબંધુ મુકુંદરાય ભટ્ટ તેમ જ દરબારસાહેબે બક્ષિશ આપેલ ઢોલક પર સંગત કરશે દીવાનસાહેબને ત્યાં કામ કરતાં અભરામભાઇ (રાઈ-સાંકળીવાળા).

આ કાર્યક્રમમાં જે ભાઇઓ ગાઇ શકતા હોય તેમને ભાગ લેવાની પૂરેપૂરી છૂટ છે.

આપ સૌ કાર્યક્રમમાં પધારી અમને પ્રોત્સાહિત કરશો.

બોલો, જાહેરાતમાં કલાપ્રેમ, ઉત્સાહ અને કદરદાનીનો સુમેળ થયો છે ને?

## દયાળજીકાકા

અમને જોતાં જ દયાળજીકાકા અચૂક પૂછે: 'ક્યાં ભાલે ભરાવા ગ્યા' તા'? મધ્યમ ઊંચાઇ, ઊજળો વાન, જાડાં ચશ્માંની આરપાર ચમકતી ચળકતી આંખ, હંમેશાં એપ્રન જેવો સફેદ લાંબો કોટ અને માથે કાળી ટોપી, સ્થૂળની વ્યાખ્યામાંથી માંડ બચેલા, સાવ પોચા પોચા રૂ જેવા, ધીમી ગતિએ ચાલતા અને એથીય ધીમી ગતિએ કામ કરતા, દયાળજીકાકા રાજ્યના દવાખાનામાં કંપાઉન્ડર હતા. કુલ મિલાકે ત્રણ જણના સ્ટાફમાં ડૉકટરો તો આવે ને જાય, પટાવાળો હુસેન બધાં કામમાં આસિસ્ટંટ. પણ એ રહ્યો ચોથા વર્ગનો એટલે દયાળજીકાકાનું સ્થાન ઊંચું. વળી, ભલા માણસની છાપ એ કારણે એ સહુને પ્રિય, અમને તો વિશેષ!

એમની પાસે અમારે અવારનવાર જવું પડતું. છોલાવાનું. ઉઝરડા પડવાનું, મચકોડ અને ઈજા એ અમારે માટે રોજિંદી અને સાવ સામાન્ય બાબત હતી. થોડું લોહી નીકળે કે આવીતેવી ઈજા હોય તો અમે હળદર, ઘાબાજરિયું અથવા બાળેલું રૂ દબાવીને કામ ચલાવી લેતા. એથી વધુ હોય તો દયાળજીકાકા પાસે પહોંચીએ. એ સ્પિરિટથી ઘાને ધુએ, આયોડિન લગાડે અને અમને જોવા બહુ ગમતા એવા પીળા મલમમાં રૂનું પૂમડું બોળીને દબાવી દે. પાટાપિંડી કાયમ વશે, કારણ કે એ અમારાં પરાક્રમોની ધજા-ધજાગરાનું કામ કરે અને ઘરનાંને ખબર પડે. એક વાર દવાખાનામાં દાખલ થતાં જ ડૉકટર કાંતિલાલ પરીખ અમને જોઇ ગયા. અમે ક્યારેય એકલા ન હોઇએ. ત્રણ ચાર જણ તો ઓછામાં ઓછા હોઇએ. એમની પાસે બોલાવ્યા અને ઈજા જોઈ દયાળજીકાકા પાસે પાટાપિંડી કરાવ્યાં. પાટો તો અમે બહાર નીકળતાની સાથે જ કાઢી નાંખ્યો અને પાછા રમવામાં પડી ગયા. સાંજે ઘેર પહોંચ્યા ત્યારે બાપુજીએ, વાગેલું હજુ દુખે છે? એમ પૂછ્યું. અમે એકદમ શાણા થઇને કહ્યું—અમને કંઇ વાગ્યું નથી, વાગ્યું હોય તો દુખે ને! પણ બાપુજીને બધી ખબર હતી. હોય જ ને! ડૉકટર પરીખ સાંજે ઘેર જતાં રસ્તામાં અમારી ખબર પૂછવા આવેલા! દયાળજીકાકાના હાથમાં અમારી ચોટલી સલામત તેથી એ અમને વિશેષ પ્રિય.

દયાળજીકાકાની 'ભાલે ભરાવા'ની વાત કંઇ સાવ ખોટી ન હતી. તમે નહીં માનો પણ પ્રફુલ્લભાઇ સાચ્ચે જ ભાલે ભરાયેલા. ત્યારે ભાઇની ઉંમર દસની અને અમે એમનાથી બે વર્ષ નાના.

એક વાર નિશાળમાં આંબલી પીપળી રમતાં ભાઇએ ઝાડ ઉપર ચઢવા પાણીની ઓરડી પાસેનું ગૂંદાનું ઝાડ પસંદ કર્યું. એની ડાળીએથી કોણ જાણે લપસ્યા અને ભાઇ પડયા ભાલા ઉપર! ભાલો ભલે, સૈનિકનો ન હતો પણ અમારી નિશાળની વંડી ઉપર વધારાની સલામતી માટે, લોખંડના સળિયા ઉપરનો ત્રિકોણાકાર અણિયાળો ભાગ ભાલાની ગરજ સારે એવો હતો. ભાઇ પડયા એવી રીતે કે એમના જમણા ઢીંચણની નીચેનો ભાગ પેલા ભાલામાં ભરાયો. થોડી સેકન્ડ એ એમ જ લટકી રહ્યા પછી અમે નાના મોટાએ ભેગા થઇને મહામહેનતે એમને નીચે ઉતાર્યા. મૂળે માણસ બહાદુર એટલે કહે, મને કાંઇ થયું નથી. પણ અમારું ઘર સાવ બાજુમાં અને બાપુજીની ઑફિસ એની બરાબર સામે, એટલે આ ગંભીર સમાચાર તરત એમને પહોંચી ગયા. બા-બાપુજી દોડતાં આવ્યાં.

ઉપરાંત ભટ્ટકાકા, હરિકાકા, દયાળજીકાકા એમ ઘણા કાકાઓ પણ આવી પહોંચ્યા. ત્યાં સુધીમાં ભાઈને પણ પોતાને કાંઈક થયું છે એવું લાગવા માંડ્યું. રોવામાં તો નાનપ નડે પણ મોઢા ઉપર પીડાના ઊંડા ચાસ પડવા માંડયા. દવાખાનામાં ડૉક્ટરે પાટાપિંડી કર્યાં. પછી હળવે રહીને કહ્યું કે ઘા દોઢ ઇંચ ઊંડો હતો. ધનુર ન થાય એ માટે ઇંજેક્શન પણ આપ્યું. વઢવાણ કે અમદાવાદ જવાની જરૂર ન લાગી. ભાઈએ તો થોડા દિવસ ડ્રેસિંગ કરાવ્યું. અને પાછા આંબલીપીપળીમાં જોડાયા. પણ જમણા ઢીંચણ નીચે પેલા પરાક્રમની યાદગીરી નોંધાઈ ગઈ. એ નિશાની આજે સડસઠ વર્ષ પછી પણ પૌત્ર-પૌત્રીઓને પ્રેરણા આપવા માટે એમને કામ લાગે છે!
અમારા બજાણાનું બે ઓરડાનું નાનકડું દવાખાનું. બાપુ જ્યારે સગીર હતા અને તેમને રાજકુમાર કૉલેજમાં ભણવા મોકલ્યા હતા ત્યારે પોલિટિકલ એજન્ટની પ્રેરણાથી રાજ્યના મૅનેજર બાબુભાઈ પટવારીએ બંધાવેલું.

આ દવાખાનું નાનું પણ એની ઉપયોગિતા ઘણી. ગામમાં ન મળે બીજા કોઈ ડોક્ટર કે ન મળે બીજું કોઈ દવાખાનું. કેમિસ્ટની દુકાન તો હોય જ ક્યાંથી? દવાખાનાના એક નાના ઓરડામાં દાક્તરકાકા બેસે. બીજો મોટો ઓરડો અમારા દયાળજીકાકાનો. વચ્ચોવચ મોટું ટેબલ. એની ઉપર રંગબેરંગી તૈયાર મિક્સ્ચરના બાટલા. મોટા ભાગના લાલ. મેલેરિયા થાય ત્યારે ક્વિનાઈનની ગોળી અને મિક્સ્ચર ડાયાફોરેટિક, કાંઇ ચેપ હોય તો સલ્ફાની એમ. બી. ૬૯૩ ગોળી. શરદી ઉધરસમાં રાળનો શેક. શરીરનો દુખાવો હોય તો ઍન્ટિફલોજીસ્ટાઇન લેપ ગરમ કરીને લગાડવાનો અથવા બેલેડોના પ્લાસ્ટર ચોટાડવાનું પોસાય એમને ટોનિક પણ પ્રિસ્ક્રાઇબ થાયઃ વોટરબરીનું કમ્પાઉન્ડ, કોડલિવર ઓઇલ અને કાલ્ઝાના નામની કેલ્શિયમની ટીકડીઓ કોઈક ઘરોમાં જોવા મળે. પણ દવાખાનામાં સરવાળે વધુ કેસ તો પાટાપિંડીના જ આવે.

એક હતા ભાઈશંકર ઉપાધ્યાય રાજવૈદ્ય. એ દરબારગઢની પાછળ રહેતા. લાડજીભાઈ કહેતા કે એમનો બધો વખત બાપુની તાકાત વધે એ માટે વસાણાં અને યાકૂતીઓ બનાવવામાં જતો. અબરખ, સોનાચાંદીની ભસ્મ ખર્ચાળ. રાજા-દરબારસાહેબોને આ બધાં વગર ન ચાલે એટલે રાજવૈદ્ય. રાજવૈદ્યનો કમાલખાનજી ઉપર પ્રભાવ. એમને ત્યાં સામાન્ય દર્દી ઓછા જોવા મળે. અમારા બહારગામના એક સગાને મોકલવા માટે બાપુજી એમની પાસેથી બાળક માટે કોઈ ગોટલી મગાવતા. એક ગોટલીનો એક રૂપિયો. લોકો પરંપરાગત ઔષધિઓથી ચલાવે. સુવાવડમાં સુયાણી-દાઇ આવે. કરિયાણાની દુકાને આયુર્વેદનાં ઝાડ-જંગલનાં ઓસડિયાં મળે. ઝંડુની બે ચાર દવા કે ગોળીઓ પણ મળે.

ઝાલાવાડ એટલે રણનો કાંઠો અને રણને કાંઠે સૂકી હવા અને પાણીના ઓછા ઉપયોગને કારણે લોકોને આમ પણ રોગ ઓછા થાય. અમને પણ નાનપણમાં ડિથેરિયા સિવાય કોઈ બીમારી નડયાનું સ્મરણ નથી. જોકે બાળકોને વધુ ઝપટમાં લેતું આ ડિથેરિયા દર્દ ત્યારે જીવલેણ ગણાતું. એ જમાનામાં, અમેરિકા જેવા દેશમાં પણ બાળકોના કેસમાં લગભગ ૪૦ ટકામાં હાથ ધોઈ નાખવા પડતા. ગળામાં સતત ને સખત દુખાવો, કશુંય ગળે ન ઊતરે, વધતો જતો તાવ, ગળું ફૂલે અને થાક વર્તાય-એ એનાં પ્રાથમિક લક્ષણો. મૂળ ચેપી રોગ. નાના બાળકને તો તરત ચેપ લાગે. વખતસર બરાબર દવા ન થાય તો શ્વાસ રૂંધાતો જાય અને ઉપરનાં અંગોમાં લકવાની અસર શરૂ થાય. હવે તો એની રસી મુકાય છે એટલે ડિસ્થેરિયા ઓછો જોવા મળે છે. અને થાય તોપણ એની અસરકારક સારવાર શક્ય અને સુલભ છે.
સૌથી પહેલાં પ્રફુલ્લભાઈને એમની પૂરા પાંચ વર્ષની પણ ઉંમર ન હતી ત્યારે ૧૯૩૭માં એ રોગ થયો. બજાણામાં આવા રોગની સારવાર ક્યાંથી થાય? ડોક્ટર મૂંઝાય, દયાળજીકાકા નિઃસહાય, અમારાં અનેક કાકાઓ અને માસીઓ ખડે પગે. રોગનું નિદાન થયું એ જ મોટી વાત. તરત જ એમને વઢવાણ કૅમ્પ મિશન હૉસ્પિટલમાં લઈ ગયા. ત્યાં ડૉ. સ્ટીવન્સને દવા કરી, કંઈક રાહત થઈ. ગામમાં મોટાં ફોઈ રહે. એમને ઘેર લઈ ગયા. ત્યાં ઊથલો ખાધો, જેની ગંભીરતા સૌ સમજતાં હતાં. બીજા ડૉક્ટરોની અને ગામના ડાહ્યા માણસોની સલાહથી સરકારી દવાખાનામાં ડૉ. બક્ષીએ સારવાર શરૂ કરી. બાપુજી આવે-જાય, બા એકલી અમને લઈને દવાખાનામાં, લગભગ બે મહિને સારું થયું. એ માંદગી વિશે બાપુજીએ એમની હિસાબની ચોપડીમાં વિગતો નોંધી છે એમાં છેલ્લે લખ્યું છે: થયેલ ખર્ચમાં દવાદારૂ, માતાજીના થાળ, ભાડાંભાતાં, ધીમંતભાઈની વહુને તથા પ્રેમીલાને સાડલા, તળશીને વગેરે બધું થઈને પ્રફુલ્લની માંદગીની સારવાર નિમિત્તે અહીંથી નીકળી બધાં અહીં પાછાં આવ્યાં ત્યાં સુધીમાં થયેલ

ખર્ચ રૂ. ૧૬૭. અમને ત્યારે ચેપ ન લાગ્યો પણ ચારેક વર્ષ પછી ૧૯૪૧માં મારી સાત વર્ષ અને નાના ભાઇ દિલીપની બે વર્ષની ઉંમરે ડિથેરિયાએ પુનઃ ગૃહપ્રવેશ કર્યો. ત્યારે વીરમગામ મિશન હૉસ્પિટલમાં સારવાર થઇ અને પ્રમાણમાં જલદી સારા થયા, કારણ કે અમારા કિસ્સામાં રોગનું સ્વરૂપ એટલું ગંભીર ન હતું. એ વખતે કુલ ખર્ચ થયો હતો—રૂ.૧૭૬ અને ૧૨ આના.

એક વાર અમને બંને ભાઇઓને ઉટાંટિયો થયો. કેમેય કર્યો મટે નહીં. દિવસ ને રાત ઠોં હોં ને હોં ચાલે. દાક્તરકાકાએ ઘણી દવા અજમાવી. વઢવાણ કેમ્પથી પણ મંગાવી. દયાળજીકાકા રોજ આવે. બાએ ઘણાં ઓસડિયાં પણ ઘસ્યાં. લાડજી ક્યાંકથી જાણી આવ્યો કે ઊંટની પૂંઠ સૂંઘવાથી ઉટાંટિયો મટે. બીતાં બીતાં એણે બાને વાત કરી. બાએ બાપુજીને કહ્યું. એમને આવા ઉપચારમાં લગીરેય શ્રદ્ધા નહીં. વળી, બીજાં બે ચાર જાણકારોએ પણ એ જ સૂચન કર્યું. અમને વહેમ છે કે એ જાણકારોને કદાચ લાડજીએ જ ઊભા કર્યા હશે. એક વાર બાપુજી રાજકોટ સેશન્સ કોર્ટમાં ગયેલા ત્યારે રાતના ઉજાગરાથી થાકેલાં બા અમારી દયનીય–બૂરી હાલત જોઈને એ નુસખો અજમાવવા તૈયાર થયાં. પણ એ અભિયાન કંઇ સહેલું ન હતું. એક તો ઊંટને ઘરઆંગણે લાવવાનો. પછી એ લીંડાં મૂકે એની રાહ જોવાની. પછી એને બેસાડવાનો. હવે આ બંને કામ એક પછી એક ક્રમશઃ કરવા પેલો ઊંટ એમ કંઇ ઓછો તૈયાર થાય? એને પણ એની પોતાની સિસ્ટમ હોય ને! તે જ વખતે બે છોકરાઓને ઊંટ પાસે લઇ જવા, પૂંઠે નાક આવે એમ ઊભા રાખવા અને એમની પાસે સૂંઘવાની ક્રિયા કરાવવી એ પ્રોજેક્ટ મૂળે જ મહાકઠિન હતો. વળી, છોકરાઓ આડા નીકળ્યા. હોં ઠોં કરીએ તો ભલે પણ એ એવું ગંદુંગોબરું કંઇ નહીં કરીએ. નાનું ગામ, સૌ ભાઇબંધો જાણે અને મશ્કરી કરે. છેવટે કંઇક લાલચ, કંઇક સમજાવટ અને કંઇક ધાકધમકીએ ભેગાં સહિયારા મળીને કામ કર્યું. કારણ ગમે તે હોય પણ તે જ દિવસે અમને બેયને ઉટાંટિયાં મટી ગયાં, એ હકીકત છે.

### ભટ્ટકાકા

ભટ્ટકાકા અમારા હીરો. એમને યાદ કરતાં સૌથી પહેલાં નજર સામે આવે એમનું બૉલિંગ ઍક્શન. દડો છુપાવીને ત્રાંસા-ત્રાંસા વિકેટ પર જઇને ઑફ બ્રેક ફેંકે અને બૅટ્સમૅન અટવાય. ભટ્ટકાકા દડાની ઝડપ વધારે-ઘટાડે અને ઑફ ટર્ન લાંબોટૂંકો કર્યા કરે એટલે ભલભલા બૅટ્સમૅન ગોથાં ખાય. ફિલ્ડિંગ પણ ચપળ અને એમની બૅટિંગ ઉપર ટીમનો આધાર. ભટ્ટકાકા અમારા વિનુ માંકડ.

ધોતિયું અને ખમીસ પહેરીને એ ક્રિકેટ જ નહીં, બધી રમતો રમે. બિલિયર્ડ્સ પણ. ૧૯મી સદીની વીસી અને ત્રીસીમાં ધોતિયું, ખમીસ અને માથે ફેંટો પહેરીને રમનારા ક્રિકેટરો પણ હતા. એમાં સૌથી જાણીતા હતા ઓઘડશંકર અને મણિલાલ, બાપ-દીકરો-WISCA (વેસ્ટર્ન ઇન્ડિયા સ્ટેટ્સ ક્રિકેટ ઍસોસિયેશન) તરફથી રમે. બેટો બૉલિંગ કરે ને બાપ વિકેટકીપર. બંને સારા ઓપનિંગ બૅટ્સમૅન. મણિલાલ ફટકો મારે પછી દોડતાં પહેલાં પૂછે: બાપા, પહોંચી જવાશે? જવાબમાં ઓઘડશંકર કહે: હા, ધોડ્યો આવ. એમ એમનો સંવાદ મૅચ દરમિયાન ચાલ્યા કરે. ભટ્ટકાકા પણ રાજકોટમાં રહ્યા હોત તો WISCA તરફથી રમત.

ભટ્ટકાકાથી અમે જબરા પ્રભાવિત. ટેનિસમાં પણ એવું જ. ભટ્ટકાકા હોય ત્યાં સુધી બાપુ બીજાને પાર્ટનર ન બનાવે. પાછળથી મૂળશંકરકાકા પાર્ટનર થતા. સમય જતાં બિલિયર્ડ્સ ટેબલ આવ્યું. એ બહુ ઓછાએ જોયેલું. ભટ્ટકાકા બિલિયર્ડ્સમાં પણ થોડા વખતમાં મોખરે થઇ ગયા. એ જમાનામાં ડ્રાઇવરને બાદ કરતાં કોઈક જ મોટર ચલાવી જાણે. ભટ્ટકાકા ગમે તેવી નવી ગાડી પણ ચલાવે. તરવૈયા પણ ખરા. રસોઇ સરસ બનાવે અને એમના ઘરમાંથી સંગીતના સૂરો હંમેશાં સંભળાય.

એકવડિયા બાંધાના ત્રિભુવન ભટ્ટ-ભટ્ટકાકાનું શરીર સ્નાયુબદ્ધ. એમની હિલચાલ ચપળ. હંમેશ ગતિશીલ; ક્યારેય પગ વાળીને ન બેસે. રિફલેક્સિસ તેજ. ઑફિસમાં લાંબો કોટ, બહાર હાફકોટ, ધોતિયું, બનાતની કાળી ટોપી

અને હિટલર સ્ટાઇલની મૂછ રાખે. બીડી ટેસથી પીવે. જવાબદારીભર્યા કામ કરતાં કરતાં વહેલા પીઢ થયેલા એટલે ઉંમર કરતાં રહેમરાહે વધુ પીઢ દેખાય. એમની આ બહુવિધ પ્રતિભાની કોઇ વિશેષ પૂર્વભૂમિકા ન હતી. પિતા વજેશંકર ભટ્ટ એજન્સીના હિસાબ વિભાગમાં હતા, મોટા ભાઇ લાભશંકર ડી. આઇ. જી.ની ઑફિસમાં હતા. માતાનું અવસાન થયેલું. સ્વમાની, સંસ્કારી, ધર્મનિષ્ઠ, સામાન્ય કુટુંબ. તેજસ્વી હોવા છતાં ભટ્ટકાકા આગળ ભણી શકે એવી કુટુંબની સ્થિતિ કે વાતાવરણ ન હતું. ૧૯૨૧માં અઢાર વર્ષની ઉંમરે ભટ્ટકાકાએ નોકરી શરૂ કરી. સૌ-પ્રથમ અમદાવાદમાં એક કોલસાની દુકાને બેઠા. પણ મૂળે આ જીવનો બેસી રહેવાનો સ્વભાવ ન હતો. વળી, હાથ કાળા કરવાનું પણ સ્વભાવમાં નહીં. એમના પિતા વજેશંકરભાઇ એજન્સીમાં હતા એટલે બજાણામાં એજન્સી વહીવટ કરે છે એ એમને ખબર હતી. બાલુભાઇ પટવારી રાજકોટ આવે—જાય ત્યારે એમનો પરિચય પણ થયો હશે. બાલુભાઇએ ભટ્ટકાકાને બજાણામાં ટાઇપિસ્ટની નોકરી આપી. ત્યારે ક્રિકેટ જેવી રમતો બજાણામાં ન હતી. એટલે નવરાશના સમયનો સદુપયોગ કરીને ઉધમી ભટ્ટકાકા સ્ટેનોગ્રાફી જાતમહેનતે શીખ્યા. એમના અક્ષર મોટા અને સુવાચ્ય. એમનું ડ્રાફ્ટિંગ પણ સારું. અમે એમનું ડ્રાફ્ટિંગ બંને ભાષામાં જોયું છે-બે ત્રણ નમૂના અમારી પાસે સચવાયા પણ છે. એ આવું સચોટ,સરળ અંગ્રેજી અને ગુજરાતી ડ્રાફ્ટિંગ ક્યારે અથવા કોની પાસે શીખ્યા એનો ભેદ કોઇ જાણતું નથી.

૧૯૨૬માં જ્યારે બાપુ ગાદીએ બેઠા ત્યારે તેમની ઉંમર અઢારની અને ભટ્ટકાકા ત્રેવીસના રમતગમતનો બંનેને શોખ. બંને જુવાન. બસ, એમનો મેળ પડી ગયો! તે દિવસથી ૧૯૪૭-એકવીસ-વર્ષ. સુધી ભટ્ટકાકા એમની નજીક રહ્યા. પહેલાં પ્રાઇવેટ સેક્રેટરી અને પછી હજૂર શિરસ્તેદાર તરીકે. બજાણામાં અને બજાણાની બહાર બંનેની આ નિકટતાનો લાભ રાજ્યને મળ્યો. બાપુના ઉછેર અને કેળવણી વિશે અન્યત્ર વિગતે લખ્યું છે. ભટ્ટકાકાને બદલે કોઇ ચાલાક કે ચારિત્ર્યહીન માણસ બાપુની પડખે ચઢી ગયો હોત તો બજાણાના લોકોની સ્થિતિ સાવ જુદી જ હોત.

એમની વિનોદવૃત્તિ જબરી. ક્યારેક પ્રેક્ટિકલ જોકનો અનુભવ કરવાનો વારો કોઇનો પણ આવે. એક વાર અમારા પિતાશ્રીએ ભટ્ટકાકાના ચમકતા બૂટ જોઇને પૂછ્યું: તમે કયું પાલીશ વાપરો છો? ભટ્ટકાકાએ કહ્યું કે એક નવું પાલીશ આવ્યું છે. પછી ઓવરસિયર વજુકાકાને બોલાવ્યા અને કહ્યુ કે પેલું નવું પાલીશ તમારી પાસે આવ્યું છે તે શાંતિભાઇને આપો. ભટ્ટકાકા અને વજુકાકા બંને એકબીજાને બરાબર સમજતા. એ ફ્રેંચ પાલીશ એક શીશીમાં લઇ આવ્યા અને કહ્યું કે આ પાલીશ લગાડીને બૂટને તડકે મૂકજો. એમ કર્યું. બપોર પછી બૂટ જુઓ તો લાકડા જેવા. ભટ્ટકાકાએ વળી ઠાવકા મોંએ કહ્યું કે વજુભાઇના કહેવાથી અમે તડકે મૂકેલા એટલે બૂટ સાંકડા થઇ ગયા. બંને હસી પડયા.

ભટ્ટકાકાએ સમતુલા જાળવીને, રાજખટપટના ભય વગર એમની ફરજ બજાવવાનું વાતાવરણ રાજદરબારમાં ઊભું કર્યું. બીજાં રાજ્યોની જેમ રણવાસની કે રાજકુટુંબની પણ વહીવટમાં કોઇ દખલ ન રહી. જે જવાબદારી સોંપાય તે સરસ નિભાવે. શરૂઆતમાં પિતાશ્રી ન્યાયાધીશ હતા અને રજા ઉપર ગયેલા ત્યારે એ પદનો ચાર્જ ભટ્ટકાકાને સોંપેલો.

૧૯૪૫માં જ્યારે જોડાણયોજના લાગુ પડી ત્યારે અમારા પિતાશ્રીએ બજાણા છોડેલું. પણ ભટ્ટકાકા નોકરીમાં ચાલુ રહેલા તેથી એમનો સથવારો બાપુને હતો. જોડાણયોજના સામે જનતાનો વિરોધ પણ ભટ્ટકાકાએ પાકી મુત્સદ્દીગીરીથી જગાવ્યો. બજાણા પ્રજામંડળની સભામાં જોડાણનો વિરોધ થયો અને પ્રજાની લાગણી અંગ્રેજ સરકાર સુધી પ્રજામંડળ વતી મણિલાલ એ. શાહ નામના માણસે અરજીરૂપે પહોંચાડી. એ બધું ગોઠવનાર ભટ્ટકાકા, એમના અક્ષરમાં આ અંગેના ઠરાવનો ડ્રાફ્ટ આજે પણ ઉપલબ્ધ છે.

૧૯૪૫-૪૭માં મુસ્લિમ લીગના માણસો બજાણામાં દેખાવા લાગ્યા ત્યારે દુર્ભાગ્યે ભટ્ટકાકાને પણ શું રંધાઇ રહ્યું છે તેનો અણસાર આવ્યો. અમારા પિતાશ્રી અને ભટ્ટકાકા પણ પલટાયેલી પરિસ્થિતિમાં શાંતિ નહોતા અનુભવતા. એમાં ૧૯૪૬માં મોગલ બેગે બાપુને ભટ્ટકાકા વિશે કહ્યું: આ માણસને વિદાય કરો, આપણી નજીક આપણો માણસ જોઇએ. બાપુ કહે, હું કેમ કહું? અમે તો એકવીસ વર્ષથી ભાઇબંધની જેમ રહ્યા છીએ. પછી એમ નક્કી થયું કે સાંજે ભટ્ટકાકા દરબારમાં આવે ત્યારે એમને કહેવું કે કાલે સવારે તમારે કાલાં જોખાવવાં જવાનું છે. એ

માણસ સ્વમાની છે એટલે નોકરી છોડી દેશે. અને એમ જ થયું. અમારા ભટ્ટકાકાએ એમની સઘળી વફાદારીનો આ અંજામ જોયો ત્યારે રાજીનામું ધરી દીધું. બાપુ ખિન્ન થયા, પણ મોગલ બેગનું ધાર્યું કામ થયું. અમારા પિતાશ્રી એકલા પડી ગયા. એમણે પણ ૧૯૪૭ની ૧૫મી ઑગસ્ટે પદત્યાગ કર્યો.

અમારા પિતાશ્રી પહેલીવાર ૧૯૨૭માં ચોવીસ વર્ષની ઉંમરે બજાણા રાજ્યના ન્યાયાધીશ તરીકે ગયેલા. ભટ્ટકાકા અને પિતાશ્રીની ઉંમર સરખી પણ ભટ્ટકાકા અઢાર વર્ષે નોકરીએ ચઢેલા અને વહેલા પરણેલા એટલે અમને એ હંમેશાં મોટા લાગતા. તે વખતે બાની ઉંમર નાની. નવા પરણેલા અને નવું ગામ. ત્યારે ભાનુકાકીની એમને ઘણી હૂંફ હતી. ભાનુકાકી, બાને ભાતભાતની ગૃહવિદ્યા શીખવે અને મોટી બહેનની જેમ એમનું ધ્યાન રાખે. ભટ્ટકાકા કમનસીબે બે વાર ઘરભંગ થયેલા, પણ એમના પરિણીત જીવનમાં જે કાંઇ ઉતાર-ચઢાવ આવ્યા તેમાં તેમની સંસ્કારિતા અને ગરિમા બરાબર જળવાયેલાં.

ભટ્ટકાકાનાં સંતાનો અમારા કરતાં ખાસ્સાં મોટા. જસુભાઇ અમારા કરતાં બાર તેર વર્ષે મોટા. ત્યાર પછી ચંદુભાઇ અને એમના પછી મુકુંદભાઇ, એ પણ મારા કરતાં દશ વર્ષે મોટા. એટલે અમે એમની ટોળીમાં નહીં, પણ પાછળ પાછળ ફરીએ. એ બધા ભાઇઓ સંગીતના ભારે શોખીન. નાના હતા ત્યારે પણ જસુભાઈ મહેફિલો ગોઠવે. એ મહેફિલ નાની હોય તો એમના બહારના ઓરડામાં અને મોટી હોય તો અમારા ઘરના હૉલમાં. અન્યત્ર નોંધેલી મહેફિલની નિમંત્રણ પત્રિકા બધે સમયસર પહોંચી જાય. મહેફિલ માટેનાં વિવિધ વાજિંત્રો જૂનાં ડબલાં—ડૂબલી અથવા લાકડાનું કંઇ પોલું પાત્ર મળે તેમાંથી અપૂર્વ સર્જકશક્તિ દાખવીને બનાવવાનાં.

દાદાબાવા અને કાદરીકાકા

બજાણામાં મિડલ સ્કૂલથી આગળ ચાલો એટલે એક મોટો ડેલો આવે. ડેલાના મોટા દરવાજામાં અંબાડી સાથે હાથી જઈ શકે. અમારા કોઇના ઘેર આવવા માટે એ ન હતો, પરંતુ દરવાજો હતો બુલંદ. દરવાજામાં એક બારી. અંદર દાખલ થતાં બંને બાજુ ઊંચા ઓટલા. ડેલા અને ઓટલાની ઉપર એક મોટો મેડો. ઓટલા વચ્ચેથી આગળ ચાલો એટલે બંને બાજુ સળંગ દીવાલ. ડાબી બાજુએ અમારું અને જમણી બાજુએ કાદરીકાકાનું ઘર. બંને ઘરમાં ફળિયાં. કાદરીકાકાના ફળિયામાં મોટો લીમડો.

અહમદમિયાં કાદરી-કાદરીકાકાના ઘરમાં દાખલ થઈએ ત્યારે એમના વાલિદ બુરહાનુદ્દીન કાદરી જરૂર દેખાય. સૌ એમને દાદાબાવા કહે. દાદાબાવા હંમેશાં સફેદ વસ્ત્રોમાં હોય. ગોરા, પ્રતિભાશાળી વ્યક્તિત્વવાળા દાદાબાવા લાંબી સફેદ દાઢીથી હૂબહૂ ફરિશ્તા જેવા લાગતા. એમનો ઓરડો આગળ હતો. મોટે ભાગે આરામખુરશીમાં બેઠા હોય અથવા નમાઝ પઢતા હોય. અમે જઇએ ત્યારે કાયમ આંખોથી હસીને આવકારે.

દાદાબાવા અગાઉ જીવણખાનજીના વખતમાં બજાણામાં રેવન્યૂ અધિકારી હતા. નેકી અને પરગજુ સ્વભાવને કારણે દાદાબાવાનો સૌ આદર કરે. ૧૯૧૭-૧૮માં એ રિટાયર થયા. એમના દીકરાઓમાં અહમદમિયાં મૅટ્રિક સુધી ભણેલા. દાદાબાવાએ હજૂર પ્રાઇવેટ સેક્રેટરી ભટ્ટકાકાને કહેલું કે અહમદમિયાંને ડાળીએ વળગાડો. ભટ્ટકાકા બાપુની સાથે સતત રહીને થાકેલા. એમણે કાદરીકાકાને એમની જગ્યાએ ગોઠવી દીધા અને પોતે હજૂર શિરસ્તેદાર થયા.

દાદાબાવામાં દુખતા દાંતને મટાડવાની કુદરતી શક્તિ હતી. કોઇ ફકીરે એમને મંત્ર આપેલો એવું મનાતું. કોઇ માણસ દાઢ કે દાંતનો દુખાવો લઇને આવે ત્યારે દાદાબાવા એક નાના કાગળમાં કંઇક લખે અને પછી પેલાને કહે કે આ કાગળની પડીકી બનાવી દુખતા દાંત ઉપર મૂકીને ચાવ. હું આ લીમડાના ઝાડ ઉપર ખીલો ઠોકું છું. હું જેમ હથોડો મારતો જાઉં એમ તું કાગળ વધારે ચાવતો જજે. દુખવાનું બંધ થાય ત્યારે મને કહેજે. લોકોને દુખવાનું બંધ થઇ જતું. આ પ્રયોગના સાક્ષીરૂપે, એમના લીમડા પર અનેક ખીલાઓ અમે જોયેલા. અમારો ઘણો વખત કાદરીકાકાને ત્યાં જતો. એમનો મોટો દીકરો મસ્તાન મારી હેડીનો. પછી રૂકૈયા, ઝુબેદા, ફીરોઝા અને અબ્દુલ કાદર. એ બધાં અમારા_ ઘેર હોય કે અમે એમને ત્યાં. અમીનાકાકી ભારે પ્રેમાળ, એ બધાં મોટા થાળમાં સાથે

જમતાં હોય ત્યાં અમે પણ ક્યારેક બેસી જઈએ. અમારે પથ્ય ન હોય એવી ચીજ તરફ લાંબો હાથ થઇ જાય તો તરત અમીનાકાકી અમારા હાથ ઉપર ટપલી મારીને કહે: એ તારે નથી ખાવાનું. એમ બધાં છોકરાંઓનો એક ભાણામાં હાથ, એમને ઘેર કે અમારે ઘેર! જમવાનો સમય થાય ત્યારે સૌથી નાની ફિરોઝા જે લહેકાથી બધાને બોલાવતી એ હજુ અમારા કાનમાં ગુંજે છે: "મસ્તાન ભૈયા, આપાબીબી, અમ્મા ખાને કે લિયે બુલાતી હૈ".

થોડા ગોળમટોળ અને કંઈક શામળા કાદરીકાકા કપડાંના ભારે શોખીન. બાપુની સાથે ફરવાનું એમને ગમતું. હજૂર પ્રાઇવેટ સેક્રેટરી તરીકે બાપુને કંપની આપવાની. ભટ્ટકાકાની જેમ લખાપટ્ટી કે એવું કંઇ નહીં કરવાનું. એક દિવસ અચાનક પાંત્રીસ-સાડત્રીસની ઉંમરે કાદરીકાકા દિલનો દોરો પડવાથી ગુજરી ગયા. બધાને મોટો આઘાત લાગ્યો.

દાદાબાવા એંશી ઉપર. અમીનાકાકી અને બાળકો નાનાં. અમદાવાદમાં મિરઝાપુર રોડ પર-કાદર મંઝિલ-બાંધવાનું શરૂ કરેલું તે પૂરું કરવાનું હતું. કાદરીકાકા ગુજરી ગયા ત્યારે એમની પાસે સૂટ પાંત્રીસ હતા, પણ બચત કાંઇ નહીં. કાદરીકાકા બાપુના પ્રિય હતા, પણ કોઇએ એમને માટે કંઇ કરવાનું સુઝાડ્યું નહીં. એક દિવસ અમારા પિતાશ્રીએ બાપુને કાદરી પરિવારની વાત કરી અને મકાનનું બાંધકામ પૂર્ણ થાય તેની, બાળકોનાં ભણતરની અને અમીનાકાકીના પેન્શનની વ્યવસ્થા ગોઠવી આપેલી.

## ગરાજ અને રહેમતખાન

દવાખાનાથી થોડે આગળ જઈએ એટલે મોટરગરાજ આવે. ગરાજમાં ૩૮ ગાડીઓ. રોલ્સરોઇસ, ડેઇમલર, શેવરોલે, હીલમેન, એમ. જી., ઓલ્ડ્ઝમોબાઈલ, બ્યુક-તમે નામ બોલો અને એ ગાડી ગરાજમાં હાજર મળે.

બજાણા ગામ ઝાલાવાડમાં જરા કોરાણે પડે એટલે આ ૩૮ મોટરોને ચાલુ રાખવા માટે અનેક ચીજો બહારથી લાવવી પડે. ડીઝલ તો ત્યારે ન વપરાતું—પણ પેટ્રોલ, એન્જિન ઓઇલ, ગ્રીઝ વગેરે વઢવાણ કેમ્પ અથવા વીરમગામથી આવે અને મોટા પીપમાં એનો સંગ્રહ થાય. એ ગાડીઓમાં રેડિયેટર જલદી ગરમ થઈ જાય અને પાણી ઊકળે. તેથી એન્જિનને ઠારવા માટે સાથે પાણીનાં કેન રાખવાં પડે. એ જમાનામાં રસ્તે પેટ્રોલપંપ ક્યાંય ન હતા તેથી પેટ્રોલનાં કેન પણ સાથે રાખવાનાં. આ બધો સરંજામ સ્ટોરમાં રહે. મોટરો રિપેર કરવા બહાર ન મોકલાય.

એના સ્પેરપાર્ટ વઢવાણ કેમ્પમાં મળે. ક્યારેક જ અમદાવાદ, મુંબઈથી મંગાવવા પડે. જૂના, ઘસાયેલા કે તૂટેલા પૂર્જાઓની મરમ્મત કરીને બગડેલાં એન્જિનો ચાલુકરવામાં રહેમતખાન એક્કા. રિપેરિંગના જિનિયસ રહેમતખાન જ્યારે જુઓ ત્યારે બૉનેટ ખોલીને ઊભેલા જોવા મળે. બધા ડ્રાઇવર મિકેનિકનું કામ કરે અને એક ક્લીનર શાંતિભાઈ ગરાજમાં જ રહે. ડ્રાઇવરોમાં ફેંટો બાંધતા તે ગુલાબખાન, ઠીંગણો ને જાડો ગાંડાલાલ, વાઘજી, હેબતખાન અને રાણો ઉર્ફે રાણિયો.

એવી વાયકા હતી કે રહેમતખાન ગમે તે ગાડી રિપેર કરી આપે. ગરાજ સુપરિન્ટેન્ડેન્ટ ઉપરાંત રહેમતખાન બાપુના ખાસ શોફર પણ ખરા. મોટર મુખ્યત્વે બાપુ જ વાપરે. સારી પેઠે વાપરે. કાચી સડકો કે ત્યારની પાકી સડકો ઉપર ગાડીને ઘસારો ઘણો લાગે. વળી, બાપુ ન તો ગાડી ધીમી ચલાવે કે ન કોઇને ધીમી ચલાવવા દે. ક્યારેક અમારા પિતાશ્રી ગામડે ઇન્સ્પેક્શનમાં જાય ત્યારે મોટર લઈ જાય. ગાડીઓની સંખ્યા મોટી અને વારાફરતી વપરાય. એટલે રહેમતખાન કોઇ ગાડીને રિપેર ન કરી શકે તો એમની પોલ સહેલાઈથી ન પકડાય.

અમને ગરાજમાં ફાવે તેમ ફરવાની છૂટ. જેક ઉપર ચડાવેલી ગાડીની નીચે જઇને મિકેનિક શું કરે છે એ પણ જોઇએ. ગરાજમાં સૌથી વધુ મજા સંતાકૂકડી રમવાની. કોઈ પણ ગાડીમાં બેસવાનું અમારે માટે નિષિદ્ધ હતું.

રહેમતખાન એ બારામાં અમારા ઉપર બાજનજર રાખે. અમારા ધૂળવાળા પગથી ગાડીની સીટો બગડવી ન જોઇએ. જોકે ફૂટબોર્ડ ઉપર ઊભા રહેવાની છૂટ. ગાડીને ધુએ અથવા એને ખાસ ક્રીમ લગાવીને ચકચકાવે એ અમે એકીટશે જોઇએ. લાલ રંગની બધી નંબરપ્લેટો પણ અમને કંઠસ્થ.

એ સમયના ઊબડખાબડ રસ્તા અને એ વખતનાં ટાયરોને કારણે પંક્ચર પણ બહુ સહેલાઈથી પડે. ત્યારની પંક્ચર કરવાની પ્રક્રિયા બહુ રસથી જોઈએ. જરૂર પડે ત્યારે પંક્ચર કરનારનો હાથવાટકો થઈ જઈએ.

પંક્ચર કરવામાં પૂજાપાઠ જેવી એકાગ્રતા જોઇએ. એ પ્રક્રિયા મજાની. મિકેનિકે પહેલાં પૈડા ઉપરની વ્હિલ કૅપ ઉતારવાની, પછી ટાયરના બોલ્ટ ઢીલા કરી ગાડીને જેકથી ઊંચી કરે. એ વખતના જેક પાછા રિપેરરની શારીરિક શક્તિની કસોટી પણ કરે. પછી બોલ્ટને ફેરવીને કાઢે અને સંભાળીને વ્હિલ કૅપમાં મૂકે. ટાયર ઉતારી એમાંથી ચપટી વગાડતામાં ટ્યૂબ કાઢવાની પણ એક કળા છે. પછી ટ્યૂબમાં ગલોફા ફુલાવી-ફુલાવીને હવા ભરે અને એ ફુલાવેલી ટ્યૂબ પાણીમાં બોળી જ્યાં પરપોટા થાય ત્યાં નિશાન કરે. ક્યારેક એકથી વધુ પંક્ચર પણ હોય. પછી કોઈ જૂની ટ્યૂબમાંથી ટુકડો કાપી એને કાનસથી ઘસી, એના ઉપર ખાસ સોલ્યુશન લગાવીને ટ્યૂબને થીગડું મારવાનું. પાછી ટ્યૂબમાં હવા કાઢી નાખી એની હવા ભરવાની. નોઝલને ટાયરમાં બરાબર ગોઠવી અને પછી બધું હતું તેમ પાછું પૅક કરવાનું. હવે સતત શારીરિક તાકાત વાપરવાનો વારો આવે. હવા ભરવાના પંપના ચપલાને એક પગે દબાવી એના ઉપરના હૅડલને ઊંચુંનીચું કરી હવા ભરવાની માપસરની જોઈતી હવા ઘણી વારે ભરાય. ત્યારે હવા માપવાનો ગેજ હતો નહીં એટલે અનુભવે અને અનુમાને કેટલી હવા ભરવી તે નક્કી કરવાનું.

ઊંચા, એકવડિયા અને શામળા રહેમતખાન વસ્ત્રો હંમેશાં ઠાઠથી પહેરતા. બાપુએ ત્યજેલાં કોટ, પાટલૂન અને ખમીસને બજાણાના પ્રખ્યાત ચીકુ મેરઈ રહેમતખાનને માપસર થાય એવાં ફિટ કરી આપે. ગરાજ એમનો ગરાસ ને એ ગરાજના બાદશાહ-કપડાંનો ઠાઠ અને મોંમાં એક છેડે સિગારેટ હોય ત્યારે કેવું લાગે! અમે એમનાથી ઘણા પ્રભાવિત હતા.

પચાણ અને ટપાલ

પાટડી-બજાણાની સડકની વાત થાય ત્યારે મારી સામે એક ચિત્ર અચૂક આવે. એ ચિત્ર પચાણનું. પચાણ એટલે નર્યા કર્મયોગનું લવલી દૃષ્ટાંત. રંગ કોલસા જેવો. ચહેરો ચોખ્ખો, એક પણ કરચલી વગરનો, માત્ર આંખ પાસે ત્રણ આડી રેખાઓ. કધોણી પોતડી ઉપર બંડી, માથે ચોળાયેલી ધોળી ટોપી, પગની બેય પિંડીએ મોટી ગાંઠો ગંઠાયેલી. પાંચ છ દિવસ થઈ ગયા હોય એટલે થોડી દાઢી વધેલી હોય. ઉંમર પાંત્રીસથી પંચાવન વચ્ચે ગમે ત્યાં મૂકો કાંઈ ફેર ન પડે! બાળપણમાં એક કવિતા વાંચેલી—કદાચ પાઠ્યપુસ્તકમાં હશેઃ

સાંજરે ને સવારે દઈ કાગળો નિત્ય તું માર્ગ તારે સિધાવે.

અમારે બજાણામાં પચાણ આથી ઘણું વધારે કરતા. પચાણ રોજ સવારે સીલ કરેલો ટપાલનો કોથળો ખભે નાખી એકધારી ચાલે પાંચ માઇલ દૂર પાટડી જાય. અગિયારેક વાગે એ જ ચાલે એ પાછા આવે. પોસ્ટઑફિસમાં થેલો ખાલી કરે. પોસ્ટમાસ્તર મોહનભાઈ મૂળ લખતરના. સંસારે દુઃખી પણ ખરા. એ ટપાલનું સૉર્ટિંગ કરે. ત્યાં સુધી પચાણ અને પોસ્ટમૅન બાબુ પરચૂરણ કામ કરે. રજિસ્ટર પરબીડિયાં અને મનીઓર્ડર જુદાં પાડે. પછી બાબુ અને પચાણ લખાણ દબાય નહીં એમ પોસ્ટકાર્ડ અને કવરને સિક્કા મારે. જોકે ત્યારે ટપાલમાં મોટા ભાગે પોસ્ટકાર્ડ જ હોય. એને લત્તાવાર ગોઠવે અને પછી બાબુ ટપાલ વહેંચી, કોઇને મનીઑર્ડરના પૈસા તો કોઇને વી. પી. પી. પાર્સલ પહોંચાડી, પાછો પોસ્ટઑફિસ આવે

ડ્રિલમાસ્તર પાછા જોડે જોડે તારમાસ્તર પણ ખરા, એટલે એ અને બાબુ જવલ્લે જ આવતા તારની રાહમાં બેસે. મોહનભાઈનું ક્વાર્ટર એ જ મકાનમાં. ભાગ્યેજ તાર આવે ત્યારે એનો ઉત્સાહ ઘણો, પણ મોટા ભાગના તાર માંદગી કે મૃત્યુની ખબર લઈને આવે એટલે જેમના હોય એમને આપવા જવાનો ઉત્સાહ બાબુમાં મુદ્દલ મળે નહીં. બીજા દિવસની તૈયારી કરી પછી પચાણ બપોરે ઘેર જાય. એમના જીવનની આ ઘટમાળમાં ક્યારેય ફેર ન પડે. ટાઢ, તડકો, વરસાદ એમને મન બધું સરખું. એક વાર અમે એમને પૂછેલું: પચાણકાકા, થાકતા નથી? એમણે અમારી સામું થોડી વાર જોયું. પછી ફિક્કું હસ્યા અને ચાલતા થયા.

વર્ષો પછી જ્યારે ભારતના પી. ઍન્ડ ટી. બોર્ડના સેક્રેટરી તરીકે અમારી નિયુક્તિ થઈ ત્યારે પોસ્ટખાતા વિશે પણ નિર્ણય લેવાના આવે. જ્યારે પોસ્ટમૅન વિશે કોઇ પણ પ્રસ્તાવ આવે ત્યારે એ કર્મયોગી ફિલસૂફ પચાણકાકા અમારી નજર સામે અચૂક આવે. એક વાર ત્રિપુરાના એક ટપાલીએ અલગતાવાદીઓના હુમલા વખતે જાનના જોખમે કામ ચાલુ રાખેલું ત્યારે બોર્ડમાં ઘણી દલીલ કરીને એને પુરસ્કાર અપાવેલો. અમારી સામે એ વખતે પણ અમારા પચાણકાકા જ હતા.

## હાથી અને હુસેન

જીવણખાનબાપુ ખર્ચ કરવામાં ન માને. તેથી માત્ર એક ઘોડાની ગાડી એ જ તખ્તેતાજ અને રાજનું વાહન હતું. કમાલખાનજીને મોટરો ઉપરાંત હાથી-ઘોડાનોય શોખ. એટલે આરંભમાં જ પોતે હાથી ખરીધો અને એની સાથે હુસેન મહાવત પણ આવ્યો. હુસેન સાથે એક મારવાડી મદદનીશ આવેલો જેને બોલતો ક્યારેય કોઈએ નહીં સાંભળેલો. હાથીખાનું બરાબર ગરાજને અડીને હતું. કહોને, ગરાજનો જ એક ભાગ. ગરાજે જઈએ ત્યારે ત્યાં પણ આંટો મારીએ એવું નહીં, હાથીખાને જવું એ અમારી અલગ મહત્ત્વની પ્રવૃત્તિ હતી. એ મહાકાય ઊભા હોય કે ભોજન કરતા હોય કે એ નહાતા હોય કે એ મોટા મોટા પોદળા મૂકે કે ખાબોચિયું ભરીને મૂતરીને નીચે ફીણ ઉપજાવે એ બધું જોતાં ક્યારેય કંટાળો ન આવે. ક્યારેક મસ્તીમાં આવી જઈને સૂંઢમાં પાણી ભરી ફુવારો ઉડાડે એ દૃશ્ય પર અમે આફરીન. હુસેન મહાવતનો હાથી સાથેનો વહેવાર ઘણો કોમળ, પણ અમારી સાથે એટલો જ કડક. અમારા નાનકડા હાથે હુસેન હાથીને પંપાળવા ન દે. એમ કરવા દે તો કંઈ અમે એના હાથીને મારવાના થોડા હતા! હાથીને રોજ બહાર ફરવા લઈ જાય ત્યારે અમે જોવા ઊભા ન રહેતા; કારણ, અમારો એની સાથે સાવ જુદો સંબંધ હતો. અમે એને ઘેર રોજ જઈએ. સાથે બેસીએ. તેથી અમારે કાંઈ રસ્તા ઉપર હાથી જોવા

ઊભા રહેવાનું હોય? હાથી ઉપર શણગારેલી અંબાડીમાં બેસી બાપુ દર વરસે બે પ્રસંગે સવારી કાઢે. એક, તેમના જન્મદિને અને બીજી વાર, પાટવીકુંવર બિસ્મિલ્લાહખાનના જન્મદિને. આગળ ઢોલત્રાંસાં વગાડનાર તેમ જ રાજની છડી સાથે ચોપદાર નિગાહ રખો મહેરબાન બોલતો આગળ ચાલે. રસ્તાની બે ધારે લોકો ઊમટે. પછી હાથીભાઈ Commoner થઈ જાય.

હુસેન અને મારવાડી હાથીને તળાવમાં નહાવા લઈ જાય. એની પાછળ પાછળ હોય છોકરાઓનું ટોળું. છોકરાઓને કહે સારા પથરા લાવો. પછી નહાતા હાથીને એ પથરાથી ઘસવાનું કહે. અમે નાના હતા ત્યારે હાથીને અડવાની છૂટ ન હતી પણ થોડા ઊંચા થયા પછી અમારો નંબર પણ હાથીને ઘસવામાં લાગતો. એક વાર અમે સૌ આમ હાથીને નવડાવતા હતા ત્યારે અમારા કરતાં મોટો, વજુકાકાનો હસમુખ તળાવના કિનારે આવેલા ઊંચા જાંબુડાની છેક ઉપરની ડાળીએ ચડ્યો. હસમુખ સારો તરવૈયો. એણે સૌથી ઊંચી ડાળેથી માર્યો કૂદકો. એમાં કાંઈક ત્રાંસો પડ્યો હશે એટલે નીચેની ડાળ સાથે ભટકાઈને બેભાન થઈ પાણીમાં પડ્યો. ઉપર ન આવે. અમે કાગારોળ મચાવી. પછી હુરોનમિયાંએ હાથી દ્વારા કૉમ્બિંગ ઓપરેશન શરૂ કર્યું. થોડું તર્યા પછી હાથીની સૂંઢમાં ભરાઈને હસમુખભાઈ ઉપર આવ્યા. થોડે દૂર એમનાં બા સરસ્વતીકાકી કપડાં ધુએ. એમણે જોયેલું કે કોઈનો છોકરો ડૂબી ગયો છે, હાથીની સૂંઢમાં છોકરાને દૂરથી જોયો ત્યારે સરસ્વતીબહેન બોલેલાં, "હાશ, કોકનો છોકરો બચી ગયો"; પણ એ 'કોકનો છોકરો' એ એમનો હસમુખ છે એની એમને ખબર નહોતી.

ઘોડદોડ

બાપુ રાજકોટ જાય ત્યારે નાનાનાના અંગ્રેજ હાકેમોને મળે. એ હાકેમો સાથે બાપુને ફાવે પણ ખરું અને એમને ખુશ રાખવાની ઇચ્છા પણ ખરી. એ કારણ અને પોતાના રમતના શોખને લઈને બાપુએ રાજકોટની ઘોડાની રેસમાં ભાગ લેવાનું નક્કી કર્યું. એ વખતે શિયાળામાં રાજકોટમાં પોલો રમાય. જુદાં જુદાં રજવાડાં એમની ટીમો લઈને આવે. અંગ્રેજ હાકેમો મોટે ભાગે લશ્કરમાંથી આવેલા એટલે એમને પણ પોલો રમવાનું ગમે. એ જ અરસામાં ઘોડાની રેસ પણ ગોઠવાય. એટલે જ રાજકોટમાં રેસકોર્સ હતો અને પછી એની આજુબાજુ ઊંચા ઓટલાનાં મકાનો થયેલાં.

પોલોમાં થણું ખર્ચ થાય. રેસમાં તો બે ચાર ઘોડા, એક બે જોકી અને સાઈસ રાખો તોપણ ચાલે. વર્ષે બે વર્ષે વડોદરાથી ઘોડાના સૌદાગર અબ્દુલમિયાં બજાણાના આવે. થોડી ભેટસોગાદો પણ લેતા આવે. અમે એમને અબ્દુલચાચા કહેતા. આવે ત્યારે બાપુ અને પિતાશ્રીને મળે. બાપુને થોડાની ઓલાદ, પળોટવાની કળા, અરબી અશ્વો વગેરેની વાત કરે. ઘોડા ખરીદતાં બાપુ ક્યારેય ભાવ ન પૂછે. બાપુ જે ઘોડા ખરીદે તે દરબારગઢના એક ખૂણે આવેલા તબેલામાં રહે. અબ્દુલચાચા પિતાશ્રીને મળવા આવે ત્યારે એમની રોમાંચક વાતો અમને પણ સાંભળવા મળતી. એમની સાથેનો સંબંધ વડોદરા ભણતા હતા ત્યારે દિલીપભાઈએ ચાલુ રાખેલો અને એમની સારવાર પણ કરેલ.

રાજકોટની રેસ માટે બાપુ બે જોકીઓને લઈ આવ્યા. આવા કામ માટે એમનું નેટવર્ક જુદું, એમાં કારભારીને વચ્ચે ન લાવે. એકનું નામ ગફૂર અને બીજો યાકુબ. ગફૂર ઠીંગણો અને શામળો અને યાકુબ ઊંચો અને ગોરો. બંને એકલા હતા તેથી આખો વખત ઘોડાની માવજત અને પળોટવાનું કામ કરે. કાનજીકાકાવાળા ડેલાની મેડી ઉપર બેય પડ્યા રહે. એમનું ઘોડાને પળોટવાનું દૃશ્ય અમને ગમતું. ક્યારેક જોકીના યુનિફોર્મમાં ઘોડા ઉપર નીકળે ત્યારે એમનો વટ પડે.

રાજકોટની રેસમાં બજાણાના ઘોડા રેસ જીતે ખરા. એક વાર બાપુની ઘોડીને રાજકોટની રેસ પહેલાં પગમાં ખીલી વાગી. ખીલી તો કાઢી પણ દોડતાં એને વેદના થાય. એટલે ઘોડીને રેસમાં ન ઉતારવી એવો વિચાર બાપુ કરતા હતા.

ત્યારે રાજકોટના એક મોચીએ બાપુને કહ્યું કે હું એવું પૅડ ઘોડીના પગે લગાવી દઉં જેથી ઘોડીને ખીલીના ઘાવાળા ભાગમાં પ્રેશર ન આવે અને એને વેદના ન થાય. મોચીએ જાદુ કર્યું, ઘોડી દોડી અને કપ જીતી લાવી. બાપુએ ખુશ થઈને પોતે પહેરેલી સોનાની ચેઇન મોચીના ગળામાં નાખી. બાપુની આ ઉદારતાનું ગૌરવ બજાણાએ ક્યાંય સુધી માણેલું. પરંતુ બાપુની ઘોડી બેલી બરફી પૂનાની રેસમાં કપ જીતેલી ત્યારે ખરો વટ પડેલો. બેલી બરફી કોઈ અંગ્રેજી શબ્દોનો અપભ્રંશ હશે. પણ બજાણામાં એ પાતળી, ઊંચી, સ્નાયુબદ્ધ ઘોડી એ નામે ઓળખાતી. બાપુના દાદા નસીબખાન અઢીસો ઘોડાની ફોજ પોતાનો મોભો જાળવવા રાખતા. કમાલખાનબાપુ શોખને ખાતર બાર ઘોડાનો તબેલો અને બે જૉકી-સાઈસ રાખતા. બાપુને ભાગ્યેજ કોઈએ ઘોડેસવારી કરતા જોયા હશે. એ જુદી વાત છે.

એક ચિત્રઃ ભૂગોળ અને વ્યક્તિઓનું

અમને બજાણા છોડ્યાને સાડાસાત દાયકા થયા હોવા છતાં એ ગામની શેરીઓ અને માણસો હજુ અમારી સામે છે. હવે જઈએ ત્યારે બજાણાનો નકશો, મકાનો અને નવી પેઢીના માણસો ઓળખાતાં નથી. છતાં બિસ્માર હાલતમાં પડેલાં વોટ્સન લાઇબ્રેરી, દવાખાનું અને કન્યાશાળાનાં મકાનો અમે ખિન્ન મને જોયાં. અમે ઓળખીએ

એવા રહ્યા એક ભવાનીશંકર. ક્યારેય ન મળ્યા હોવા છતાં પહેલી મુલાકાતે આત્મીયતા બતાવનાર બજાણાની ગાદીના વારસ પીરોજખાન, એમના બેગમ અલ્તાફ બેગમ, કુંવરી મહેનાઝ અને બહેન રુહા બેગમે અમને બજાણા સાથે સાંકળી લીધા.

પાટડી કોરથી બજાણામાં દાખલ થાવ ત્યારે જમણે મુસાફરી બંગલો (પશ્ચિમી ઢબનું ગેસ્ટહાઉસ) અને સ્પૉર્ટ્સ ક્લબ આવે. મુસાફરી બંગલામાં અંગ્રેજ અધિકારીઓ અને ખારાઘોડા સૉલ્ટ વર્ક્સમાં અને વીરમગામની કસ્ટમની લાઇનદોરીએ કામ કરતા ઍંગ્લો-ઇન્ડિયનોને ઉતારો અપાતો. પાછળથી પાટવી કુંવર બિસ્મિલ્લાહખાન
ત્યાં રહેતા. તેમની સાથે ત્યારે દૂબળા-પાતળા દાદુ મકરાણી હોય. દાદુભાઈ હિંદી સિનેમાનાં ગીતો સરસ રીતે ગાતા.

જમણે મુસાફરી બંગલેથી થોડા આગળ ચાલીએ એટલે જેલ આવે અને ત્યાર પછી દેશી ગેસ્ટહાઉસ. દેશી ગેસ્ટ હાઉસના મૅનેજર, રસોઇયા અને રિસેપ્શનિસ્ટ હતા મોટી પાઘડીવાળા ઓઘડ મહારાજ. એમની સાથે હંમેશાં એમનો દીકરો મહાદેવ હોય. ઓઘડકાકાના ભાઈ પીતાંબરકાકા રેવન્યૂખાતામાં કામ કરતા અને એ પણ એવી જ મોટી પાઘડી બાંધતા. બાકી બધાં કામ ડાહીબહેન કોળણ કરે. એ જ દિશામાં આગળ જાવ એટલે ગામનું તળાવ આવે. તળાવની સામે એક મકાનના ઓરડામાં અમારાં અખ્તરીબાઇ રહેતાં. અમે એમને સજીધજીને દરબારગઢમાં જતાં જોતાં અને એમને ઘેર રંગરોગાન વગરનાં પણ જોતાં. અખ્તરીબાઇ બધાંથી વેગળાં રહેતાં. અમને છોકરાંઓને પણ નજીક ન આવવા દે. એમના માટે કહી શકાય કે ઇમારત તો બુલંદ હોગી, અબ તો ખંડહર હી હૈ.

હવે આપણે નીચલા સ્તરના કર્મચારીઓનાં ક્વાર્ટર્સે આવીએ. અમે એને કાનજીકાકાનો ડેલો કહેતા. કાનજીકાકા એકાઉન્ટન્ટ હતા. એમની બાજુમાં તિજોરી સંભાળનાર દામજીભાઈ અને કારકુનો બજાણાના જ હરિશંકર અને રતનગર, માલવણના ઉમિયાશંકર, હરગોવિંદ અને નાટક-ભવાઈમાં પુરુષ-સ્ત્રીનું બેવડું પાત્ર ભજવનાર અને ગાનાર બાલકૃષ્ણ રહે. બીજા એક હતા પરસોતમ મેંઢા, જેમના દીકરા પ્રભુદાસ એલ. સી. પી. એસ. ડૉક્ટર થયેલા. મોટી ધોળી મૂછો અને માથે ફેંટાવાળા ચોપદાર પણ ત્યાં રહેતા. એ નીકળે ત્યારે અમે 'નિગાહ રખ્ખો મહેરબાન' બોલી એમને ચીડવવાનો પ્રયત્ન કરતા. ડેલાના દરવાજાની ઉપરના ઓરડામાં ઊંચો અને ફૂટડો યાકુબ અને નીચો અને જાડો ગફૂર રહેતા. એ બંને બાપુના રેસના ઘોડા સંભાળતા.

કાનજીકાકાના ડેલાથી આગળ જઈએ એટલે ઘાસ ભરવાનો ફરજો આવે. દુકાળમાં કામમાં આવે એવા ઘાસની જાળવણી શિવશંકર કરતા. શિવશંકરના બે દીકરા-જયશંકર અને દેવશંકર. બંને અમારા કરતાં ઘણા મોટા. પછી અમારી પ્રાથમિક શાળા આવે. આગળ માલવણને રસ્તે જીનના કમ્પાઉન્ડમાં દાદુ મકરાણી અને એના બાપુ રહેતા. જરા આગળ ધર્મશાળામાં ફોજદાર શમશેરખાન રહેતા. એ માંડમાંડ ગુજરાતીમાં સહી કરતા એટલે સ અને મની આડી લીટી ચૂકી જતા અને !!! વંચાતું. એટલે એમને સૌ પોણાત્રણ શેરખાન કહેતા.

હવે પાછા વળીએ. બજાણામાં દાખલ થતાં ડાબી બાજુએ પાવરહાઉસ આવે. એના ઍંજિનિયર પાઠકસાહેબના રાજમાં ક્યારેય પાવર ફેઇલ ન થાય. બૉઇલર વગેરેની બહુ કાળજી લે. ત્યાર પછી આવે વૉટ્સન લાઇબ્રેરી જેનો દરબારહૉલ તરીકે પણ ઉપયોગ થતો અને પાછળથી ત્યાં બિલિયર્ડ્સ રમાતું. પછી અમારી મિડલ સ્કૂલ.

અમે અને કાદરીકાકા મિડલ સ્કૂલ અને દવાખાનાની વચ્ચે રહેતા. અમારા આ ઘરમાં દાખલ થવાનો હાથી પણ દાખલ થઈ શકે એવો મોટો દરવાજો હતો. દાખલ થવા માટે દરવાજામાં ખડકી ખરી. પછી બે બાજુ ઊંચા ઓટલા જ્યાં લાડજી વગેરે બેસે. દરવાજાની ઉપર મેડો—એક મોટો ખંડ—હતો, જે અમારા કબજામાં હતો. નીચે આગળ વધો એટલે બંને બાજુ સળંગ દીવાલો. એમાં ડાબે અમારું ઘર અને જમણે કાદરીકાકાનું.
૧૯૩૯માં પિતાશ્રી ડેપ્યુટી કારભારીમાંથી કારભારી થયા ત્યારે અમે સામે કારભારીના નિવાસે રહેવા ગયા. ત્યાં સુધી કારભારી હતા ચુનીલાલ ગોપાલજી શાહ. અમે એમને ચુનીભાઈજી કહેતા. બેઠી દડીના, શામળા ચુનીભાઈજી કુશાગ્રબુદ્ધિના મુત્સદ્દી હતા. તે ત્વરિત નિર્ણયો લેતા. ખેતીવાડીના ગ્રૅજ્યુએટ થઈને ૧૯૦૯માં

એજન્સીની નોકરીમાં જોડાયેલા. પછી ગાંધીજીની અસર નીચે આવ્યા. એજન્સીએ એમને બજાણા ડેપ્યુટેશન ઉપર મોકલેલા. એજન્સીની નોકરી અને પછી એક રજવાડામાં અમલદારી કરવા છતાં એ હંમેશાં ખાદીનું ધોતિયું. ઝભ્ભો અને ધોળી ટોપી પહેરતા. પિતાશ્રી એમની પારોથી વહીવટના પાઠ શીખ્યા હશે.

કારભારીના નિવાસ સાથે એમની મોટી ઑફિસ. નીચે ન્યાયાધીશની કોર્ટ. અહીં પણ અમારા પહેલાંના ઘર જેવો જ ડેલો. ડેલાની બીજી બાજુએ બીજી ઑફિસો.

કારભારી સાહેબનો બંગલો: ખંડિયેર થયેલ ભાગ અને ચિત્રમાં ડાબી બાજુએ ચણેલ નવું મકાન એ સળંગ

ઇમારત હતી અને વચ્ચે મોટો દરવાજો હતો. ખંડિયેરવાળો ભાગ એ ઇમારતનો ૧/૩ ભાગ બચ્યો છે.

આ ઇમારતમાં જ નીચેના ભાગમાં ઑફિસો હતી.

બજાણાનો નકશો અમને નજરે દેખાય છે. કોણ ક્યાં રહેતું તે કહેતાં વાર ન લાગે. દયારામ નાનજી, લાલજી લવજી, મગન લખુ કે મૂળશંકરકાકા ક્યાં રહેતા અથવા વાંઢીની દુકાન, દયારામની દુકાન જ્યાં થોડા કરિયાણા ગાંધિયાણાની સાથે પરમિટનું અફીણ મળતું તે. સલુભાનો ડેલો, રામજી મંદિર બધું અમારી નજર સામે. કેટલીક વ્યક્તિઓ વિશે અમે લખ્યું છે, અમારા ગોઠિયાઓને બાદ કરતાં, બધામાં અમારી સૌથી નિકટ હોય તો તે પટાવાળા, ડ્રાઇવરો અને અફઘાન ચાઉસ. એમાં લાડજી બધી વાતે અમારા બાતમીદાર. રસૂલ અને રાયસંગ ભારે તરવરિયા હતા.
ભટ્ટકાકાની બાજુમાં મધ્યમ ઊંચાઈના, હંમેશાં ધોતિયું, લાંબો કોટ અને પાઘડી પહેરતા હરિશંકર પંચોલી-અમારા હરિકાકા-રહેતા. એમનાં પત્ની રખિયાતકાકી મરજાદી હતાં. ત્યાર પછી મૂળ લુણાવાડાના સોમાલાલ શાહ-સોમાકાકા- રેવન્યૂમાં હેડક્લાર્ક હતા. એમને જોતાં જ એમના જાડાં ચશ્માં ઉપર પહેલી નજર જાય. થોડા સ્થૂળ, વિસ્તરતી જતી ટાલવાળા સોમાકાકાની ચાલ મદનિયાની હતી. સોમાકાકા એમનાં બાળકોના ભણતરની ખૂબ જ કાળજી લેતા. એમનાં પત્ની પરસનકાકી અમારી બાનાં બહેનપણી.

અગાઉ ફોજદાર હતા તે ખોડીદાસથી અમે દૂર રહીએ. મૂળશંકરકાકાના સસરા ખોડીદાસની મોટી આંખો, ભરાવદાર મૂછો અને કરડો ચહેરો અમને એમનાથી દૂર રાખવા પૂરતાં હતાં.

વજેશંકર સોમપુરા -વજુકાકા-મજેદાર માણસ હતા. આખા શરીરે ઘાટા વાળ. એમની ઘેરી ભ્રમરો, પૂળા જેવી મૂછો અને માથે મોટી પાઘડીને કારણે વજુકાકાનો ચહેરો જડે નહીં. સ્ટેટના ઓવરસિયર વજુકાકા ઉતાવળા ચાલે, ખડખડાટ હસે અને કોઈ પણ વ્યક્તિ અથવા પરિસ્થિતિને વર્ણવવા નવા નવા શબ્દો રચી કાઢે. વળી, ગમે તેવો પ્રોબ્લેમ ઊભો થાય તો વજુકાકા રસ્તો કાઢી લે. સૌ એમનાથી રાજી. મકાનોના સમારકામનું બજેટ નાનું. પણ વજુકાકા કાયમ ઉતાવળમાં જ હોય.

પરસોતમ સોનીની દુકાન દરબારગઢ સામે. એ જરા નીચા અને બીજાની જેમ એ પણ પાઘડી પહેરે. એમના ત્રણેય દીકરા મણિલાલે, કાંતિલાલે અને રમણિકલાલે દાક્તર, વકીલ અને ટેક્સ કન્સલ્ટન્ટ થઈને બજાણાની આબરૂ વધારેલી.

દર વર્ષે એક ઍંગ્લો ઇન્ડિયન કુટુંબ બજાણા આવે. જરા દૂબળા મિ. લૉર્ડ, વધુ પડતા તંદુરસ્ત મિસિસ લૉર્ડ અને એમની દીકરીઓ લેલી અને રોઝી કોઈને ન મળે. માત્ર દરબારગઢ સાથે જ એમને સંબંધ. પહેલાં એમનો ઉતારો અમારા ઘરની સામેના દેશી ગેસ્ટહાઉસમાં રહેતો. પછી એમનું રોકાણ લંબાતું હોવાથી એમના રહેવાની સગવડ દરબારગઢ પાછળ રંગમહેલમાં કરવામાં આવેલી.

બજાણાના એક નિયમિત મુલાકાતી હતા ચુનીકાકા-ચુનીલાલ કાળીદાસ શેઠ. ચુનીકાકા બજાણા રાજ્યના કામદાર તરીકે રાજકોટ એજન્સી સાથે સંબંધ રાખતા. એમાં કામ થોડું અને વળતર ઓછું તેથી બીજાં નાનાં નાનાં રજવાડાંઓનું કારભારું પણ કરતા. થોડા શામળા, ચશ્માંધારી ચુનીકાકા બીડી પીતા અને અમારા પિતાશ્રીના મિત્ર હતા. રાજકોટનું જે કામ હોય તે-સૂટ સિવડાવવાનું કે કોઈ દવા લાવવાનું કામ—ચુનીકાકાને હવાલે. એ આવે ત્યારે બંને દોસ્તોની વાતો ખૂટે નહીં. એકને બજાણાની વાતો જાણવી હોય, બીજાને એજન્સીની ગતિવિધિઓ અને બીજાં રજવાડાંની વાતો જાણવી હોય. ચુનીકાકા બજાણા આવે ત્યારે પિતાશ્રી સાથે ટેનિસ અને પત્તાં રમવાનો પણ કાર્યક્રમ રહેતો. જ્યારે ૧૯૪૫માં જોડાણની યોજના આવી ત્યારે ચુનીકાકાએ બાપુને મુંબઈ લઈ જઈને બેરિસ્ટર જયકર સાથે મુલાકાત કરાવી આપેલી. જયકરે ડ્રાફ્ટ કરેલો સણસણતો જવાબ અંગ્રેજોને પસંદ નહીં પડેલો, એનો નિર્દેશ અમે આગળ કરી ગયા છીએ.

## લખતરની તાસીર

અમાશ નિશાળના ભણતર દરમિયાન ૧૯૪૫થી ૧૯૫૦ના ગાળામાં ત્રણ વર્ષ અમે લખતર ભણેલા. બજાણા અને લખતર બધી રીતે નૌખાં, બજાણા રણના કાંઠે, રેલવેલાઇન અને ધોરી માર્ગથી વેગળું, ચારે બાજુથી ખુલ્લું અને બે ઘડીના વિસામા માટે નજર ચારે કોર દોડાવીએ તોય છાંયો શોધ્યોય ન જડે.

બજાણાના દરબારગઢવાળા ભાગમાં રોનક, ગામમાં દાખલ થતાં પહેલાં દરબારી કચેરીઓ, ઓફિસર અને સ્ટાફનાં મકાનો અને પછી દરબારગઢ, ત્યાર પછી દુકાનો અને સ્થાનિક લોકો આવે. ગામ કાલાં કપાસ ઉપર નભે અને રજવાડાની બધી જાહોજલાલી પણ એના ઉપર છોકરા-છોકરીઓ ભણે તો ભણે, ન ભણે તો રામભરોરો. અહીં સંગીત સંભળાય, નાટકચેટક, નાચગાન થાય અને સર્કસ

પણ આવે. એંગ્લોઇન્ડિયનો આવે અને તરેહ તરેહની મોટરો ધૂળ ઉડાડતી દોડે. ક્રિકેટ, ટેનિશ, અને બિલિયર્ડ્સ રમાય. બાપુ અને અધિકારીઓની હાજરી દેખાય. બજાણામાં બાવા સાધુ કે ફકીર ભાગ્યેજ આવે.

જ્યારે લખતરની વાત સાવ જુદી. બજાણામાં ૨૪ ગામ સામે લખતરનાં ૪૮. વિસ્તાર વધુ પણ રાજ્યની આવક લગભગ સરખી-જમીનમહેસૂલ કદાચ ઓછું હશે એટલે. બ્રિટિશ હિંદમાંથી કાઠિયાવાડમાં દાખલ થતાં પહેલું સ્ટેશન લખતર; અલબત્ત, એ પહેલાં લખતર તાબાનું ફ્લેગ સ્ટેશન લીલાપુર ખરું. લખતરમાં રેલવેસ્ટેશનનો મહિમા ઘણો.

ટ્રાન્સસાઇભિરિયન રેલવેમાં મુસાફરી કરતાં નાનપણથી થયેલા રેલવેના અનેક અનુભવો તાદશ થયા. નાનપણમાં અમે લખતરમાં લોકલ, ફાસ્ટ, મિક્સ્ડ અને મેલ ટ્રેન જોયેલી, એમાં બેઠેલા. દરેક ટ્રેનને એની ખૂબીઓ હોય છે. ટ્રેને ટ્રેને શકલ સૂરત, રૂઆબ, મૂઠ, વાતાવરણની તેજી, ઘોંઘાટના ડેસિબલ જુદા જુદા. ટ્રેનના દરજ્જા અને ગતિ પ્રમાણે એના પૅસેન્જરોનો રુઆબ વધે-ઘટે. એનાં એ જ સ્ટેશનો પણ હોદા અને હેશિયત મુજબ દરેક ટ્રેનને વધાવે. મેલ ટ્રેન આવે ત્યારે એશ. એમ.થી માંડીને સાંધાવાળાનો રુઆબ બદલાઇ જાય. ડેસિબલ પણ ઊંચે જાય. પાણીની ઢોચકી લઇને છોકરીઓ પણ દોડાદોડી કરી મૂકે. બધી ધામધૂમ ત્રણ મિનિટના હોલ્ટની, પૅસેન્જરો પણ કલાક બે કલાક વહેલા પહોંચી જતા અને બાંકડે કે ટ્રંક-બિસ્તરા ઉપર બેસી ઉત્સાહથી ટ્રેનની રાહ જોતા હોય. ફર્સ્ટ ક્લાસના પૅરોન્જર રિટાયરિંગ રૂમમાં મોભાસર બેઠા હોય. મોટી નેતરની ખુરશીમાં ગોઠવાય અને થોડી થોડી વારે બહાર આવીને લટાર મારે. ક્યારેક ઠાકોરસાહેબ કે જનાનાને ટ્રેનમાં જવાનું હોય તો એનો દમામ વળી ઔર.

લખતરમાં, સાંજે ફરવા જનારા પણ મેલ આવે ત્યારે સ્ટેશન ઉપર લટાર મારે. ફર્સ્ટ ક્લાસના ડબ્બા પાસે ઊભા રહે. એ જમાનામાં રિઝર્વેશનનાં લિસ્ટ ડબ્બે ચોડેલાં ન હોય એટલે અંદર કોણ છે એની ખબર તો ન પડે. ક્યારેક

ટીટી મળી જાય તો પૂછે પણ ખરા. કોઈક સાહેબ કે શેઠ બારણે આવીને ઊભા હોય તો કોણ હશે એની અટકળ કરતા કોણ રોકે? મેલ ટ્રેન ગામમાં પણ ચેતના લાવે. કોણ મેલમાં જવાનું છે એની ઘણાને ખબર હોય. મેલ ગયા પછી બધા ટાંગા ભરાઈને ગામમાં આવે. ક્યારેક તો ટાંગાવાળાને ધાર ઉપર ઉભડક બેસવાનો વારો આવે. ટ્રેનમાં ક્યારેય નહીં બેસેલાં અને બેસવાનાં પણ નહીં એવાં જડીમા રોજ પૂછે: મેલ આવી ગયો?

અમારે રેલવે સાથે કાંઈક સંબંધ પણ ખરો. અમારા મોટા કાકાએ ૧૯૩૨માં લખતરના એસ. એમ. તરીકે રાજીનામું આપેલું. ગાંધી સાથે જોડાયેલા અને યરવડા જેલની હવા બે વર્ષ ખાધેલી. આ કાકાનું અબુબહેન આદમ જેવું. અમારા ફોઈના દીકરા મનુભાઈ લખતર, મોસાળમાં ભણતા હતા. એક વાર લેસન કરવા માટે સ્ટેશનના ખડિયામાં પેન બોળી એટલે પોપટમામાએ લાડકા ભાણેજને તમાચો ચોડી દીધેલો. મનુભાઈ શાહ સૌરાષ્ટ્રમાં અને કેન્દ્ર સરકારમાં પ્રધાન થયા ત્યારે આ કિસ્સો અવારનવાર યાદ કરતા.

લખતરના પ્લૅટફૉર્મ ઉપર લીલાપુરવાળા છેડે ગામના નામના પાટિયાની નીચે એક પાળિયો છે. વિનુબહેનને લગભગ સાઠેક વર્ષ પહેલાં, લખતર રાજ્યના સર ન્યાયાધીશ નર્મદાશંકરભાઈએ કહેલું કે કોઈ એક અંગ્રેજનો કૂતરો ટ્રેનમાં મરી ગયો, અને લખતર સ્ટેશને દાટ્યો અને પછી એના ઉપર લટાર મારનારાઓને પાળિયાના અંગ્રેજી લખાણમાં રસ ન પડે. ત્યાર પછી હમણાં અમે ૫૦ વર્ષે લખતર સ્ટેશને ગયા. પહેલાં કરતાં રોનક ઓછી લાગેલી. નવા ઉમેરામાં પૅસેન્જરોને બેસવા માટે પતરાનો એક શેડ. બાવળ, પીલુ, લીમડા અને પીપળા ક્યાંય દેખાય નહીં. ગાંડા બાવળનું સામ્રાજ્ય. ટાંગાની જગ્યાએ છકડાનો ઘોંઘાટ. જૂના વેઇટિંગ રૂમમાં એસ. એમ. સાહેબની ઑફિસ. બહેને પાળિયો યાદ કર્યો. એમને પાળિયા ઉપર ઇન મેમરી ઑફ...લખેલું છે એવું પણ યાદ. એસ. એમ.સાહેબે પાળિયા વિશે સાંભળ્યું નહોતું. આજુબાજુમાં કોઈને ખ્યાલ નહીં. ત્યાં અમારી પૂછપરછ સાંધાવાળાના દીકરા રાજેશે સાંભળી. એણે કહ્યું કે અમારા ક્વાર્ટરની પાછળ પાળિયા છે—હાલો. અમે તો હાલ્યા એની જોડે, ગાંડા બાવળનાં ઝાંખરાં અને બાજુની પીલુડીએ બાંધેલી બે ભેંસની વચ્ચે પાળિયાનો એકાદ ફૂટ ભાગ દેખાયો. બાકીનો પાળિયો કાળક્રમે માટીમાં દબાઈ ગયેલો. રાજેશ ઉત્સાહી નીકળ્યો. ઝાંખરાં સાફ કર્યાં, માટી દૂર કરીને પાળિયો દીસતો કર્યો. પાણી છાંટી પથ્થર સાફ કર્યો. પાળિયાની અંદર ભરાયેલ માટી ખોતરી કાઢી. ત્રણેક કલાક મહેનત કરી ત્યારે થોડા અક્ષરો વંચાયા. ઉભડક બેસવાનું ફાવે નહીં. પ્રકાશની દિશા અવળી. ખાડામાં ત્રાંસું વાંચવાનું. હું અક્ષર ઉકેલતો જાઉં. નીલા લખે અને અર્થઘટનનો પ્રયત્ન કરે. પછી થયું કે ફરી વાર આવવું પડશે. બપોરે આવ્યા ત્યારે અમારી મહેનત ફળી. પાળિયા ઉપર લખાણ હતું કે હેન્કોકસાહેબનો પ્રિય શ્વાન તારીખ ૪ જાન્યુઆરી ૧૮૭૬ના દિવસે મૃત્યુ પામેલો. હેન્કોકસાહેબનો એમના શ્વાન પ્રત્યેનો ઊંડો પ્રેમ એ પાળિયામાં ઝિલાયો.

આજુબાજુનાં બહેનો કહે કે અમે તો આ પાળિયાને કુત્તાપીર માનીએ છીએ. કોઈને કૂતરું કે સાપ આભડી જાય કે કોઈ જનાવરને કોઈએ મૂઠ મારી હોય કે ઢોરઢાંખરની બીમારી હોય તો અમે કુત્તાપીરને દીવો કરીએ, અગરબત્તી સળગાવીએ અને શ્રીફળ વધેરીએ. કુત્તાપીરના પ્રતાપે સારું થઈ જાય. આ બધી વિધિ એ ઉગમણે કરતાં. અમે કહ્યું કે પાળિયાનું મોં ઉગમણે નથી પણ આથમણે છે. ત્યારે એમણે સંપૂર્ણ નિર્દોષતા અને શ્રદ્ધા દર્શાવતા કહ્યું, હવે દીવો, અગરબત્તી અને નારિયેળ બીજી દિશાએ કરશે.

સ્ટેશનથી ગામમાં આવતાં પહેલાં જમણે વણા ગામના રસ્તે સ્મશાન આવે. પછી બાવળની કાંટ, ત્યાર પછી તળાવ, તળાવને કાંઠે લીમડો, આમલી અને જાંબુડાંનાં ઝાડ. એક મોટું રાયણનું ઝાડ પણ હતું. પછી ગઢનો ઉગમણો દરવાજો આવે. ગઢ પ્રમાણમાં નવો એટલે ચોખ્ખો અને ક્યાંય તૂટેલો નહીં. ગઢના કાંગરે મોરલા બેસે. આ દૃશ્ય આંખમાં એવું વસી ગયેલું કે પછીથી અમે જ્યારે પ્રહ્લાદ પારેખની પંક્તિ "ગઢને તે કાંગરેથી બોલાવે મોરલાને" સાંભળીએ કે વાંચીએ ત્યારે અમારે કશી કલ્પના નહીં કરવાની: અમને એ સામે જ દેખાય. એ જ રીતે બોટાદકરના 'આણા'માં "જોશું જોશું દાદાનો દરબાર જો, જોશું કાળજડે રમતા ગઢના કાંગરા" સાંભળીએ ત્યારે પણ અમારે કોઈ દરબારગઢ અને એના કાંગરાની કલ્પના કરવાની જરૂર નહીં. ઠાકોરસાહેબના અનુજ કિશોરસિંહજીને સૌ દાદા કહે અને એમનો દરબાર ગઢમાં દાખલ થતાં જ ગઢના કાંગરા નીચે આવે. રવીન્દ્રનાથ

રચિત અને મેઘાણી-અનૂદિત 'અભિસાર' કાવ્યમાં મથુરા શહેરની રાંગે સંન્યાસી ઉપગુપ્તની વાત વાંચીએ ત્યારે અમને લખતરના ગઢની રાંગે ચાતુર્માસ પહેલાં અને પછી વિહાર કરતાં જૈન સાધુસાધ્વીઓ અચૂક દેખાય.

લખતરમાં પહેલું ગામ અને પછી રજવાડું. ઉગમણા દરવાજેથી આથમણા દરવાજા સુધી બંને બાજુ દુકાનો અને આગળપાછળ વસવાટ. વચ્ચે પૂર્વે જમણા હાથે વળો પછી દરબારગઢ આવે. ત્યાં કશી ઝાકમઝાળ નહીં. ઠાકોરસાહેબ ઇન્દ્રસિંહજીનાં ક્યારેક દર્શન થાય. એ સેવાપૂજા કરે અને દખલગીરી વગરનો રાજકારોબાર ચલાવે. લખતરમાં કારભારી કે ન્યાયાધીશ કે ફોજદાર એટલે ચમરબંધી એવું નહીં. અમારે ત્યાં ટાણે—પ્રસંગે માસાહેબ આવે. એમના સગરામમાંથી ઊતરે ત્યારે એમની સાથેની ખવાસ સ્ત્રીઓ એમને કપડાથી ચારે બાજુ ઘેરી લે અને 'બંધી છે, બંધી છે' એમ બોલતાં ઘરમાં દાખલ થાય અને મોટાંબા પાસે બેસે. ‘બંધી’ હોય ત્યાંથી પુરુષોએ દૂર હટી જવાનું. અમને છોકરાઓને રહેવાની છૂટ. માસાહેબ ક્યારેક પૂછે, આ નાનો છે એ શાંતિભાઈનો? આ ઊભી છે એ કનકબહેનની?

ગઢ એટલે લખતર માટે લક્ષ્મણરેખા. આ લક્ષ્મણરેખા એટલે માત્ર સલામતી જ નહીં, પણ લોકોનાં વાણી અને વર્તન, રાજવીના વ્યવહાર કે રાજ્ય વહીવટમાં ક્યાંક અતિરેક ન થાય એની કાળજી લેતી રાજા-પ્રજાનાં વર્તન-વ્યવહારની લક્ષ્મણરેખા. સીધી રીતે કહીએ તો આ ગઢ લખતરના સમાજની સભ્યતાનો રખેવાળ હતો. લખતરનો ગઢ એટલે નગરની અસ્મિતાનો ખેસ. ૧૮૯૬માં લખતરના ઠાકોરસાહેબ કરણસિંહજી ચાર ધામની જાત્રા કરવા ગયા અને ચૌદ મહિને પાછા ફર્યા. એમની ગેરહાજરીમાં રાજનો કારોબાર એમના સાઢુભાઇ અને મિત્ર લીંબડીનરેશ સર જશવંતસિંહજીને સોંપેલો. એમ કહેવાય છે કે જશવંતસિંહજીએ એક વર્ષમાં ગામ ફરતે ગઢ બંધાવેલો અને યાત્રાધામથી પાછા ફરેલા કરણસિંહજીને અચંબામાં મૂકી દીધેલા. ગામને ફરતો ગઢ એ રાજ્યની પ્રતિષ્ઠાની નિશાની પણ હતો. ગઢને કારણે લખતરની રોનક બદલાઇ ગઇ. છતાં કેટલાક નવરા લોકો એ પ્રોજેક્ટ પર આવા સવાલો કરતા: જે વખતે મલ્કા-એ-હિંદ રાણી વિક્ટોરિયાનું રાજ હતું. હિંદનાં રજવાડાંઓને એમણે સધિયારો આપેલો અને રજવાડાંઓના રક્ષણની જવાબદારી અલબત્ત, બ્રિટિશ સલ્તનતે ઉપાડેલી અને લખતરમાં લૂંટવા મન લલચાય એવા કશા ધનભંડારો ન હતા ત્યારે, રાજ્યની તિજોરી આમ ખાલી કરવાની શી જરૂર હતી? હોય, ગામ હોય ત્યાં ચોવટિયા હોય. ગામને મોઢે તો રાજા રામચંદ્ર પણ ક્યાં તાળું મારી શક્યા હતા?

કરણસિંહજી લાંબું જીવેલા અને જીવ્યા એટલાં વર્ષ રાજ કરેલું. ૧૮૪૬ના માર્ચમાં એ જન્મ્યા અને ત્રણ માસની ઉંમરે એમને રાજવીરૂપે ગાદીનશીન બનાવાયેલા તે તેમના જીવનના અંત સુધી-૧૯૨૪ સુધી, કુલ અઠ્યોતેર વર્ષ, રાજ કર્યું કહેવાય. એમના મિત્ર અને સાઢુભાઈ લીંબડીના જશવંતસિંહ એમના કરતાં અઢાર વર્ષ નાના અને એમના પહેલાં સત્તર વર્ષે એટલે કે ૧૯૦૭માં ગુજરી ગયા. જશવંતસિંહજી જ્યારે પહેલવહેલા વિલાયત ગયા ત્યારે એમની મંડળીમાં કરણસિંહજી પણ હતા. એ જશવંતસિંહજીની સ્મૃતિ કાયમ રહે એ માટે લખતર રાજ્યે એમના નામે હાઇસ્કૂલ બનાવેલી. સામે જશવંતસિંહજીએ લીંબડીના એક ચોકને કરણસિંહજીનું નામ આપેલું. કરણસિંહજીએ રાજવી તરીકે જ્યારે પચાસ વર્ષ પૂરાં કર્યાં ત્યારે જશવંતસિંહજીએ એમને કમાંડર ઑફ ધ સ્ટાર ઑફ ઇન્ડિયાનો ઇલકાબ આપવા ભલામણ કરેલી, જે આખરે ૧૯૧૧માં આપવામાં આવેલો.

લખતરની રોનક એના રજવાડે નહીં, પણ આ ગઢ અને તળાવને કારણે સોહાય. લખતરમાં ત્રણ તળાવ: મોતીસર, કાદેસર અને કપુડી તે દલિતોનું. આ ત્રણેય તળાવો વિશે લખતરમાં એક પ્રચલિત જોડકણું વાતોમાં ટંકાતું હતું:

મોટું તે મોતીસર અને કાદેસર તે કાશી કપુડીમાં નહાય એનાં પાપ જાય નાસી

ઘર પછી અમારા માટે પહેલું સુખધામ આ મોતીસર અને એ પછી નિશાળ. આ સુંદર તળાવના જુદા જુદા આરા બાંધેલા. પાણી ભરવાનો આરો, ઢાળિયો આરો, ખંચાળિયો આરો એવાં એવાં નામ હતાં. વળી લોકોએ રોજિંદા વ્યવહારમાં ભાયડાઓનો આરો, બાયડીઓનો આરો, લૂગડાં ધોવાનો આરો, ઢોરનો આરો. જેવાં નામ પણ આરાઓને આપેલાં. અમે એમાં રોજ દોઢેક કલાક તરીએ. મોટા ભાગના લોકો ઘેર ન નહાય. તળાવની અંદર દુષ્કાળ વખતે પાણી રહે એટલે થાળાબંધ કૂવા કરેલા. અને જે મિસ્ત્રીએ તળાવ બાંધેલું એણે ઊંડાઇનું માપ લેવા

તળાવ વચ્ચે એક સ્તંભ બાંધેલો. એને સૌ 'મિસ્ત્રીનું માથું' કહેતા. તળાવની વચ્ચે કૂવાઓ એ દરરોજ મિસ્ત્રીના માથે પહોંચતી વેળા વિસામો લેવાનું સ્થાન.

આમ સમાજમાં સંયમ ખરો તેમ છતાં કેટલાક શેખીખોરો અને બડાશ હાંકનારા પણ હતા, જે અમને આજે પણ અદ્દલોદ્દલ યાદ છે. એ લોકો પોતપોતાની બજારબેઠકોમાં થતી પારાયણમાં વાતવાતમાં કહેતા હોય: મૂળે તો, આ કાનામાતર વગરનું ગામ છે, ક્યાં ખોવાઇ જશો એની ખબર નહીં પડે. વળી, આ ધમકી પણ સર્વસામાન્ય હતી: જોજે, વાયડો થઈશ તો પોગાડી દઈશ સીધો વણાના માર્ગે (આપણે આગળ નોંધ્યું છે તેમ ગામનું સ્મશાન વણા નામના ગામના મારગકાંઠે હતું.) પાનની દુકાને અથવા બપોરે બંધ કરેલી ને રાતે વધાવી લીધેલી દુકાનને ઓટલે બેસી ફડાકા મારનારની સંખ્યા પણ સારી એવી. તે વખતે બીજું વિશ્વયુદ્ધ ચાલતું હતું. રેડિયો તો હતો નહીં અને આ ચોવટ પંડિતો છાપાને અડતાય નહીં. ગામની અને દરબારગઢની જ નહીં, દેશ-વિદેશનીય રોજેરોજની માહિતી એમની પાસે હોય. એટલે આ રાજનીતિના વિદ્વાનો ક્યારેક ઇંગ્લૅન્ડ અને જર્મનીને ભેગા પણ કરી દે. આજે આને જિતાડે તો કાલે પેલાને હરાવે. એમાં જર્મની અને જાપાનની લડાઈની વાત અચૂક આવે. નવરા, ચોવટિયા, ચાડિયા, હાજરજવાબી, ફડાકીદાસ—આ બધાને સાંભળવાની મઝા જરૂર આવે. એમની જીભની ડાબી-જમણી બેય બાજુમાં સરસ્વતી વસે અને સામેનાં પાત્ર—પ્રસંગ મુજબ વરસે

સાધુ પુરુષ ગિરધરલાલ

અમારા દાદાનું નામ ગિરધરલાલ. દાદાનું નામ લેતાં જ બે ચિત્ર સૌ પહેલાં નજર સામે આવે. અમે નવ વર્ષના હતા ત્યારે એક્યાસી વટાવી ગયેલા દાદા દેવલોક પામેલા. મધ્યમ ઊંચાઇ, શામળો વર્ણ, સફેદ મૂછો, ચમકતી આંખો અને કોઇ પણ સંજોગમાં એમના મોં પર ફરકતું અચળ નિજાનંદનું સ્મિત આજે લગભગ સાત દાયકા પછી પણ અકબંધ છે. ના, આજના કેટલાક ગુરુઓના ચહેરે ચોંટાડેલા સ્મિત જેવું નહીં જ. એમની આવી જ એક વણઆલેખાયેલી છબી છે. સવાર ને સાંજ, જ્યાં મળે ત્યાં વાંકા વળી, ઉભડક બેસીને તન્મયતાથી, એક ધ્યાન થઈને કીડિયારું પૂરતી વેળાની. એ વેળા, અમારા જેવાં બે ચાર નાના નાના છોકરાં દોડી દોડીને એમને કીડીઓનાં દર બતાવતા.

દાદાએ દુનિયાદારીમાંથી ક્યારે રસ છોડ્યો તેની ખબર નથી. સંભવ છે કે એમને એવો રસ મૂળથી જ ન હોય અથવા ધીમે ધીમે ઉંમર થતાં ઓસરી ગયો હોય પરંતુ અમે એમને જ્યારે જોયા ત્યારે એમને મંદિરે, દેરીએ અને સાધુ-સંતોની સંગતમાં જ જોયેલા. સવાર પડે અને દાદા ધોતિયું, પહેરણ અને માથે પાઘડી પહેરીને નીકળી પડે. એમનો પહેલો પડાવ રામજી મંદિર તો ખરું જ, પણ ગઢના ઉગમણા દરવાજાની પેલે પાર, તળાવને કાંઠે જાંબુ અને આંબલીનાં ઝાડની છાયામાં આવેલાં મંદિરો અને દેરીઓએ પણ અચૂક ફરી વળે. એમાં પાછું ચરમાળિયાદેવનું મંદિર પણ આ ઉપરાંત. જતાંઆવતાં જ્યાં જ્યાં બાવા-સાધુ મળે ત્યાં પણ બેસે. દાદીએ જે પૈસા આપ્યા હોય તે રસ્તામાં ગરીબ-ગુરબાં અને ભિખારીઓને આપતાં વધ્યા હોય તે પધરાવાય બાવા સાધુઓની હથેળીઓમાં. ઘેર આવે ત્યારે દાદી ખિસ્સું ફંફોળે. કઢાપોય કરે. દાદાને એની કશી અસર નહીં. અમારાં મોટાં બહેન કહે છે કે ક્યારેક દાદીને ખુશ કરવા અમે ચાડી ખાઇને કહીએ કે દાદાને આને ને તેને પૈસા આપતા જોયેલા. ત્યારે દાદાનું એ મરમાળું સ્મિત થોડું વિસ્તરે એટલું જ. ક્યારેક દાદા કોઇ સાધુ-સંતની સંગતમાં મોડે સુધી બેસી રહે ત્યારે મોટાં બા કોઇ છોકરાને એમને શોધવા મોકલે.

દાદાનું કુટુંબ મૂળે ધોળકાનું. એમનું મજમુ ઘર મોટું અને નીચે પાણીના ટાંકાવાળું. આમ તો દાદાનું કુળ-કુટુંબ મૂળે શૈવપંથી. એમ કહેવાતું કે અમારા વડવા સિસોદિયા રજપૂત હતા અને ઘણા સિસોદિયાની જેમ પેઢીઓ અગાઉ રાજસ્થાનથી વખાના માર્યા આવેલા. આવી રીતે હિજરત કરીને આવેલા સિસોદિયાને દીકરી કોણ આપે. હિંદુ સમાજની નાતજાતની આકરી વાડાબંધી ઓળંગવાનું શક્ય ન હતું. આ સ્થિતિમાં જૈન થવાનું સહેલું હતું. તેથી જૈન થયા હશે એવી એક માન્યતા છે. બાકી આવ્યા ત્યારે શૈવપંથી સિસોદિયા હોવાને કારણે મહાદેવિયા અટક જ હતી. આજે પણ આ વંશવૃક્ષની એક ડાળે મહાદેવિયા મહારે છે. દાદા રોજ સવારે શિવપૂજન કરે. પરંતુ એમના

દેવોમાં શિવ ઉપરાંત બીજા પણ આવે. ધર્મ કે પંથના સીમાડા એ ક્યારે ઓળંગી ગયા તેની કોઇને જાણ નથી. પૂજા પૂરી થવામાં હોય ત્યારે અમે પ્રસાદ માટે હાજર થઈએ. દર પર્યુષણે આઠથી સોળ ઉપવાસ સુધી ઉપર ચડે અને પછી આઠ ઉપર પાછા નીચે આવે. એક વાર તો મહિનાનું માસખમણ એટલે કે ૩૦ દિવસના ઉપવાસ પણ કરેલા. તેમ છતાં એ માત્ર પર્યુષણમાં જ દેખા ન દે. દાદાના ઓરડાનું નામ કૈલાસ રાખેલું. ઘરમાં હોય ત્યારે હીંચકે બેસી માળા કરતા હોય.

અમને સૌને રાજી કરી દે એવી કિંવદંતી અમારા એક સાહસિક વડવાની છે. એ વડવા પરદેશ રળવા ગયા. અઢળક ધન કમાયા. પછી એ જમાનાની રીત પ્રમાણે ઊંટો ઉપર સોનામહોરોના કોથળાના કોથળા લાદીને વતનમાં આવતા હતા ત્યારે કોઇ લૂંટારાએ એમને લૂંટી લીધા. એમણે લૂંટારાનો પ્રતિકાર કર્યો હોય અથવા એમાં ઘવાયા હોવાની વાત એ કિંવદંતીમાં આવી નથી. ત્યારે એફઆઈઆર દરજ કરવાની સગવડ ક્યાં હતી કે કોઈ ડૉક્યુમેન્ટરી પ્રૂફ પણ મળે? એટલે પેલી અઢળક સોનામહોરોથી અમારી કલ્પના સમૃધ્ધ થઇ, પણ અમે તો રહ્યા હતા ત્યાંના ત્યાં જ!

દાદાનો જન્મ ૧૮૬૨માં. ધોળકાની ધૂડી નિશાળમાં પાટી ઉપર ધૂળ નાખીને આંગળીથી અક્ષર અંક લઈને અને ત્યાર બાદ ગુજરાતી અને અંગ્રેજી શીખ્યા અને નોન-મૅટ્રિક થયા. નવીનવી વિસ્તરતી રેલવેમાં સ્ટેશનમાસ્તર તરીકે જોડાયા અને એ દરજ્જે રિટાયર થયા. આ વ્યવસાય માટે એમને કઇ અને કેવી ટ્રેનિંગ આપવામાં આવેલી એનો ઉલ્લેખ ક્યાંય નથી. પણ જુદાં જુદાં સ્ટેશનોએ જન્મેલાં એમનાં બાળકોના કહેવા પ્રમાણે એમનું અંગ્રેજી સારું અને અક્ષર ચોખ્ખા હતા. ટેલિગ્રાફની ખટખટાખટભરી ભાષા અને સંદેશાની આપલેમાં પણ પારંગત હતા. દાદાને દશ બાળકો. એ ઉપરાંત સ્ટેશનનો સ્ટાફ અને બાવાસાધુનો બહોળો પરિવાર તો ખરો જ. પણ એ જમાનામાં લોકોને થોડાથી ઘણું ચલાવતાં આવડતું તેથી ગાડું ગબડ્યું હશે.
એમની નોકરીના એક સ્ટેશનથી નિશાળ દૂર હતી તેથી છોકરાઓને ભણવા માટે જવા-આવવાની આપદા ન પડે એ માટે દાદાએ ડમણિયું લીધું. થોડા દિવસ તો બધાં છોકરાંઓ એ ડમણિયામાં મહાલ્યાં. પણ પછી બળદે સત્યાગ્રહ કર્યો. આ પરિસ્થિતિમાં એક કાકાએ શીઘ્ર કવિતા રચી:

બાપુજીએ લીધો બળદિયો, રૂપિયા આપ્યા દશ; ઝાંપા સુધી ચાલ્યો ઝટપટ, પછી બળદિયા બસ.

એમ અમારા કુળ-પરિવારમાં મઝાનું પહેલું વાહન આવ્યું અને આવ્યું એવું જ ગયું.

છેલ્લે છેલ્લે એમની બદલી લખતરના સ્ટેશનમાસ્ટર તરીકે થઇ. દાદાજી ત્યાં જ રોકાઇ પડત અથવા ધોળકા જાત, પરંતુ એવામાં લખતર ઠાકોરસાહેબ મૂળીનાં કુંવરીબાને પરણ્યા. નવાં નવાં રાણીસાહેબને અનુભવી સલાહકારની જરૂર જણાઈ. એ જમાનામાં સાસરિયે આવેલાં રાણીસાહેબને કોઇ સ્થાનિક મોભાવાળા કામદારની જરૂર પડે; અલબત્ત, એ કામદારને કંઈ મહેનતાણું કે માનદ વેતન ન મળે, પણ ગામમાં એમનો મોભો વધે અને એમ એ પાંચમાં પુછાય. વળી, રાજદરબારે આવરોજાવરો થાય તેથી સમાજમાં માન વધે. રાણીસાહેબના કામદાર થયેલા દાદાજીને રાજ્યે ગઢની પૂર્વે આવેલી બારી પાસે મકાન આપ્યું. ત્યાંથી ૧૯૩૦ આસપાસ ગયા છગન રાજારામવાળા ઘેર જ્યાં અમારો અને અમારા ભાઈભાંડુઓનો જન્મ થયેલો.

એ જમાનામાં હોંશભેર કરાવાતી દાદાની કુંડળી એક ફૂટ પહોળી અને પચાસ ફૂટ લાંબી છે. એમાં માંડેલી જુદી જુદી ગણતરીઓ અને તારવેલાં તારણોને જુદા જુદા રંગોમાં કળાત્મક રીતે-રૂપે શણગાર્યાં છે. આજે એને કઈ રીતે ફ્રેમ કરીને દીવાનખ્તાનામાં મૂકવી એનો વિચાર અમારાં બાળકો કરે છે. એ કુંડળીના દીદાર જોતાં એનો જાતક મોટો માણસ થશે એવો ખયાલ સહેજે આવે. દાદા ખરેખર મુઠ્ઠી ઊંચેરા માનવી હતા. એમના અપરિગ્રહ, અપાર કરુણા, અધ્યાત્મની ખોજ, વિનમ્રતા, તે વખતે નીચલા ગણાતા વર્ગના લોકો સાથેનો એમનો ભાવભર્યો સમાન વ્યવહાર અને એમની વીતરાગવૃત્તિ એમને માત્ર સાધુચરિત ન બનાવતાં સાચા અર્થમાં સાધુ બનાવે છે. એમ ન હોય તો એમની આંખોની ચમક અને એમનું ચિરંતન અલૌકિક સ્મિત અને એની પ્રેરક એવી આનંદ-અનુભૂતિ સંભવે ભલા?

મોટાંબા

અમે એમને મોટાંબા કહેતા, દાદી નહીં. મોટીબા પણ નહીં. દાદાના સિક્કાની બીજી બાજુ એટલે મોટાંબા, અમારાં આ દીવાળીબા ગોરાં, વ્યવસ્થિત અને વ્યવહારકુશળ હતાં. ચહેરો સપ્રમાણ પરંતુ નમણો નહીં, છતાં પ્રભાવશાળી હતો. એમના ઓરમાન યુવાન દીકરા હીરાલાલના અવસાન પછી એ કાળો સાડલો અને અતલસનું કાળું કાપડું પહેરતાં. તદ્દન શ્યામ વસ્ત્રમાં એમનો ગોરો ચહેરો અને સૌને આંજતી પ્રતિભાને કારણે એ અત્યંત જાજરમાન લાગતાં. મોટાંબા સહેલાઈથી ન હસે, ભ્રૂકુટિ ઘણી વાર ચઢી જાય. એમની હાજરીમાં બધાં ડાહ્યાંડમરાં થઈ જાય. જ્યારે જરૂર પડે ત્યારે એ બાળકોનો અને વહુવારુઓનો પક્ષ લે. એમના દીકરાઓ એમની પૂરી અદબ જાળવે.

અમારા ઘરમાં દાખલ થતાં પહેલાં મોટો પૅસેજ આવે પછી ખુલ્લો ચોક પછી બેઠક અને એની પાછળ મોટાંબાનો ઓરડો અને પછી ખુલ્લી પરસાળ. મોટાંબા વચ્ચે બેઠકમાં નીચે આસનિયા ઉપર બેસે અને બધો કારોબાર ઝીણી નજરે જુએ. એમના ભાઈ ઘેલાચંદ રોજ સવારે અને સાંજે આવે અને એમના દાખલ થતાં જ અમે એમનું ધ્રુવપદ સંભાળીએ: “કાં બોન, શું કરો છો?” પછી એ બાંકડે બેસે અને ભાઈબહેન નિરાંતે વાતો કરે. ઘેલામામા ઊંચા, પહોળા, શામળા અને ગંભીર ચહેરાવાળા હતા. માથે પાઘડી બાંધે એટલે કશી વિશેષ ઓળખાણ વગર એ ગામના મહાજન હશે એમ લાગે. એમનો કડપ ભારે. એમને જોઈને અમે આઘાપાછા થઈ જઈએ. દાદાના અવસાન બાદ માસાહેબ (ત્યારે રાણીસાહેબ માસાહેબ બની ચૂકેલાં હતાં.)ના એ

કામદાર થયેલા. એટલે સૌ એમને ઘેલાભાઈ કામદાર તરીકે ઓળખે. એ જમાનામાં કાઠિયાવાડમાં હાઈસ્કૂલ બહુ ઓછી. લખતરમાં હાઈસ્કૂલ હતી. જ્યાં હાઈસ્કૂલ ન હોય ત્યાંનાં છોકરાં ચાલીને બાજુના મોટા ગામની હાઈસ્કૂલમાં ભણવા જાય. હાઈસ્કૂલ હોય ત્યાં જ્ઞાતિની બોર્ડિંગમાં રહીને ભણે. દરેક મોટા શહેરમાં જ્ઞાતિઓની બોર્ડિંગ હતી. છોકરીઓ માટે વનિતાવિશ્રામ જેવી જૂજ સંસ્થાઓ હતી. આ સ્થિતિમાં કુટુંબનાં બાળકો અને અમારાં નજીકનાં અને દૂરના સગાંઓ એમનાં છોકરા-છોકરીઓને ભણવા લખતર મોકલે. એ બધાંને મોટાંબા અને ભુભાબા સાચવે. આ ભુભાબાની વાત અલગથી, અન્યત્ર કરી છે.

જુદી જુદી ઉંમરનાં અને જુદાં જુદાં કુળ—કુટુંબ અને ગામનાં છોકરા અને છોકરીઓને સાચવવાનું સહેલું નહીં હોય એ સ્વાભાવિક છે. એમાં કેટલાંક બરાબર ભણે અને કેટલાંક ન ભણે અથવા ‘ઢ’ નીકળે. એમની ઉપર નજર રાખવાનું કામ મોટાંબાનું. નાની એવી વાત પણ એમની નજર બહાર ન જાય. રાત્રે એક જણ વાંચે તો નાની વાટનું ટમટમિયું મળે અને વાંચનારા બેથી ચાર હોય તો વચ્ચે હરિકેન ફાનસ મૂકીને એના મોટા અજવાળે ભણવાનું. આજની જેમ મા બાપ દોડી દોડી છોકરાંને મળવા ન આવે. બધાંને મોટાંબા ઉપર પૂરો વિશ્વાસ અમારી ઠીક ઠીક મોટી આ પલટણ વૅકેશનમાં ઘેર જતી હશે. ત્યારે મોટાંબા અને ભુભાબા રાહત અનુભવતાં હશે.

લગ્નગાળો એ અમારા માટે મઝાના દિવસો. કોઈના લગ્નમાં સાગમટે અમને ન બોલાવે; કારણ, અમારી ફોજ દશપંદરની થઈ જાય. પાઘડીબંધ, એક માથું અથવા બે માથાંને નિમંત્રણ હોય ત્યારે નક્કી કરેલા વારા પ્રમાણે અમારો વારો આવે. બાકી પિરસણું આવે એમાં અમારો ભાગ. બહારના લગ્નની સાથે સાથે અમારે ત્યાં પણ લગ્નો આવ્યાં કરે. દાદાનાં દશ છોકરાં. અને એમનાં છોકરાંઓ. જેનું કોઈ ન હોય એવાં સગાંઓ પણ મોટાંબાને ઘેર. એમ અમારે ત્યાં લગ્નનો માંડવો બંધાય ત્યારે થોડા દિવસ તડાકો પડે.

આ બધો કારોબાર અને વ્યવહાર મોટાંબા કેવી રીતે ચલાવતાં હશે? દાદાનું પેન્શન અને એમના દીકરાઓ જે રકમ મોકલે એમાં તો ચલાવવાનું. વળી, મોટાંબા એટલે આખા ગામમાં પૂછવા ઠેકાણું એટલે કોઈનેય કંઈ જરૂર પડે-કોઈના ઘરમાં કંકાસ હોય, કોઈને વહુ-દીકરીનો પ્રશ્ન હોય-આ બધાં મોટાંબા પાસે આવે અને એ એમને કંઈક

સમાધાનકારી રસ્તો કાઢી આપે. કોઇને ઉછીની રકમ આપે. ક્યારેક કોઇ દાગીના મૂકી જાય, પણ ઉછીની લીધેલી રકમ ન આપી શકે તો દાગીના ઓળવવાનો કોઇ સવાલ નહીં. એક વાત સૌ જાણે કે દિવાળીબાના જીવની જેમ એમનું પેટ જાણે ખંભાતી તાળું મારેલી તિજોરી છે. કોઇની વાત ક્યારેય બહાર ન જાય. એ વડલાની છાયામાં જે બેસે એનો ઉજાગરો જાય.

એક વાર અમારા દૂરના સગા હિંમતકાકા મોટાંબા પાસે આવ્યા. ભારે ચિંતામાં હતા. આવીને મોટાંબાને કહે: બા, વહુ (પુત્રવધૂ) રિસાઇ છે અને બે દિવસથી ખાતી નથી. તમે આવો અને એને સમજાવો. મોટાંબા ગયાં એમની સાથે. ત્યાં પહોંચીને માત્ર આટલું જ કહ્યું : વસંતવહુ, ઊભાં થાવ અને જમી લ્યો. દિવાળીબાનું વેણ કોણ ઉથાપે? વસંતવહુના રિસામણાં પૂરાં થયાં.

મોટાબાએ કોને કેટલી મદદ કરી છે એની કોઇને જાણ ન હતી. કોઇ દાગીના સાચવવા અથવા ઉછીના પૈસા પેટે મૂકી ગયા હોય તો એની જાણ એ અમારા પિતાશ્રીને કરે. પોતે ભણેલાં ન હતાં તેથી ચિઠ્ઠી ન મૂકે, પણ ઘરના કોઇ એક જણને વિશ્વાસમાં લેવા પડે ને! એક વાર એક ઓળખીતો ખેડૂત થોડા દાગીના મૂકી ગયેલો. પછી આવ્યો જ નહીં. એની બહુયે શોધ કરી પણ કંઇ પત્તો ન લાગ્યો. હવે એની પેલી મતાનું શું કરવું? પછી મા-દીકરાએ નક્કી કર્યું કે રાહ જોવી અને એ ન જ મળે તો એ મતામાં થોડું ઉમેરીને મંદિરમાં મૂકી દેવું. બસ વાત પૂરી. એમના એક પુત્ર પોપટલાલ અચાનક ગુજરી ગયા. પોપટલાલે એમના બનેવી, એટલે કે મોટાંબાના જમાઇ, વિનયચંદ્ર સરૈયા પાસેથી ધંધા માટે લોન લીધેલી. પોપટલાલે વીલ નહીં કરેલું. એક બાજુ મોટાંબા એમના દીકરાઓને એ પૈસા પરત કરવા તાકીદ કરે, બીજી બાજુ વિનયચંદ્ર એ રકમ લેવા તૈયાર ન હતા. એમને એ રકમ પાછી પરત થઇ ત્યારે જ મોટાંબાને ચેન પડેલું.

મોટાંબા ક્યારેય એમની વ્યથા કે વેદના જણાવવા ન દે. એ ભાગ્યેજ લખતર છોડે. એક વાર બહુ કહેવાથી એ અમારા ઘેર ભાવનગર આવેલાં. ત્યાં એમને આંખની સખ્ખત તકલીફ થઇ. એ તો ઊંહકારોય ન કરે પણ એ વેદના આપણને દેખાય. એમને ધંધૂકાના ડૉક્ટર શિવાનંદ અધ્વર્યુ ઉપર શ્રદ્ધા. મોટાંબાને લઇને અમારે ધંધૂકા એમની પાસે જવાનું નક્કી થયું. ત્યારે લગભગ આખે રસ્તે મોટાંબા અમારા ખોળામાં માથું મૂકીને આંખ બંધ કરીને અસહ્ય વેદના સહેતાં રહેલાં. મોટાંબાની આવી નાની એવી સેવા કરવા મળી એ અમારું ધનભાગ્ય હતું.

## ભુભાબા

ભુભાબા એટલે ભૂરીબહેન. મોટાંબાના ઓરમાન પુત્ર હીરાભાઇનાં પત્ની. હીરાભાઇ વહેલા ગયા અને ભૂરીબહેન નાની ઉંમરે વિધવા થયાં. અમારા પરિવારનાં સન્માનનીય વડીલ તરીકે એ ૭૦ વર્ષ રહ્યાં. આમ તો પિતાના મોટા ભાઇની પત્નીને ભાભુ કહેવાનો રિવાજ છે. પણ કોઇ છોકરાએ નાનપણમાં એક વાર ભુભાબા કહી દીધું એટલે એ આખી જિંદગી અમારાં ભુભાબા રહ્યાં. આખી દુનિયામાં ભુભાબાના ટાઇટલવાળા એક જ અને તે અમારાં ભુભાબા. ધોરણસર તો એ પછીની પેઢીમાં આવે પણ મોટાંબાએ એમને એમની સાથે સ્થાન આપ્યું. એટલે ઘરમાં સૌને માટે એ પણ વડીલ.

ભુભાબા ઊંચાં-સાડાપાંચ ફૂટ હશે-નમણાં, ગોરા, સુંદર. શરીરમાં ક્યાંય મેદ નહીં. એમની ગોરી ચામડી ઉપર છૂંદણાં શોભતાં એવાં બીજા કોઇને શોભતાં જોયાં નથી. આજના જમાનામાં ભુભાબા બ્યૂટીક્વીન તરીકે સ્વીકારાય. મોટાંબા સાવ કાળો સાડલો પહેરે, ભુભાબા પણ કાળો પરંતુ લાલ બૉર્ડરવાળો સાડલો પહેરે. એમાં એમનું રૂપ વધુ નીખરે. શરૂઆતમાં ધોળો પહેરતાં.

મોટાંબા પૉલિસીમેકર અને વ્યવહારનિયામક જ્યારે ભુભાબા એમના ઓપરેશન્સ મૅનેજર. મોટાંબાની ભ્રૂકુટિ અવારનવાર સહેલાઈથી તણાય પણ ભુભાબા કાયમ હસતાં હોય. એમણે છોકરાઓની ત્રણ ચાર પેઢીને ભણાવી. ત્રણ માળના ઘરની સફાઇ, ઘરનું બીજું કામ અને છોકરા-છોકરીઓની નાનીમોટી જરૂરિયાતની વહીવટની જવાબદારી એમની. ઉપરાંત અમારી ઊંડા કૂવા જેવા પેટવાળી નાનકડી ફોજને પણ એમણે જમાડવાની. અમારો જમવાનો સમય સવારે દશ અને સાંજે છનો. તળાવમાં કલાક-દોઢ કલાક તર્યા પછી ભૂખ્યાડાંસ જેવા અમે વીસપચીસ રોટલી તાપડી જઇએ. આજે વિચાર કરતાં લાગે છે કે અમારા માટે એમણે કેટલું કષ્ટ વેઠ્યું હશે?

ભુભાબા ભણેલાં નહીં, પણ એમની કુતૂહલવૃત્તિ જબરી. દરેક છોકરાને, એ શું વાંચે છે એ પૂછે અને નવું નવું જાણવા માગે. કોઈ બરાબર ન સમજાવી શકે તો
એ જાણે કે આ વાંચતો નથી લાગતો અને વધુ મહેનત કરવાનું એ કહે જ કહે! ભુભાબામાં એક કે બે શબ્દમાં સમગ્ર પરિસ્થિતિનું વર્ણન-નિરૂપણ કરવાની અજબ આવડત હતી. જે ભાવ વિસ્તારથી કહેવા છતાં આપણે ન લાવી શકીએ, ભુભાબા એક કે બે શબ્દ કહીને એ ભાવનું સચોટ ચિત્ર ઉપસાવે. એમની વાતોમાં ઓઝડવાયે, મામણમૂંડો, સાભડભોથો, કોચકબગલો જેવા શબ્દો વપરાય અને એથી અભિવ્યક્તિમાં રોચકતા અને સચોટતા ઉમેરાય.

લખતરનું ઘર અને મોટાંબા અને ભુભાબા એ અમારું અલ્પા મેટર.

આ અલ્મા મેટરમાં એક નાનકડો ધંધો પણ ચાલતો. દાદાને દમનો વ્યાધિ હતો. એમ કહેવાય છે. દમમાં રાહત મળે એવી દવા આજે પણ કોર્ટિઝન છે. ત્યારે એની જાણ નહીં. દાદાને બાવા-સાધુઓમાં કોઇ એક ગંજેરી મળી ગયા. એણે કહ્યું કે ધતૂરાનાં સૂકવેલાં પાનનો ધુમાડો લેવાથી આરામ મળશે. ત્યારે લખતરના પાદરે ધતૂરો ઊગતો. એનાં પાન ભેગા કરવાનાં, પછી સૂકવવાનાં. સૂકવેલાં પાન સંકોચાઇને ઓછાં થઇ જાય. એનો ધુમાડો કરવામાં ઘણાં પાન વપરાઇ જાય. એટલે અમારા કુટુંબમાં કોઇએ એ પાનની બીડી બનાવવાની શોધ કરી. એક વાર અમે ભુભાબાને પૂછેલું: આ બીડીમાં ધતૂરા સિવાય બીજું કંઇ નાખવાનું? એમણે તરત વળતું જ કહેલું: શિવનું નામ!

દાદાને આ ધતૂરાના ધૂમ્રપાનના ઉપચારથી રાહત થઇ હશે એટલે વાત ફેલાવા માંડી કે કોઇ સાધુએ ગિરધરભાઇને દવા બતાવી છે. ગામમાં બે ચાર દમિયલ આવીને બીડીઓ લઇ જાય. પછી તો દૂર દૂર સુધી વાત ફેલાઇ. પણ આ કંઇ કમાવાનો ધંધો ન હતો. ધતૂરાનાં ફૂલ ભેગાં કરાવી એને સૂકવવાનાં, પછી એને દળવાના, બીડીઓ વણાવરાવવાની, બીડીમાં માલ બરોબર ભર્યો છે કે નહીં એનું સૅમ્પલ ટેસ્ટિંગ કરવાનું. ત્યાર પછી પૂંઠાનાં જુદી જુદી સાઇઝનાં ખોખાંમાં ઑર્ડર પ્રમાણે બીડીઓ ભરવાની, એ ખોખાંને કપડામાં સીવવાનાં, પોસ્ટઓફિસ જઇ વજન કરાવી ટિકિટ ચોડીને પોસ્ટમાસ્ટરને આપવાનાં. ન નફે ન નુકસાને વહેંચવા માટે શરૂમાં કોસ્ટિંગ કર્યું હશે તે પ્રમાણે એક રૂપિયાની ચાળીસ બીડી મોકલાય. મોડું થાય તો ગ્રાહક તડપાય એટલે આ ઉદ્યમમાં અમે પણ જોડાતાં. વર્ષો વીત્યાં પણ બીડીનું કોસ્ટિંગ તો એનું એ જ રહ્યું. એમની ઘર-બોર્ડિંગમાંથી વિદ્યાર્થીસંખ્યા જેમ જેમ ઓછી થતી ગઇ ત્યારે મોટાંબા અને ભુભાબા પહોંચી ન શકતાં. અને નવા આવનારા ગ્રાહકોને ના પાડતાં છતાં જૂના ગ્રાહકોને કષ્ટ વેઠીને પણ આ બીડીઓ મોકલતાં. એમાં કેટલાંય નામો જેવાં કે ગુજરાત કૉલેજના પ્રોફેસર વીરમિત્ર દિવેટિયા કે સિંધ હૈદરાબાદના અસનદાસ કે. પરદેસાનીનાં નામ-સરનામાં અમને આજે પણ મોઢે છે. પહેલાં મોટાંબા ગયાં અને પછી ભુભાબા. ત્યાર પછી મણિલાલ ઍન્ડ બ્રધર્સના નામે ચાલતો આ ધંધો પણ ત્રીસ ચાળીસ વર્ષે બંધ થયો.

મૅટ્રિકની પરીક્ષા-અમારી વૈતરણી

ભણવાની બાબતમાં અમારો સિલસિલો બજાણાનો જ રહ્યો. અમને ક્લાસરૂમમાં બેસીને ભણવાનો ઉત્સાહ લખતરમાં પણ ન આવ્યો. પહેલી વાર ૧૯૪૫માં થડમાં ગયા ત્યારે અમારી ઉંમર અગિયારની. ત્યારે અમારે મિડલ સ્કૂલમાં ભણવાનું હતું. એ નિશાળ ક્યાં હતી, માસ્તર કોણ હતા, ક્લાસમાં કેટલા છોકરા હતા, અમે ક્યાં

બેસતા—આ બધાની સાવ વિસ્મૃતિ થઇ ગઇ છે. પ્રફુલ્લભાઇ કહે છે કે થર્ડનો ક્લાસ પણ સર જે હાઇસ્કૂલમાં જ હતો. આપણે એમની સાથે જીભાજોડી નથી કરતા. વર્ષને અંતે આગળના વર્ગમાં ચઢાવી દીધા હશે. ચોથામાં પાછા બજાણા આવવાનું કારણ પણ અમારો સ્કોલેસ્ટિક રેકૉર્ડ હોઇ શકે. બજાણામાં રખડતા હતા એટલે ભણવા લખતર મોકલ્યા. પણ હીરો ઘોઘે જઇ આવ્યો ને ડેલે હાથ દઈ આવ્યો!

જે યાદ છે તેનો આનંદ જબરો છે. અમે બે ભાઇઓ અને અમારા કરતાં મોટા અને બે વર્ષ આગળ એવા, અમારાં ફોઈના દીકરા ભાનુભાઈ સાથે સવારે સાતસાડાસાતે ઊઠી, મોઢામાં દાતણનો ડોયો નાખી, હાથમાં લોટો, ટુવાલનું ફીંડલું અને સાબુની ગોટી લઇને નીકળી પડીએ. પહેલાં જવાનું બાવળની કાંટલમાં, પછી તળાવે. તળાવમાં 'મિસ્ત્રીના માથા' સુધી જઈએ કે ન જઈએ પણ અમે દોઢ કલાક પાણીમાં ખરા. ભૂખ્યાડાંસ થઈને આવીએ. એક જણ ૨૦-૨૫ રોટલી ખાઈ જઈએ. પછી તરત નિશાળે. પણ નિશાળ તો શરૂ થાય અગિયાર વાગ્યે.

એટલે નિશાળ ખૂલે ત્યાં સુધી નિશાળના કંપાઉન્ડમાં બે મકાનો વચ્ચે ક્રિકેટ રમવાનું. અમારી ટીમ ત્રણ જણાની. એમાં ક્યારેય અમે કોઇને ઉમેર્યા નહીં. ભાનુભાઈ મીઠાપુરથી ટેનિસનો બૉલ લાવે. ક્યાંકથી પાટિયું લઈ એનું બૅટ બનાવીએ અને દીવાલ ઉપર કોલસાથી ત્રણ ઊભી લીટીઓ કરીએ એટલે અમારું સ્ટેડિયમ તૈયાર થઈ જાય. એક બૉલર, એક બૅટ્સમૅન અને ત્રીજો વિકેટકીપર-કમ-ફિલ્ડર, ભાનુભાઈ અને પ્રફુલ્લભાઈ અમારા કરતાં મોટા અને ભણવામાં હોશિયાર. અમે ક્રિકેટ સારું રમતા પણ અમારે મોટે ભાગે ફિલ્ડિંગ ભરવાનો વારો આવતો. સવારમાં જે ટાઈમ મળે ત્યારે, બપોરની રિસેસમાં અને સાંજે દડો દેખાતો સાવ બંધ થાય ત્યાં સુધી ક્રિકેટ રમીને ઘેર આવીએ. વચ્ચે છ વાગ્યે જમવાનો નિયમ. તેથી નિશાળેથી આવી, જમીને પાછા ઊપડીએ ક્રિકેટ રમવા.
બજાણામાં ચોથા ધોરણ સુધી જ સ્કૂલ. એટલે પાછા ફિફ્થમાં લખતર. ત્યારે ભાનુભાઈ અમદાવાદ ભણવા ગયા હતા, એટલે અમારું ક્રિકેટ બંધ. સવારના સામૂહિક-સહિયારા નિત્યક્રમ સિવાય પ્રફુલ્લભાઈએ એમનો માર્ગ ચાતરી લીધો. અમને ભાષાઓ અને ઇતિહાસ ભૂગોળમાં રસ પડે. ગણિત અને વિજ્ઞાનમાં મોટું મીંડું. બીજી કોઈ ગમતી પ્રવૃત્તિ ન હતી એટલે અમે ચઢ્યા વાંચવાની લતે. ઘરની સામેની ગામની લાઇબ્રેરીમાં બધો સમય ગાળીને છાપાં, સામયિકો અને ચોપડીઓ ઉપર તૂટી પડેલા. નિશાળમાં અમારો નંબર જ્યાં હોય ત્યાં પણ અમારું સામાન્ય જ્ઞાન નિરંતર વધતું ગયું. અમારા માસ્તરો એટલું માનતા થયેલા કે અમે સાવ 'ઢ' નથી. અમારી સાથેનો એમનો વ્યવહાર પ્રેમનો રહેલો.

અમને યાદ છે કે ફિફ્થ એટલે કે આજના નવમા ધોરણમાં છ માસિક પરીક્ષામાં અમને ગણિત, ભૂમિતિ અને ઍલ્જિબ્રાના સંયુક્ત પેપરના દોઢસો માર્કમાંથી બે માર્ક આવેલા. અમારા હેડમાસ્તર, જે અમને ગણિત પણ ભણાવતા એ બાલુભાઇ ડી. વ્યાસે જ્યારે સૌના માર્ક વર્ગમાં વાંચ્યા ત્યારે અમે તરત ઊભા થઈને પૂછેલું: સાહેબ ગણિત, ભૂમિતિ અને ઍલ્જિબ્રામાં કેટલા કેટલા છે? વ્યાસસાહેબ અમને પ્રોત્સાહિત કરવાને બદલે નારાજ થઈને બોલેલા: તમે એમ માનો છો કે અહીં તમારા મૂતરે દીવો બળે છે? અમે વિનમ્રતાથી જવાબ આપેલો: ના સાહેબ, સ્કૂલમાં તો એ તમારા મૂતરે જ બળે ને? આમ અમે એમનું સીધું મહત્ત્વ સ્વીકાર્યું છતાં સાહેબ વધુ નારાજ થયેલા અને અમને સજા ફરમાવતા પહેલે જ દિવસે ગેટ આઉટ કહેલું. અમને દુઃખ માત્ર સજાનું નથી પરંતુ વધુ દુઃખ તો એ વાતનું છે કે અમે સાવ સાચા હતા છતાં અમારો પક્ષ કોઈએ ન લીધો.

પછી સિક્સ્થમાં વઢવાણ દાજીરાજ સ્કૂલમાં ગયા. ત્યાં પણ ક્લાસની બહાર ક્રિકેટ અને વૉલીબૉલ રમવામાં અમારો નંબર ઊંચો. ક્રિકેટ ટીમના તો અમે કૅપ્ટન પણ બનેલા. વઢવાણમાં પણ વાંચવાનું ચાલુ હતું. મૅટ્રિકમાં પાછા લખતર. મૅટ્રિકનું વર્ષ બધા વિદ્યાર્થીઓ માટે કટોકટીનું ગણાય. પરંતુ અમે કટોકટીને ઓળખતા જ નહોતા. મહેનત કરીએ તો ગણિત અને વિજ્ઞાન પણ આવડે પણ એવી કોઈ વૃત્તિ જ ન થઈ. બાલુભાઈ વ્યાસ હેડમાસ્તર તરીકે રિટાયર થઈ ગયેલા. એ અરસામાં કરાંચીથી હિજરત કરી આવેલા એક નવા હેડમાસ્તર અમને મળ્યા. એ બિચારાને કશું આવડતું નહીં. ગુજરાતીમાં શુક્લસાહેબ બધાને આંજી દેતા. જદુવીરસિંહજી હજુ જોડાયા ન હતા. પણ અમારા ખરા ગુરુ હતા દસાડિયાસાહેબ. એમની લૅબોરેટરી વ્યવસ્થિત અને એમની ભણાવવાની રીત સ્પષ્ટ અને રોચક-રસાળ.

અમારા કાચા વિષયોમાં પાસ કેમ થવું એની ચિંતા અમને ન હતી પરંતુ ઘરમાં તો સૌને હતી. એટલે દસાડિયાસાહેબનું ટ્યૂશન રાખવાનું નક્કી થયું. દસાડિયાસાહેબ પહેલે દિવસે જ જાણી ગયા કે અમે ઍલ્જિબ્રા, જોમેટ્રી અને ફિઝિક્સ, કેમેસ્ટ્રી સમજી શકીએ તેમ નથી. તેથી એમણે એમાં પાસ થઇએ એવો રસ્તો શોધ્યો. ઍલ્જિબ્રા-જોમેટ્રીના કુલ મળીને ૧૦૦ માર્ક. એમણે અમારા માટે જોમેટ્રી મૂકી તડકે. ઍલ્જિબ્રામાં પચાસ માર્કમાંથી બેતાળીસનો એક વિભાગ. અમને એમણે બરાબર ગોખાવ્યું અને કહ્યું કે આટલું ગોખી નાખશો તો પાસિંગ માર્ક આવી જશે. એ જ રીતે વિજ્ઞાનમાં ફિઝિક્સની ચોપડી ચઢાવી અભરાઇએ. કેમિસ્ટ્રીમાં પણ બેતાળીસ માર્કની ફૉર્મ્યુલાનો વિભાગ આવે. એ બરાબર મોઢે કરો તો બેડો પાર ઓછામાં ઓછા પાંત્રીસ તો આવે જ. આમ મૅટ્રિકની બોર્ડની પરીક્ષા માટે અમે સજ્જ થઇને રાજકોટ ગયા; કારણ, મુંબઇ યુનિવર્સિટીનું મૅટ્રિકની પરીક્ષાનું એ અમારા માટે નજીકમાં નજીક કેન્દ્ર હતું. અંગ્રેજીમાં અમારે જરૂર કરતાં વધારે માર્ક આવે. અંગ્રેજીમાં પહેલાં પચાસ માર્કના વિભાગમાં નિબંધ, પ્રેસીસ અને કમ્પોઝિશન આવે. અમે આ વિભાગ લખ્યો અને થયું કે પાંત્રીસ આવી જશે. એટલે પિસ્તાલીસ મિનિટમાં અમે બહાર નીકળી ગયા. બહાર નીકળવામાં અમારો નંબર પહેલો હતો. પરિણામ આવ્યું ત્યારે અમે નાપાસ. બધાં પેપરમાં પાસ પણ અમારી ઉમદા અપરિગ્રહવૃત્તિને કારણે અંગ્રેજીમાં એકત્રીસ આવ્યા. પરીક્ષકે પેપર અમારા ધાર્યા કરતાં જરા કડક રીતે તપાસ્યું હશે.

મૅટ્રિકનું બીજું વર્ષ અડધું વઢવાણ કર્યું. પછી પિતાશ્રીની બદલી ભાવનગર થઇ. ત્યાં અમારા ઍડમિશન માટે પહેલાં આલ્ફ્રેડ હાઇસ્કૂલમાં ગયા. હેડ માસ્તરે રિપીટરને લેવાની ના પાડી. એમને એમ હશે કે આ ફરી વાર નાપાસ થશે તો એમની સ્કૂલની ટકાવારી બગડશે. પછી ગયા સનાતન હાઇસ્કૂલે. ત્યાં પણ નનૈયો મળ્યો. પછી ગયા હોમ સ્કૂલે. સીધા હેડમાસ્તરની ઑફિસે. ત્યાં કોઇએ કહ્યું કે બહાર ખુરશી ઉપર બેઠા છે એ આચાર્ય છે. ગૌરીભાઇ ભટ્ટ આચાર્ય હતા.

એમણે પૂરી વાત સાંભળ્યા વિના જ કહ્યું: ફી ભરી દો. અમને થયું કે સ્કૂલને પૈસાની તાણ લાગે છે. ખેર, હોમસ્કૂલમાં તો થોડું રહ્યા પણ દસાડિયાસાહેબની જડીબુટ્ટીને કારણે અમે મેટ્રિકની વૈતરણી પાર કરી.

વૈતરણી પાર કરતાં પહેલાં અમે મુનશી, કાન્ત, ક્લાન્ત કવિ, કવિ ન્હાનાલાલ તેમજ મૂળશંકર ભટ્ટ અને ભીમજીભાઇ સુશીલનાં ભાષાંતરો, ગાંધીસાહિત્ય વગેરે વાંચીને આનંદ માણતા થઇ ગયેલા.

## અમારું ઘડતર: માતાપિતા

અમારા બજાણા અને લખતરના ભણતર વિશે પિતાશ્રીને પૂરો ખ્યાલ હશે. છતાં ક્યારેય એ અમને ટોકતા નહીં. પ્રફુલ્લભાઇ વ્યવસ્થિત ભણતા, અમે નહોતા ભણતા. અમે પરીક્ષાઓમાં કાંઇ કીર્તિ પ્રાપ્ત નહીં કરેલી—સિવાય કે એમ. એ.ની પરીક્ષામાં. છતાં અમારો વિદ્યાપ્રેમ તો વધતો ગયેલો. અમે સીધો માર્ગ ક્યારેય કેમ ન છોડ્યો એ સમજવા માટે અમારાં માતા પિતાને સમજવા જરૂરી છે.

મિડલ સ્કૂલનાં વર્ષોમાં અમને વાચનનો શોખ જાગ્યો. પિતાશ્રી રોજ 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' અને 'સંદેશ'-(જેમાં પેટાશીર્ષક હોય-જેની સાથે ‘ગુજરાતી પંચ’ ભેળવી દેવામાં આવ્યું છે)—વાંચે. દર અઠવાડિયે ‘ઇલસ્ટ્રેટેડ વિકલી' અને એ. ટી. વઝીરાણી સંપાદિત 'કાઠિયાવાડ ટાઇમ્સ' સાપ્તાહિકના સંપાદનમાં કાશ્મીરા વઝીરાણી જોડાયેલા. પિતાશ્રી ‘મૉડર્ન રિવ્યૂ નિયમિત વાંચે. અમે ન સમજીએ પણ ‘મૉડર્ન રિવ્યૂ' જોઇએ ખરા. બા માટે પૂતળીબાઇ કાબરાજીનું 'સ્ત્રીબોધ' મંગાવતા. પાછળથી ચાંપશી ઉદ્દેશીનું 'નવચેતન' પણ આવતું. ગોકુળદાસ રાયચુરાના ‘શારદા’ તેમજ 'સ્ત્રીજીવન' અને બીજાં સામયિકો પણ આવતાં. આ બધાં નિયમિત વાંચવાની આદત પડી. ન સમજાય તોપણ કુતૂહલ ખાતર જે હાથમાં આવે તે બધું અમે વાંચીએ. પિતાશ્રી એમના સ્વભાવ મુજબ કદી અમને અમારે શું કરવું એ ન કહે. અમારી સામે મૂકે. ક્યારેક પૂછે. જેમ રસ જાગે તેમ વધુ સામગ્રી સામે મૂકે. અમારા માટે લાઇબ્રેરીમાંથી ખાસ ‘ઇલેસ્ટ્રેટેડ વિકલી ઑફ લંડન’ મંગાવતા એ અમને મોડી ખબર પડેલી. ઉદ્દેશ એ હતો કે અમારી ક્ષિતિજો વિસ્તરે. બા, બહેનો, બધાં વાંચે. વાંચવાનું વાતાવરણ ઘરમાં એમણે સહજ સર્જેલું. વોટ્સન

લાઇબ્રેરીમાં જઇ ચઢું ત્યારે સરસ પાકા બાઇન્ડિંગ ઉપર સુવર્ણ અક્ષરે છપાયેલ ટાઇટલ જોયા કરું. વાસ્તવમાં છાપેલ અક્ષરમાં જીવ ચોંટ્યો.

બજાણામાં અમે ૧૧ વર્ષના થયા ત્યાં સુધી રહ્યા અને ભણ્યા કે પછી રખડ્યા. આ ગાળામાં રોજ સાંજે છ વાગ્યે સૌએ સાથે વાળુ કરવાનો વણલિખિત ક્રમ હતો. રાત્રે બધાં થોડો સમય સાથે બેસીએ. પિતાશ્રી અમને સૌને બિઝિક રમાડે અને બાની માસ્ટરી ચોપાટમાં. કાળક્રમે અમે સમજેલા કે શાળામાં અમારું ભણતર થતું નથી અને દિવસ આખો રમ્યા કરીએ છીએ એની બંનેને જાણ હતી જ. પરંતુ અમે સૌ વિનુબહેન, પ્રફુલ્લભાઇ અને તરુબહેન જે સમય સાથે ગાળતા એમાં અમારું સારું શિક્ષણ થતું.-રમત ઉચ્ચ સિદ્ધાંતે રમવાની. હારનારને ખબર ન પડે એમ મદદ કરવાની. અંચઈ કદી થાય જ નહીં. વચ્ચે વચ્ચે ઘરની, સગાંવહાલાંની, નાના મોટા માણસોની, સામાજિક વહેવારની વાતો પિતાશ્રી અને બા કરતાં રહે. એ બધું હોય અમારી જાણ ખાતર. પિતાશ્રી બીજા વિશ્વયુદ્ધના ઊંડા અભ્યાસી હતા. યુદ્ધના રોજબરોજના ખબર અને તેની ટિપ્પણી રસથી સાંભળીએ. બાને હંમેશાં કોઇ ને કોઇ દલિત, પીડિત, બીમારની વાત કરવાની હોય જ. એવા માટે એમણે શું કર્યું એ અધ્યાહાર રાખે પણ અમે સૌ સમજતાં થયેલા. નાનામાં નાના માણસ પ્રત્યે તોછડાઇથી ન વર્તાય અથવા એની ગરિમાને ક્યારેય ધક્કો ન લાગે તેની કાળજી સ્વાભાવિક રીતે જ લેવાય. ત્યારે જેમને હરિજન કહેતા તેમના પ્રત્યે બંનેને વિશેષ લગાવ. અમે સૌ ભાઇબહેનોમાં જે કાંઇ અનુકંપા છે તે આ વાતાવરણમાં જન્મી અને દૃઢ થઈ.

અમને ક્યારેય સીધી શિખામણ ન આપતાં હોવા છતાં પિતાશ્રીએ અમને શીખવ્યું કે જેના ઉપર આપણે ઉપકાર કર્યો હોય એની પાસેથી વળતરની અપેક્ષા ન રાખવી. એ અપેક્ષા આપણને દુ:ખી કરે. એવી વ્યક્તિ આપણું કાંઇક કામ કરે તો એને બોનસ સમજવું. અધિકાર નહીં.

આ અરસામાં બીજો રસ જાગ્યો તે લોકોનું નિરીક્ષણ કરવાનો. વિધવિધ લોકોની રીતભાત, પહેરવેશ, સાદાઈ, વરણાગીવેડા, બોલચાલ, લઢણ, નાક, હોઠ, ભ્રમર, હાથ, આંગળીઓ, આંખના હાવભાવ, કોઇ આંખો પટપટાવે, કોઇ સામે જોઇને બોલે, કોઇ નીચે જોઇને, કોઇ આડું જુએ, ક્યાંક વિનમ્રતા, શેખી, ફડાકા. વિનોદવૃત્તિ, જોવામાં આવે. સમય જતાં મનને કળવામાં પણ રસ જાગ્યો. અમને પ્રકૃતિના નિરીક્ષણમાં ખાસ રસ ન પડ્યો. પણ માણસે અમને આકર્ષ્યાં. આ સહજ રીતે થતું નિરીક્ષણ અમને જીવનમાં ખૂબ ઉપયોગી નીવડ્યું.

હવે પિતાશ્રી અને બાનો પરિચય કરીએ.

## અમારું ઘડતર: બાપુજી

પિતાશ્રીનો જન્મ ૧૯૦૪ના ૫મી ફેબ્રુઆરીએ. એમની બાલ્યાવસ્થાની કોઇ ખાસ વાતો અમારી જાણમાં આવી નથી. સાત ખોટના દીકરાની વાતો થાય. તોફાની કે મેધાવીની પણ વાત થાય. પરંતુ ધોળકાના સંયુક્ત કુટુંબમાં અને દસ ભાઇબહેનોમાં છઠ્ઠા નંબરે અને શાંત—કદાચ થોડી શરમાળ—પ્રકૃતિને કારણે એમની બાળપણની કોઇ વાતો કુટુંબમાં ઊતરી આવી નથી. દાદાની રેલવેની નોકરી એમને ગુજરાતનાં જુદાં જુદાં ગામની નિશાળોમાં લઇ ગઇ હશે. મિડલ સ્કૂલથી ધોળકામાં ભણ્યા. એટલે લગભગ ૧૯૧૫-૧૬થી ૧૯૨૨માં ધોળકાની હાઇસ્કૂલમાંથી મૅટ્રિક થયા ત્યાં સુધી ધોળકાનો વસવાટ હતો.

બાપુજી આશરે ૨૫ની ઉંમરે સર ન્યાયાધીશ તરીકે

કૉલેજમાં મોકલી શકે એવી દાદાની સ્થિતિ ન હતી. તેથી એક દૂરના સગાની વીરમગામમાં ટેક્સ્ટાઇલ મિલ હતી તેમાં જોડાયા. વીરમગામ ક્યારે જોડાયા અને ત્યાં એમને શું કામ સોંપવામાં આવેલું એની કોઇ માહિતી મળતી નથી. એમણે પણ ક્યારેય ભૂતકાળ ફંફોસતા વીરમગામની વાત નહીં કરેલી. પણ એક વાત ચોક્કસ કે વીરમગામ એમનો કાયમી મુકામ ન હતો, વચગાળાની વ્યવસ્થા હતી. વીરમગામ થોડા મહિના જ રહ્યા હશે; કારણ, ત્યાર

પછી આપણે એમને ધોળકા મ્યુનિસિપાલિટીના ફાનસ નીચે બેસીને કાયદાની ચોપડીઓ વાંચતા જોઈએ છીએ. એમના બનેવી માણેકલાલ શાહ જે એમ. એ., એલએલ. બી. થયેલા એમની કાયદાની ચોપડીઓ ઉછીની લઈને એમણે રાતદિવસ તૈયારી કરી અને ૧૯૨૬માં હાઈકોર્ટ પ્લીડરની પરીક્ષા પાસ કરી.

૧૯૨૬નું વર્ષ, એટલે કે એમનું બાવીસમું વર્ષ, એમને માટે સીમાચિહ્નરૂપ હતું; કારણ, તે જ વર્ષે એ વિધિસર વકીલ થયા, શાંતા નામની એમનાં કરતાં આઠ વર્ષે નાની કન્યા સાથે એમનું લગ્ન થયું અને તે જ વર્ષે એમણે વઢવાણ કેમ્પમાં વકીલાત શરૂ કરીને એમના ભાવિનો માર્ગ નિશ્ચિત કર્યો. થોડા મહિના વકીલાત કરી ત્યાં બજાણા રાજ્યમાં ન્યાયાધીશ (ફર્સ્ટ ક્લાસ મોજસ્ટ્રેટ-સિવિલ અને ક્રિમિનલ)ની નોકરીની ઑફર આવી. વકીલાત છોડીને એ ૧૨ એપ્રિલ ૧૯૨૭ના રોજ ૨૩ વર્ષની ઉંમરે ન્યાયાધીશ બન્યા પગાર મહિને રૂપિયા નેવું જે ત્યારે મોટી રકમ હતી. કારણ, ઘઉં ૩૬ પૈસે કિલો અને ચોખા ૪૫ પૈસે કિલો મળતા. સોનું પણ ૧૮ રૂપિયે તોલો હતું. બજારાથી ન્યાયાધીશ તરીકે માણસા ગયા અને ત્યાર પછી લખતર. અને પાછા ૧૯૩૪માં બજાસામાં સર ન્યાયાધીશ અને આસિસ્ટન્ટ કારભારી થઈને રૂપિયા ૧૮૦ના પગારે આવ્યા ત્યાર પછી ૧૯૩૯માં ચુનીલાલ ગોપાલજી શાહે કારભારીની જગ્યા ખાલી કરી ત્યારે રાજ્યના કારભારી બન્યા અને એમનો પગાર થયો રૂપિયા ૨૫૦.

સારી આવક અને હોદો હોવા છતાં પિતાશ્રીએ સ્વેચ્છાએ કરકસર સ્વીકારી હતી. જ્યારે બહોળા કુટુંબની જવાબદારી પૂરી થઈ ત્યારે અમે મોટાં થઇ ગયેલાં. એક વાર અમે પાંચેય જુદી જુદી કૉલેજોમાં અભ્યાસ કરતા હતા. તેથી કરકસરથી રહેવાનો એમનો સિલસિલો ચાલુ રહ્યો.

પિતાશ્રી ઊંચા, એકવડિયા બાંધાના, વર્ણે ઊજળા અને વિશાળ કપાળ અને નમણું નાક ધરાવતા હતા. પિતાશ્રી ઑફિસ જાય ત્યારે સૂટ અથવા ધોતિયું બે ઘોડાની બોસ્કીનું સોનાના બટનવાળું ખમીસ, ઉપર લાંબો કોટ અને માથે પાઘડી પહેરે. ત્યારે એમની પ્રતિભા ઓર ખીલે. ઘેર આવતાં જ અઢી વારનું પચિવું અને સદરો પહેરી લે અને ઑફિસનાં કપડાં વ્યવસ્થિત રીતે મૂકી દે. સાંજે ક્લબમાં જવા પાછું પાટલૂન અને કેન્વાસના બૂટ આવી જાય.

બાપુજી: વ્યાવસાયિક કારકિર્દી

પિતાશ્રીના વ્યાવસાયિક જીવનનાં ત્રણ મહત્ત્વનાં પાસાં છે: નિષ્ઠા અને કાર્યક્ષમતા, અનુકંપા તથા પ્રામાણિકતા.

પિતાશ્રીની વ્યાવસાયિક કારકિર્દી ૧૯૨૭માં, એટલે કે એમની ૨૩ વર્ષની ઉંમરે, ફર્સ્ટ ક્લાસ મૅજિસ્ટ્રેટ તરીકે શરૂ થઈ. ત્યાર પછીનાં ૩૨ વર્ષ એમણે જુદા જુદા હોદ્દે કામ કર્યું. અમે જ્યારથી સમજણા થયા ત્યારથી એમના વ્યક્તિત્વને જોતા આવ્યા અને જ્યાં અમને જાણ ન હતી ત્યાં અને અન્ય સંદર્ભ મેળવી શક્યા.

એમની વ્યાવસાયિક કામગીરીમાં કાયદો, ન્યાય અને રેવન્યૂ બાબતોમાં એમણે ઊંડું જ્ઞાન અને સમજ કેળવેલાં તે સ્પષ્ટ છે. વળી, બજાણામાં વધુ વાંચવાનો સમય પણ મળ્યો હશે. એ કહેતા કે એમના કેસ લોનાં જ્ઞાન અને સમજ બજાણામાં વિકસ્યાં. ત્રેવીસની ઉંમરે એમણે કરેલા કામનો અહેવાલ અમે લંડનની બ્રિટિશ લાઇબ્રેરીમાં વાંચ્યો. રાજ્યના ૧૯૨૭-૨૮ના વાર્ષિક રિપોર્ટમાં લખ્યું હતું: બાપુજી આશરે ૫૨-૫૩ની ઉંમરે રાજ્યના ન્યાયાધીશને ફર્સ્ટ ક્લાસ મૅજિસ્ટ્રેટની સત્તા આપવામાં આવેલી છે. આ વર્ષે જોડાયેલા ન્યાયાધીશ મિ. શાંતિલાલ જી. શાહે એમની ફરજ ખંત અને મહેનતથી નિભાવી છે. નીચેના આંકડાઓ ઉપરથી એમની કાબેલિયતનો ખ્યાલ આવશે: નવા કેસો રજિસ્ટર થયેલાં-૬૬. નિકાલ કર્યો: ૫૫. ચાલુ કેસો: ૯. પછીના વર્ષમાં પણ એવી જ કામગીરી વાર્ષિક અહેવાલમાં છે.

અમે જુદી જુદી જગ્યાએ અને ધ્રાંગધ્રાની રેકર્ડ ઑફિસમાં જે કેસો જોયા છે તે ઉપરથી કહેવાય કે તેમના નિર્ણયો અત્યંત સ્પષ્ટ રીતે તેઓ આપતા. જ્યાં વિશ્લેષણ અને દલીલની જરૂર હોય ત્યાં એમની નોંધો નિર્ણયને પૂરતો આધાર આપતી. એમની નોંધોમાં અમે એ જોયેલું કે નાના અને સીમાંત ખેડૂતો અને અન્ય વંચિતોને લગતી

તકરારોમાં એમની સહાનુભૂતિ એમના પ્રત્યે રહેતી; અલબત્ત, કાયદો એમના પક્ષે હોય તો. વર્ષો પછી સુરેન્દ્રનગરના તત્કાલીન કલેકટર પી. જી. રામરખિયાણીએ અમને કહેલું કે અટપટા કેસોની મોટી ફાઇલોમાં પાછળની એસ. જી. શાહની નોંધોએ એમનું ધ્યાન ખેંચેલું. ત્યાર બાદ સામાન્ય રીતે એસ. જી. શાહની નોંધના આધારે એ સહેલાઈથી એમના નિર્ણયો આપી શકતા. ત્યારે પ્રકાશ રામરખિયાણીને એસ. જી. શાહ અમારા પિતા છે એની જાણ ન હતી. આ જાણ થતાં પહેલાં એમણે પિતાશ્રી વિશે તપાસ કરેલી અને જ્યારે જાણ્યું કે તેઓ સુરેન્દ્રનગરમાં જ રહે છે ત્યારે તે એમને મળવા પણ ગયેલા. એમનું કાયદાનું અને રેવન્યૂનું જ્ઞાન માત્ર તેમને જ ઉપયોગમાં આવતું એમ ન હતું. પરંતુ સૌરાષ્ટ્રનું એકમ થયા પછી કેટલાક સીધી નિમણૂકથી જોડાયેલા અધિકારીઓને પણ ઉપયોગમાં આવતું.

કાયદાનું અને રેવન્યૂનું એમનું જ્ઞાન તો સારું હતું જ સાથે સાથે સૌને સાથે લઇને વહીવટ કરવાનું પણ એ શીખ્યા હતા. પેચીદા પ્રશ્નો અને પરિસ્થિતિઓનો વ્યવહારુ ઉકેલ પણ શોધી શકે એનો એક દાખલો છે પીંપળી ગામનો. પીંપળીના જત મુસલમાન અને બીજા ખેડૂતો વચ્ચે કોઇ વાતે બોલાચાલી થઇ. એમાંથી મારામારી થતાં વાર ન લાગી. બંને પક્ષે એકબે લાશો પણ ઢળી. એના સમાચાર પહોંચ્યા બજાણે. બાપુ ગામમાં હતા નહીં. ફોજદાર શમશેરખાન રજા પર હતા.

એટલે મોટરમાં બે પોલીસને લઇને પિતાશ્રી ગયા પીપળી. ત્યાં દૂરથી જોયું કે લાશોની રખેવાળી કરતા બંને પક્ષે લોકો સામસામે ઊભેલા હતા. વાતાવરણ તંગ દેખાતું હતું ત્યારે એમણે ગાડી દૂર ઊભી રખાવી. પોલીસને ગાડીમાં બેસી રહેવા કહ્યું અને એ હિંસક વાતાવરણમાં એકલા ચાલતા ગયા. ત્યાં એકઠા થયેલા લોકોએ જ્યારે તેમને ઓળખ્યા ત્યારે સન્નાટો ફેલાઇ ગયો. પિતાશ્રીએ માત્ર એટલું જ કહ્યું: ચાલો મારી સાથે. હું ખાતરી આપું છું કે તમને ન્યાય મળશે. બંને પક્ષના આગેવાનોમાંથી એક-એકને એમની સાથે લીધા અને બાકીના પાછળ ગાડામાં આવ્યા. બને તેટલાને બચાવ્યા. ત્યાર પછી પીંપળીમાં ક્યારેય ધીંગાણું થયું નથી.

જત મુસલમાન એમની વધુ ઇજ્જત કરતા થયેલા. ૧૯૪૮-૪૯માં દુકાળ પડેલો. ત્યારે વઢવાણમાં એમણે અનેક વ્યવહારુ નિર્ણય લઇને દૂર દૂરનાં ગામોએ પણ ઘાસ અને બીજી રાહતસામગ્રી પહોંચાડેલાં. ફેમિન કોડ એમને મોઢે હતો. પણ એ કોડમાં ન આવે તેવાં, જોખમ ખેડીને પણ, અનેક માનવીય નિર્ણયો ત્યારે લીધેલા.

બજાણામાં એમની બરોબરીના કોઇ અધિકારી નહીં. અધિકારીઓ ત્રણ; ન્યાયાધીશ, ફોજદાર અને દાક્તર. તેમ છતાં એમણે દરેક અધિકારી અને કર્મચારી સાથે સંબંધ કેળવ્યો અને એમને યોગ્ય માન આપીને સમોવડિયા બનાવ્યા. તેથી અમારે મન તો. બધાં કાકા અને કાકીઓ હતાં. ભટ્ટકાકા અને કાદરીકાકા એમનાથી નિકટ, પણ બીજા કાકાઓ એમનાથી દૂર નહીં.

કોઇ અધિકારીની બદલી થાય ત્યારે રિવાજ મુજબ જે સામાન્ય વિદાયસમારંભવોજાય તેવો એક પ્રસંગ હતો. બદલીઓ તો થયા કરે. આ પ્રસંગમાં ફરક એટલો જ હતો કે જે લોકો રજા ઉપર અથવા પ્રવાસમાં હતા તે પણ આવેલા. એટલે હૉલમાં ઘણા ઊભા રહેલાં. આવા વખતે બે ત્રણ જણ ઔપચારિક બોલે, જનાર અધિકારી વળતો જવાબ આપે અને ચા-પાણી પીને સૌ છૂટા પડે. બે ત્રણ જણ બોલ્યા ત્યાં સુધી તો સૌ સાંભળતા રહ્યા. ત્યાર પછી શાંતિભાઇના ઉપરી બોલ્યા પણ પૂરું ન કરી શક્યા ત્યારે સૌના બંધ છૂટી ગયા. બધાંની આંખ ભીની. બે ચાર તો ધ્રુસકે ને ધ્રુસકે રડે, અમે પણ ત્યાં હતા પણ આ દૃશ્ય અમને સમજાયું નહીં. મનમાં એમ થઇ ગયું કે ભવિષ્યમાં આપણે માટે પણ કોઈ આવી રીતે લાગણી વ્યક્ત કરશે?

સમારંભ પૂરો થયો ત્યારે અમને વાતનો તાળો મળ્યો. એક જુવાન આવીને કહે: હું ગરીબ માણસ, મૅટ્રિકથી આગળ ભણવાની કૌટુંબિક સ્થિતિ ન હતી. કોઇએ કહ્યું કે સાહેબને જઇને મળ. સાહેબ પાસે ગયો અને મારી વાત કરી. એમણે તરત મને પૂછ્યું: “કૉલેજમાં ઍડમિશન માટે ફોર્મ ભર્યું છે? જા, હમણાં ફોર્મ ભરીને પાછો આવ.” ફોર્મ ભરીને હું પાછો ગયો ત્યારે સાહેબે કહ્યું કે દુકાળના કામમાં તને ટેમ્પરરી કારકુન તરીકે રાખ્યો છે. સવારની કૉલેજ હતી અને સવા અગિયારે પૂરી થાય એ એમને ખબર હતી; કારણ, એમના દીકરા દિલીપભાઈ એ કૉલેજમાં ભણતા

હતા. "રોજ પોણા બારે ઑફિસ આવી જજે. સાંજે કલાક વધારે બેસજે." મારા પ્રોગ્રેસ વિશે પૂછતા રહે. પરીક્ષા આવે ત્યારે એમના મોટા ઘરમાં વાંચવાની સગવડ પણ કરી આપે. એમના દીકરા સાથે મારા જેવા બે ચાર બીજા પણ પરીક્ષાની તૈયારીમાં હોય. એમની સત્તામાં હતી એવી ટેમ્પરરી કારકુનીમાં મને ફેરવતા રહ્યા. અને મેં કોલેજનાં ચાર વર્ષ કાઢી નાખ્યાં. એમ કરતાં હું બી. એ. થયો અને હવે અવ્વલ કારકુનની પરીક્ષામાં બેસવાનો છું.

ત્યાં બીજો એના કરતાં થોડો મોટો માણસ આવ્યો. એ કહે: મારા ઘરમાં કંકાસ ઘણો. એટલે મારું મગજ ફટકેલું રહે. એક દિવસ સાહેબે કંઈક કામ સોંપ્યું અને હું એમની સામે ઊંચા અવાજે એલફેલ બોલી ગયો. ત્યારે મારી નોકરી ટેમ્પરરી હતી. મને સહેલાઈથી કાઢી મૂકત. એ કંઈ ન બોલ્યા. હું થોડો રીસમાં અને થોડો બીકમાં ઓફિસમાંથી નીકળી ગયો. બીજે દિવસે ગેરહાજર રહ્યો એટલે સાહેબને ચિંતા થઈ. બીજે દિવસે સાંજે એ મારું ઘર શોધતા આવ્યા અને હું એમના પગમાં પડી ગયો.

વળી, એક જણ કહે: મને રેવન્યૂનું કામ ન આવડે. કોઈની મહેરબાનીથી દાખલ થયેલો. પણ કોઈની પારસે હું ટકું નહીં. પછી ધીમે ધીમે સાહેબે મને શીખવવા માંડ્યું. પહેલાં એ મને લખાવતા અને એ મારી નોંધ થઈ જતી. પછી હું ડ્રાફ્ટ કરું અને સાહેબ સુધારી આપે અને હું સહી કરું. હવે હું રેવન્યૂના કામમાં એક્કો છું. મગનભાઈ પટાવાળા કહે: સાહેબ ઘણી વાર અમારા ખભે હાથ મૂકીને કામ ચીંધે.

અમે નાનપણમાં અનેક વાર એમની સાથે ડિસ્ટ્રિક્ટમાં જતાં ત્યારે રસ્તા પર કોઇ ઘરડાને કે મહિલાને બાળકો સાથે જુએ તો ગાડી ઊભી રાખીને એમને લિફ્ટ આપે. ગાડીની સીટો ભરાઇ ગઇ હોય તો લોકો નીચે પણ બેઠાં હોય. પિતાશ્રી ભીડ ભોગવે. ગાડી ધૂળથી ભરાઇ જાય એટલે ડ્રાઇવર પણ મનોમન ચિડાય. એ લિફ્ટ આપવાનો અભિગમ જીવનભર રહેલો.

૧૯૪૮માં વઢવાણમાં વિનુભાઇ ગાંધી પિતાશ્રીની ઑફિસમાં મદદનીશ હતા. પછી આગળ વધતાં વધતાં કલેક્ટર તરીકે રિટાયર થયેલા. શાંતિભાઈસાહેબની વાતો કરતાં વિનુભાઇ થાકે નહીં. એમની બધી વાતોથી અમે અજાણ. વિનુભાઇ કહે: સૌરાષ્ટ્રનું એકમ થયા પછી શાંતિભાઈસાહેબે વઢવાણ મામલતદારનો ચાર્જ લીધો હતો. ત્યારે જૂના વઢવાણ રાજ્યની તિજોરી અને અસ્ક્યામતોનો પણ હિસાબ લેવાનો હતો. તિજોરીના ચોપડા તપાસતાં અને રોકડ રકમ જોતાં એમણે જોયું કે ચોપડે નહીં ચઢેલા ચાર લાખ રૂપિયા તિજોરીમાં રોકડા પડ્યા હતા. એમની માન્યતા મુજબ એ રકમ વઢવાણ ઠાકોરસાહેબની હતી; કારણ, એમની પોતાની અંગત રકમ જ ચોપડે ચઢ્યા વગરની હોય. બીજા રાજવીઓ પણ એમની અંગત મિલકત અનુકૂળતા મુજબ રાજ્યની તિજોરીમાં મૂકતા. રાજ્યની પાઇએ પાઇનો હિસાબ મળતો હતો. ૧૯૪૮ના ચાર લાખ આજના કરોડો રૂપિયા જેટલા થાય. આ વાતની કોઇને ખબર ન હતી. કોઈ જાણવાનું પણ ન હતું. પણ શાંતિભાઈસાહેબની વાત જ જુદી. એ સીધા ગયા ઠાકોરસાહેબ સુરેન્દ્રસિંહજી પાસે. એમને હકીકત જણાવી અને કહ્યું કે એ રકમ આપની થાય છે તેથી આપ સ્વીકારો. ઠાકોરસાહેબ પણ ખાનદાન હતા. એમણે કહ્યું કે શાંતિભાઈ, આપણે મળ્યા નથી પણ હું આપના વિશે જાણું છું. મેં તો આખું રાજ આપી દીધું છે, એમાં આ પૈસાની શું વિસાત? મારાથી ન લેવાય. શાંતિભાઈસાહેબે ઠાકોરસાહેબને સમજાવ્યા અને એ રકમનો એમણે સ્વીકાર કર્યો. ઠાકોરસાહેબે એમની પ્રામાણિકતાની કદર કરીને કંઇક

પ્રસાદી ઑફર કરી હોય તો એનો પ્રતિભાવ શું હોય તે આપણે જાણીએ છીએ. આ વિભાવના ૧૯૪૮માં પ્રગટ થઈ એવું ન હતું. ૧૯૨૭-૨૮માં ચોવીસ-પચીસની ઉંમરે માણસામાં ન્યાયાધીશ હતા ત્યારે કોઇ દીવાની અદાલતમાં એક ચુકાદો આપેલો. એ ચુકાદાથી એક વેપારીને ફાયદો થયેલો. એટલે ગામમાં પ્રતિષ્ઠિત મહાજન ગણાય એવા એ શેઠ સોનાનો હાર લઇને ઘેર આવેલા. એ દાગીનો કેવી રીતે લેવાય? વિનમ્રતાથી એમણે શેઠને પાછા વાળ્યા.
એક સીમાંત ખેડૂતનો કિસ્સો અમે મોડેથી જાણ્યો. એ ખેડૂતની જમીન કોઇ માથાભારે માણસે દબાવેલી. પિતાશ્રીએ એની જમીન પાછી અપાવી. ખેડૂત પાસે આપવાનું શું હોય? એક દિવસ એ ઘીનો ગાડવો લઇને આવ્યો. પિતાશ્રીએ પૂછ્યું: ભાઇ, શું લાવ્યા છો? પેલો કહે સાહેબ આ મારી ભેંસનું તાજું ઘી છે. મને થયું કે આપનાં દીકરા-દીકરીઓ એ ખાય તો અમે રાજી થઇએ. પિતાશ્રીએ જવાબ આપ્યો: ભલા માણસ, તારાં છોકરાંને

ચાંગળું ઘી ખાવા મળતું નથી, કારણ કે એ ઘી વેચીને તું તારું ઘર ચલાવે ને મારાં છોકરાં તારું ઘી ખાય? ભાઈ, તું પાછું લઈ જા. મને પાપમાં ન પાડીશ.

અમારા મોટા ભાઈ દાક્તર થઈને સાવરકુંડલામાં સારી પ્રેક્ટિસ કરતા હતા. ઇન્કમટેક્સ પણ સારો એવો આપે. કેટલાક હિતેચ્છુઓએ કહ્યું કે તમે ખેડૂત થઈ જાઓ તો સરકારને ટેક્સ ભરવામાંથી બચી જવાય. પ્રફુલ્લભાઈને બાગબાનીનો ઘણો શોખ. એટલે થયું કે એક પંથ અને દો કાજ થશે. એમણે પિતાશ્રીને ખેતીની જમીન ખરીદવાની વાત લખી. ત્યારે એ પગના વ્યાધિને કારણે ચાલી શકતા ન હતા. પરંતુ તે જ દિવસે બાને લઈને એમણે સાવરકુંડલાની ટ્રેન પકડી. ત્યાં જવાનું કથોલું. પણ હાલાકી વેઠીને ગયા. પ્રફુલ્લભાઈને કશું ન કહ્યું. બસ ગયા એટલું જ. ભાઈ સમજી ગયા અને જમીન ખરીદીને ખેડૂત થવાનું માંડી વાળેલું. ભાઈએ રોકાવા ઘણો આગ્રહ કર્યો પણ વળતી ટ્રેને પાછા નીકળી ગયા.

૧૯૭૩માં પિતાશ્રી દેવલોક પામ્યા. ત્યાર પછી આવા તો અનેક કિસ્સા અમારી જાણમાં આવ્યા. અમારાં માતુશ્રી બધું જાણે, પણ જે વસ્તુ સ્વાભાવિક હોય એમાં શી વશેકાઈ?

પિતાશ્રી ગુજરી ગયા ત્યારે જે અજાણ્યા માણસોના કાગળો આવેલા તે ઉપરથી અમને વિચાર આવેલો કે કેટકેટલાંની જિંદગી એમણે બનાવી હશે.

એમના બહોળા કુટુંબમાં સારું કમાનાર એ એક જ હતા. એમના મોટા ભાઈ પોપટલાલ સ્ટેશનમાસ્તરની નોકરીમાંથી રાજીનામું આપી ગાંધીજી સાથે જોડાયેલા. નાના ભાઈ કાંતિલાલે પૂનાની એન્જિનિયરિંગ કૉલેજ છોડી એ પણ સ્વાતંત્ર્યસંગ્રામમાં જોડાયા. બંને ૧૯૩૨માં યરવડા જેલમાં હતા, જ્યાંથી નાસિક ફેરવવામાં આવેલા. દાદા નિવૃત્ત થયા હશે ૧૯૨૦ આસપાસ. તેથી સંયુક્ત કુટુંબની સઘળી જવાબદારી પિતાશ્રીના માથે આવેલી. એમના પગારમાંથી પચીસ રૂપિયામાં પૂરું કરે અને દસપંદર બચાવે. બાકીના એમના કુટુંબવાત્સલ્ય ખાતે. એમાં દાદાને લખતરમાં પોતીકું મકાન કરાવવાની ઇચ્છા થઈ એટલે મકાન બંધાવ્યું પણ ખરું. એમાં જે કંઈ બચત હતી તે વપરાઈ ગઈ.

એમની હંમેશની કૌટુંબિક જવાબદારીએ એમના વિકલ્પો ઓછા કરી નાખેલા. ઇચ્છા હોવા છતાં એ નોકરી છોડી ગાંધીજી સાથે જોડાઈ શકે તેમ ન હતું. બજાણાના વાતાવરણમાં એ ક્યારેક ગૂંગળાઈ જતા હશે, પરંતુ ત્યાં જ ટકી રહ્યા. ૧૯૪૫માં એટેચમેન્ટની યોજના આવી ત્યારે એમણે વકીલાત શરૂ ન કરી. એટેચમેન્ટની યોજના પડતી મુકાઈ ત્યારે પાછા બજાણા જોડાયા. ૧૯૪૭ની પંદરમી ઓગસ્ટે બજાણાએ પાકિસ્તાનમાં જોડાવાનું નક્કી કર્યું ત્યારે એમણે રાજીનામું આપી દીધું. ત્યાર બાદ સૌરાષ્ટ્રનું એકમ થયું ત્યારે એમનું રાજીનામું રાજકીય કારણસર ન હતું એવું ઘટાવીને એમની નોકરી નવેસરથી ગણવામાં આવી. જો એ રાજકીય કારણસરનું રાજીનામું ગણાય તો એમની સિનિયોરિટી છેક ૧૯૩૪ ગણાય અને તે સિનિયોરિટી પ્રમાણે એ સેક્રેટરી અથવા ચીફ સેક્રેટરી થાય. જેમને એ હોદ્દા જોઈતા હતા એવા જ લોકોએ એમનો ન્યાય કર્યો. પિતાશ્રી એમના ભાણેજ, જે ઢેબર પ્રધાનમંડળના સભ્ય હતા, તેમની પાસે ન જતાં એ કડવો ઘૂંટડો ગળી ગયા. તેમ છતાં કોઈ બચત ન હતી અને અમારું ભણતર કોઈ રીતે ન બગડે તેટલા માટે નોકરી ન છોડી. એમનાથી ઘણા જુનિયર અધિકારીઓ અને જે બ્રીફલેસ બૅરિસ્ટરો સીધા ઊંચે હોદ્દે જઈ બેઠેલા હતા તેમની નીચે કામ કરવાનું આવ્યું. સિનિયોરિટી ખોવાનું પરિણામ એ આવ્યું કે એમનું પેન્શન દસ અગિયાર વર્ષની નોકરીને આધારે નક્કી થયું જે એમના ૧૯૩૪ના પગાર કરતાં પણ ઓછું હતું. છતાં પેન્શનની એ રકમ એમણે પર્યાપ્ત માની. આખી જિંદગી ફર્સ્ટ ક્લાસમાં અને મોટરગાડીમાં મુસાફરી કરનાર દિલ્લી જેટલે દૂર પણ થર્ડ ક્લાસમાં આવતા. એથી ઊંચા વર્ગની ટિકિટ લઈએ તો એ દુઃખી થાય અને ટિકિટ પાછી અપાવે ત્યારે જ એમને ચેન પડે.

કુટુંબની આર્થિક સલામતી માટે એમણે જે આપદાઓ વેઠી એનો તાગ મેળવવાનું મુશ્કેલ છે. તેમ છતાં ક્યારેય એમનામાં અસંતોષ કે ઓશિયાળાપણાનો ભાવ ન આવ્યો અને જીવનભર કોઈની સામે લાંબો હાથ ન કર્યો.

ઉપર જણાવ્યું તેમ ૧૯૪૮માં તેમણે તેમના હક્ક કરતાં નીચેનું સ્થાન સ્વીકાર્યું. બીજું, લગભગ એ જ વર્ષમાં એમને પગની તકલીફ શરૂ થઈ, જે એમના જીવનના અંત સુધી-૨૪ વર્ષ-રહી. પગના સ્નાયુઓ નબળા પડવાની શરૂઆત થઈ ૧૯૪૮-૪૯માં. ક્યારેક ચાલતાં ચાલતાં ઢીંચણ વળી જાય. સ્નાયુઓ વધુ નબળા થતા ગયા તેમ તેમ પગ થોડા ઘસડાતા થયેલા. દસ વર્ષ તો એમ ને એમ કાઢ્યાં. એ દર્દ Sub-accute Combined Degeneration હોવાનું નિદાન થયું. એટલે કે ધીરે ધીરે થતી પક્ષાઘાતની અસર. ૧૯૬૮માં વડોદરા મેડિકલ કૉલેજમાં આવેલા એક અંગ્રેજ દાક્તરે કહ્યું કે કરોડરજ્જુનું નાજુક ઑપરેશન કરીએ તો કદાચ ફાયદો થાય. ૧૯૬૯માં અમારામાં સૌથી નાના ડૉ. દિલીપભાઈ સાથે એમને એડિનબરા સારવાર માટે મોકલ્યા. ઑપરેશન પછી થોડો ફાયદો જણાયો. પણ થોડા વખતમાં જ વ્હિલચેરનો ઉપયોગ શરૂ કરવો પડ્યો.
આ બે બનાવો વચ્ચે કોઈ કાર્યકારણનો સંબંધ હતો કે નહીં તે કહેવું મુશ્કેલ છે. પરંતુ એની એમના ઉપર એ અસર થઈ કે તેમણે બહારના સંબંધો નહીંવત્ કર્યા. પાછલાં વર્ષોમાં વાંચવામાંથી પણ રસ ઊડી ગયો. એમનો બહોળો પત્રવ્યવહાર બંધ થયો. એમને વિદ્વાનોનો સંગ ગમતો. જે કોઈ એમની સાથે ચર્ચા કરી શકે એવા માણસોને મળવાનું ગમતું. જેમની પારોથી કાંઈ જાણવાનું મળે તેમને મળવાનું ગમે. એમાં પાટડીના જાદવજી નરભેરામ શાસ્ત્રી હોય કે દુલા ભાયા કાગ (બંનેનાં પુસ્તકો અમારે ઘેર હતાં) હોય કે નવા આવેલા પ્રોબેશન અધિકારીઓ હોય—એવાઓને મળે એ દિવસે એ પ્રસન્ન થઈ જાય. એમનો બધો સમય અમારાં બા અને બહેનની સાથે ગાળે. બાકીનું બધું સંકેલતા ગયા. માત્ર એમની વિનોદવૃત્તિ અકબંધ રહી.

બજાણાનાં વર્ષોમાં એમને જે ખોટ સાલતી હશે તે બૌદ્ધિક સહચારની. સમકાલીન રાજકીય અને અન્ય પ્રવાહોથી એ માહિતગાર રહેતા. એમનું વાચન પણ નિયમિત. પરંતુ એ ગાંધી-વાઇસરૉય પત્રવ્યવહાર, બીજા વિશ્વયુદ્ધના ઉતાર-ચઢાવ, પુસ્તકો અને સામયિકો-આ બધાંની ચર્ચા કોની સાથે કરે? આ પરિસ્થિતિ એમને એક રીતે અટૂલા કરી દેતી હશે. કામકાજમાં બધાંને સાથે રાખે પરંતુ સાંજે ફરવા જાય ત્યારે એકલા જતા હતા. આજે પણ એમને રોજ સાંજે પાટડીની સડકે એકલા જતા અને ત્યાં નાળા ઉપર થોડું બેસીને પાછા ફરતાનું ચિત્ર અમારી આંખ સામે છે. એ અટૂલાપણું અમુક અંશે એમને વળગેલું રહ્યું. પાછલાં વર્ષોમાં અમે ઘેર જતા ત્યારે એ અમારી રાહ જોઈને બહાર બેઠા હોય અને જ્યારે અમે જઈએ ત્યારે અમારા ગયા પછી પણ ક્યાંય સુધી એ દિશામાં જોતા બેસી રહેતા.

એમના અનુભવ ઉપરથી એમણે જીવનમાં બે સંકલ્પ કરેલાં. એક, પોતાનો બોજો બાળકો ઉપર ન નાખતાં પોતાની જે આવક હોય તેમાં જ ચલાવવું. બીજો, પોતે સ્વતંત્ર રીતે રહેવું. સંતાનો સાથે નહીં.

૧૯૨૯ના ૩૦મી સપ્ટેમ્બરે, ૨૫ વર્ષની ઉંમરે સાયલાના આશ્રમમાં બેસીને

તેમણે નીચે મુજબ લખેલું:

“જે સ્થિતિમાં પ્રભુએ મૂક્યા હોય તે જ સ્થિતિમાં બહુ જ શાંતિથી રહી અને નીતિનું બરાબર પાલન કરી, પ્રસંગે અન્ય ઉપર ઉપકાર કરતા રહી નિર્દોષ જીવન ગાળી, પવિત્ર રહી, પ્રામાણિક રહી, ભક્તિમાં જ આગળ વધવા પ્રયત્નશીલ રહે તો પ્રભુ દરેક કામમાં સહાય આપે જ છે અને પરિણામે અપૂર્વ સુખ અને સંપત્તિ જીવનના અનુભવથી પ્રાપ્ત કરી શકાય છે."

એ જ સમજથી તેઓ સમગ્ર જીવન જીવ્યા.

પિતાશ્રી ધર્મનું પાલન કરવામાં અને નીતિમય જીવન જીવવામાં માને. રોજ સવારે ઉપનિષદના શ્લોકો બોલે અને ગીતાપાઠ કરે. જે અમને કંઠસ્થ થઈ ગયા
હતા. પિતાશ્રીને અંદરનું ખેંચાણ શિવમંદિર માટે ખરું, અંબાજીમાતામાં બાને ઊંડી શ્રદ્ધા. એમની સાથે એ પણ શ્રદ્ધાપૂર્વક જાય. કોઈ સાધુપુરુષ મળી જાય તો પૂરો આદર બતાવે. પરંતુ મંદિર જવાનું એમના નિત્યક્રમમાં નહીં. શ્રદ્ધા અને બુદ્ધિનો એ વિવેકપૂર્વક સમન્વય કરી શકતા.

એમના અંત કાળે પણ એમની આ જ મનોદશા હતી. સ્વસ્થ ચિત્તે એમણે કહ્યું કે મારે લાઇફ સપૉર્ટ સિસ્ટમ નથી જોઈતી. હું અત્યારે દરેક રીતે સુખી છું તેથી મારા જવા માટે આ સમય યોગ્ય છે. પછી આંખ મીંચેલી.

અમારું ઘડતર: બા

અમારાં બાનું નામ શાંતા. પોતાની માતા વિશે લખવાનું મુશ્કેલ હોય છે. લાગણીના સંબંધને અભિવ્યક્તિ આપવાનું કામ સહેલું નથી. પરંતુ અમારું ઘડતર એમણે કઈ રીતે કર્યું એ તો કહેવું જ રહ્યું. શાંતા રળોલના વ્રજલાલ દોશીની એકની

એક દીકરી. રળોલ ભાલનું એક ગામડું હતું વ્રજલાલ શેઠ કાલાં-કપાસનો વેપાર કરતા, ખેતીની જમીન હતી, જેમાં સાંથી રાખીને ખેતી કરાવતા. ઘેર ઢોર ઢાંખર પણ ખરાં. ખેતી ઉપર નજર રાખવા અને કાલાં-કપાસના વેપાર માટે લીંબડી જવા એક ઘોડી પણ રાખેલી. એ ગ્રામવિસ્તારમાં વ્રજલાલ શેઠનું ઘર વભાવાળું કહેવાતું. એમને એક દીકરો લક્ષ્મીચંદ. અમારાં નાની એમની દીકરી શાંતાને ચીચી કહેતા, ચીચી ઉપર નાના-નાનીને અનહદ પ્રેમ. ચીચીને ગામની નિશાળે ભણવા મોકલતા. જ્યાં તેણે ચાર ચોપડી પાસ કરેલી. ચીચીને છોકરાઓની રમત રમવાની પણ છૂટ. વ્રજલાલ શેઠની સ્થિતિ સારી હશે; કારણ, દીકરીના લગ્ન વખતે એમણે જાનને અગિયાર ટંક રોકેલી. એ જમાનામાં પાંચ, બહુ બહુ તો સાત ટંક, ઘણા કહેવાય. તેથી જાનૈયાઓ ટાણે-પ્રસંગે ભેગા મળે ત્યારે એ મહેમાનગીરીને યાદ કર્યા કરે.

વ્રજલાલ શેઠના પિતરાઈ બહેન ભૂરીને-અમારાં ભુભાબા—ને લખતર ગિરધરલાલ કામદારને ઘેર દીધેલાં. એ ઓળખાણે શાંતાનું સગપણ ગિરધરલાલ કામદારના ત્રીજા પુત્ર શાંતિલાલ સાથે નક્કી થયું. શાંતા ચૌદ વર્ષની અને શાંતિલાલ બાવીસના. સગપણ પછી તે જ વર્ષમાં-૧૯૨૬માં-લગ્ન લેવાયાં. વ્રજલાલ શેઠે જાન તો સાચવી પણ લાડકોડથી ઊછરેલી દીકરીને વળાવતી વખતે શિખામણ પણ આપેલી: “ચીચી, તું મોટા કુટુંબમાં જાય છે. કામ પૂરાં કર્યા પછી જ તારી હથેળી જોજે.”
ક્યાં નાનકડા રળોલમાં ચાર જણનું કુટુંબ, લાડકોડમાં ઉછેર, કોઈ વસ્તુની કમી નહીં-પાણી માંગે ત્યાં દૂધ મળે—જગ્યાની મોકળાશ: અને ક્યાં મોટું નિશાળોવાળું, ગઢ બાંધેલું. લખતર રજવાડું: ઘરમાં સાસુસસરા, જેઠ જેઠાણીઓ, દિયરો, નણંદો અને એમનાં બાળકો. વળી, આવતાંજતાં મહેમાનો હોય તેથી રોજ કામના ઢગલા. વભાનું ઘર, જાજરમાન સાસુ અને એમને સધિયારો આપનારા એમનાં ફોઈ, જેઠ જેઠાણી પણ ખરાં. આટલા મોટા વભાવાળા ઘરમાં ચૌદ વર્ષની ઉંમરે ગોઠવાવું અને સૌને પ્રીતિપાત્ર થઈ રહેવાનું એ સહેલું તો નહીં જ હોય, પરંતુ લગ્ન પછી પતિએ બાર કાઉન્સિલની પરીક્ષા પાસ કરેલી અને ક્યાં વકીલાત કરવી એની વિમાસણમાં હતા. છેવટે મોટાં બહેન ઇચ્છાબહેનને ઘેર રહીને વઢવાણ કૅમ્પમાં વકીલાત કરવાનું નક્કી કર્યું. એમના ગયા પછી છ માસ એ ચૌદ વર્ષની કન્યાએ સાસરીમાં કઈ રીતે પોતાનું સ્થાન નિશ્ચિત કર્યું હશે તેનો તાગ અત્યારે આપણને ન મળે. એમના પિતાએ વળાવતી વખતે આપેલી શિખામણ કામમાં આવી હશે.

પરંતુ આ સ્થિતિ લાંબી ન ચાલી. બાપુજીને બજાણા રાજના ન્યાયાધીશ (ફર્સ્ટ ક્લાસ મૅજિસ્ટ્રેટ-સિવિલ અને ક્રિમિનલ)ની ઓફર મળી એટલે ૧૯૨૭ના એપ્રિલમાં બંને બજાણા ગયાં.

મોટા કુટુંબમાં બીજાં નાનાંમોટાં હોય. ન્યાયાધીશનાં ૧૪-૧૫ વર્ષનાં પત્ની અમલદારી રીતે જીવતાં કેમ શીખ્યાં હશે? એમને સ્વતંત્ર રીતે ઘર ચલાવવાનું કઈ રીતે ફાવ્યું હશે? પરંતુ બજાણામાં અનુકૂળતા હતી. મોટું ઘર હતું. નોકરચાકરો હતા. આજુબાજુમાં રહેતા ભટ્ટકાકી, પરસનકાકી, રળિયાતકાકી અને ડૉ. નરોત્તમના પત્ની ભાનુકાકીએ એમની આંગળી પકડીને એમને બજાણાના સમાજમાં સમાવી લીધા. વર્ષ આખાનાં સેવ, વડી, પાપડ, અથાણાં—બધાં ભેગાં મળીને કરે. એકબીજાને મદદ મળ્યા કરે, વળી યુવાન ન્યાયાધીશ ઘણા સમજદાર અને લાગણીશીલ હતા. તેમણે બાને ઘર ચલાવવામાં મદદ તો કરી જ, પરંતુ એમણે પોતે બાને વધુ ભણાવ્યાં. ૧૯૨૯માં વિનોદિનીબહેનનો, ૧૯૩૨માં પ્રફુલ્લભાઈનો અને ૧૯૩૪માં અમારો જન્મ. એમ ઘરસંસાર ભર્યો ભર્યો થતો ગયો. ૧૯૩૭માં તરુબહેન અને

૧૯૩૯માં દિલીપભાઈએ ઘરને વધુ ભરી દીધું. બા થોડાં શામળાં, નમણાં, સુંદર મોટી આંખોવાળાં, સામાન્ય કરતાં વધુ ઊંચાઈવાળાં હતાં. અમારામાં એમની આંખો ઊતરી આવી છે.

બા અને બાપુજીને અમે ક્યારેય બે વ્યક્તિ તરીકે ન જોયાં. એમનાં મન અને બુધ્ધિ સાથે કામ કરે. બાપુજી જે આર્થિક સલામતી શોધતા એનો અર્થ બાને મન એટલો જ કે જે મળે તેમાં સંતોષથી ઘર ચલાવવું. બાની બીજી ખાસિયત હતી કે ક્યારેય કોઈ વસ્તુથી વંચિત રહ્યા હોય એવો ભાવ એમને ન થાય. ત્રીજું, બાપુજી સાથે એમણે પણ મોટા કુટુંબની જવાબદારી ઉઠાવવામાં સાથ આપ્યો.
બાબાપુજી બંનેને દલિતો-વંચિતો પ્રત્યે સવિશેષ લગાવ અને એમની મુશ્કેલીનો વિચાર પહેલો કરે. તેમનામાં આ અનુકંપા ક્યાંથી આવી હશે? બાએ નાનપણમાં ખેતમજૂરોને જોયા હશે અને તેમના પ્રતિ વ્રજલાલ શેઠની અને અમારા નાનીની ઉદારતા જોઈ હશે. બાપુજીએ સ્ટેશન ઉપર સાંધાવાળા વગેરેનું જીવન નજદીકથી જોયું હશે અને મ્યુનિસિપાલિટીના ફાનસના અજવાળે તેઓ ખુદ ભણ્યા હતા તે પણ હંમેશાં યાદ રહ્યું હશે. આ અનુકંપા અને કરુણાના તાંતણે બંનેનું જીવનભર ઐક્ય રહ્યું. એમના અનુભવે એમને લોકોના સમૂહ વચ્ચે કેમ રહેવું અને સૌને કેમ સાથે રાખવા એ પણ શીખવ્યું હશે. બંનેમાં સ્વાભાવિક પ્રામાણિકતા પણ આવી જ રીતે વારસામાં મળેલી. બાપુજીની વાત અગાઉ લખી છે. બાની વાત જ જુદી હતી.

બા માંડ માંડ એમના દીકરાઓને ઘેર જઈને રહે. સંતાનો સાથે આવીને રહેવું જરૂર ગમે, પરંતુ બાપુજી સાથે હોય તો. બાપુજીના અવસાન પછી જ્યારે આવે ત્યારે ઘરમાં દાખલ થતાં કહે ભાઈ, ઝમકુની દીકરીને સુવાવડ આવવાની છે એટલે એને ઘરે ખાવાનું પહોંચાડવાનું છે. હમણાં છાશની આપણી પરબ સંભાળનાર કોઈ નથી અને છાશની આશાએ આવેલા લોકો પાછા જાય એ કેવું લાગે? ઉજી માંદી છે અને એનું કોઈ કરનાર નથી એટલે જવું પડે એમ છે. આવા કારણસર એ અમારે ત્યાં ન રોકાઈ શકે. એમનાં કારણોમાં ક્યારેય કોઈ સગાંવહાલાં અથવા નિકટનાં સ્વજનો એમનાં વહેલા જવા માટે કારણભૂત ન હોય. એમની અનુકંપાની વાતો કરવા બેસીએ તો પૂરી ન થાય. કુટુંબમાં જે નબળાં હોય એમના પ્રતિ બંનેનું વિશેષ ધ્યાન હોય. કોઈને ખબર ન પડે એ રીતે મદદ કરે.

કરુણામાં પણ બાની પ્રાયોરિટી ચોક્કસ. એમની ટાંચી બચતમાંથી પણ આખરી વખતે મધર ટેરેસાને એ સૌથી વધુ રકમ આપે છે તે આપણે આગળ જોઈશું.

બાનાં લગ્ન પછી અમારા નાના થોડાં વર્ષે ગુજરી ગયા. ત્યારે એમને કાલાં-કપાસના ધંધામાં ખોટ આવેલી. એમની ઉંમર બહુ મોટી ન હતી અને એ પોતાનો વેપાર ફરી ધીકતો કરી શક્યા હોત. વળી. વાડી વજીફા તો હતા જ. પરંતુ ટૂંકી માંદગીએ એ ચાલી નીકળ્યા. એમના એકના એક દીકરા—અમારા મામા-લક્ષ્મીચંદને ક્યારેય બે છેડા ભેગા ન થાય. બાપુજી પાસે પૈસા મંગાવે પણ બા ના પાડે. એમની માન્યતા એવી કે મામાએ વાડીવાજીફા વેચ્યા ન હોત અને મહેનત કરી હોત તો લાંબો હાથ કરવાનો વખત ન આવત. એમને પૈસા મોકલવા એ એમના પુરુષાર્થને રૂંધવા બરાબર છે. અમને ક્યારેય મામાને ઘેર જઈને વૅકેશન ગાળવાનું ન મળ્યું. છતાં બાને પિયરનું ખેંચાણ રહે. મામાના દીકરાઓને ત્યાં જાય ત્યારે એ રાજી થાય અને પોતાનું ઘર હોય તેમ રહે. એક વાર અમે નાની-જેમને અમે મા કહેતા—પાસે લીંબડી ગયેલા. મામા કંઈ દૂર નોકરીએ ગયેલા, એટલે મા એકલાં લીંબડી રહેતાં. એમને મન તો એમની ચીચીનો ભાણિયો આવેલો. એમનાં ટાંચાં સાધનોમાં પણ અમને ખૂબ લાડ લડાવેલાં. અગાઉ છાશની વાત લખી છે ત્યારે બાના પશુપ્રેમની પણ વાત કરવી

જોઈએ. ઘેર પ્રાણીઓ રાખવા માટે બાપુજીને બહુ ઉત્સાહ નહીં. મનમાં કદાચ એમ પણ હોય કે રાજ્યના કારભારીના ઘેર એમનાં પત્ની ગાય, ભેંસ સાચવે એ કેવું લાગે? પરંતુ બાના આગ્રહથી પહેલાં એક ગાય લીધી અને પછી એક નવચાંદરી ભેંસ લીધી. નવચાંદરી સો રૂપિયા આપીને ૧૯૪૦માં ખરીદેલી. આ બે પશુ માટે એક ગમાણ બનાવરાવી. બાને બંને પ્રાણીઓમાં એવો રસ કે કામ કરનારા માણસો હોવા છતાં એ પોતે એમની સારી એવી દેખભાળ લે. ઘાસ મેળવવાનું હોય, અથવા બંને માટે દાણ મંગાવવાનું હોય અથવા એમાંનું એકાદ માંદું હોય-આ બધાં કામ સોંપાય બાપુજીને. એટલે બાપુજી પણ આ ઉપક્રમમાં જોડાયેલા. બજાણાથી લખતર અને પછી

વઢવાણમાં પણ બાની કોટે ગાય વળગેલી. પછી બાપુજીની બદલી ભાવનગર થઈ. ત્યાં ગાય રાખવાનું શક્ય ન હતું. તેથી ગાયને એક મંદિરમાં, જ્યાં ગાયો સારી સચવાતી, ત્યાં મૂકી આવેલાં. તે દિવસે બાએ કરેલું કલ્પાંત આજે પણ અમારી નજર સામે છે. વારે વારે બાપુજીને કહે જરા તપાસ કરોને કે ગાય સારી છે ને?

બાનો એક જબરો ગુણ હતો. એ ક્યારેય કોઈ વ્યક્તિ કે પરિસ્થિતિથી ન ગભરાય. બજાણામાં એક વાર અમારે ઘેર ચોર આવ્યા. ઘરમાં નીચેના ભાગે તાળું મારીને રાત્રે ડેલા ઉપરના મેડાએ સૂવા જવાનું. બાપુજી સેશન્સ કોર્ટમાં જજ તરીકે રાજકોટ ગયેલા. મેઘલી રાત હતી અને ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. ગાય અને ભેંસ ભાંભરવા લાગ્યાં અને ખીલેથી છૂટવાનો પ્રયત્ન કરતાં હોય એવું બાને લાગ્યું. એ તરત સમજ્યા કે ચોર આવ્યા છે. તે વખતે બજાણામાં બેંકનું લૉકર ન હતું. એટલે ઘરમાં થોડા જ દાગીના રાખવાનો નિયમ. રાત્રે સૂતી વખતે દાગીનાની પોટલી લઈને ઉપર જવાનું. વિનુબહેન લખતર હતાં. પ્રફુલ્લભાઈ આઠ વર્ષના હશે, તરુબહેન ત્રણ વર્ષનાં અને દિલીપભાઈ એક વર્ષના. મોટા ભાગનાં નાનાં ગામોમાં ત્યારે સલામતી ન હતી. આજે પણ સાવ સલામતી છે એમ કહેવાય એવું નથી. ગામડાને ન હોય કોઈ ગઢ કે ન હોય કોઈ પોલીસચોકી કે ન હોય બેંકના લૉકર. તેથી લોકો પોતપોતાની રીતે રોકડ અને દાગીના સંતાડે. બા ગામડામાં ઊછરેલાં એટલે આ બધું જાણે. ચોર ઉપર આવે એ પહેલાં દાગીનાની પોટલી છોડી જે કંઇ હતું તેને થોડું થોડું કરીને જુદી જુદી જગ્યાએ સંતાડ્યું. બારીઓ બંધ કરી. બારણાંના આડે કંઈક મૂક્યું. પછી અમને ચારેયને બાથમાં લઈને નીચેના અવાજો તરફ કાન માંડ્યા. એમના વહાલાં ગાય, ભેંસ બરાબર તોફાને ચડેલાં. નજીકમાં પોલીસચોકી હતી. બાજુમાં કાદરીકાકાનું
ઘર હતું. એટલે ચોરે ભાગી જવાનું નક્કી કર્યું. નજર સામે પ્રફુલ્લભાઈની પીગી બેંકમાં અઢીસો રૂપિયા લગભગ ખુલ્લા પડયા હતા તે તેમની નજરે ન ચડયા. બે ચાર નજીવી વસ્તુઓ લઈને ભાગ્યા.

બીજો એક પ્રસંગ અમને યાદ આવે છે. એક વાર એ એક વર્ષથી આઠ વર્ષનાં એમનાં ચાર બાળકોને લઈને ટ્રેનની મુસાફરી કરતાં હતાં. બાની ઉંમર ત્યારે અઠ્યાવીસની. વીરમગામ ગાડી બદલતાં બીજી જ ગાડીમાં બેસી ગયાં. બીજા સ્ટેશને ટીટી આવ્યો ત્યારે ખબર પડી. એટલે એ સ્ટેશને ઊતરી ગયાં. સ્ટેશનના સ્ટાફને ઓળખાણ આપીને બીજી ગાડી આવે ત્યાં સુધી અમે સૌ બેસી રહ્યાં. બા પૂરાં સ્વસ્થ. કોઈ પણ કસોટી વખતે બા ઢીલાં ન પડે.

પ્રફુલ્લભાઈને જ્યારે ડિથેરિયા થયેલો, ત્યારે તેઓ વઢવાણ કેમ્પની મિશન હોસ્પિટલમાં ડૉકટર સ્ટીવન્સનની ટ્રીટમેન્ટ લેતા હતા. એક રાતે ભાઈને આંચકી આવવા જેવું થયેલું અને આંખો ચઢી ગઈ. ત્યારે બાએ ડ્યૂટી પરના જુનિયર ડૉકટરને કહ્યું કે ડૉકટર સ્ટીવન્સનને બોલાવો. પેલા લોકોની એટલી હિંમત નહીં કે મોટા ડૉકટરને અડધી રાત્રે જગાડીને બોલાવી શકે. એણે કહ્યું દવા આપેલી છે અને બધું બરાબર થઈ જશે. ત્યારે બાએ કહ્યું કોઈને મારી સાથે ડૉકટર સ્ટીવન્સનને ઘેર મોકલો. પરાણે એક વૉર્ડબૉયને લઈને એ મધરાતે ગયાં અંગ્રેજ ડૉકટરને ઘેર. ત્યારે બાની ઉંમર ત્રેવીસની. ડૉકટરને જગાડીને અંગ્રેજી ન આવડવા છતાં સમજાવ્યું કે એના દીકરાની હાલત બરાબર નથી, તમે આવો. સ્ટીવન્સનને લઈ આવ્યા પછી જ એમને શાંતિ વળી.

કોઈ બીમારી હોય તો બા જેવી શુશ્રૂષા ઓછા લોકો કરી શકે. અમને આજે

પણ યાદ છે કે અમને ભાઈઓને ડિસ્થેરિયા થયેલો ત્યારે રાતો ને રાતો જાગે.

નાની માંદગીમાં પણ શુશ્રૂષાની જવાબદારી એ જ ઉપાડે. બાપુજીને જ્યારે ક્ષય થયેલો ત્યારે એમણે કરેલી ચાકરી અને બાપુજીના પગ કાળક્રમે ચાલતા બંધ થયા ત્યારે બા એમના પગ બનીને ચાકરી કરતાં રહ્યાં. વર્ષોની એમની સતત ચાકરીને પરિણામે એ વાંસેથી ક્યારે વળી ગયા એની અમને ખબર ન પડી. એમની પણ ઉંમર થઈ હતી, પરંતુ એમણે જીવ્યા ત્યાં સુધી ક્યારેય કોઈની સેવા

લીધી નહીં કે ઊંહકારો કર્યો નહીં. અને એમની શુશ્રૂષાવૃત્તિ એમના પરિવાર પૂરતી મર્યાદિત ન હતી. અમારી ગમે તેવી બીમારીમાં એ ધૈર્ય ન ખુએ. માત્ર બાપુજીને ઑપરેશન માટે વિલાયત લઈ ગયેલા ત્યારે એ પહેલી જ વાર

ભાંગી પડેલાં. બાને સાથે વિલાયત મોકલવાનું અમારે માટે શક્ય ન હતું. છતાં સૌને થયું કે બાને મોકલ્યાં હોત તો સારું થાત.

બાએ અમને સૌને શુશ્રૂષા કરીને બીમારીઓમાંથી બચાવેલા. પરંતુ અમે એમની વારંવાર થતી આંખોની તકલીફમાં કશું કરી શકતા ન હતા. અમને સ્પષ્ટ સ્મરણ છે કે બાને વારંવાર આંખમાં ખીલ થાય. ખીલ આંખમાં કણાની જેમ ખૂંચે અને સતત વેદના થાય. બા કોઇને કશું કહ્યા વગર સહન કરે. રાહત માટે દાક્તર આરજીરોલનાં ટીપાં આપે. ક્યારેક ખીલને કૉસ્ટીકથી બાળે. એ વખતે મુઠ્ઠી વાળીને બેઠેલાં બા સિસકારો પણ ન કરે. જોનારાથી કેમેય જોયું ન જાય. પાણીથી આંખ ધુએ તો બળે. ઘણી વાર આંખમાં ચિમેડનું ભરણ ભરે. આ ચિમેડ હવે જોવા મળતી નથી. પરંતુ આજથી સિત્તેર—એંસી વર્ષ પહેલાં એ આંખની સારવારમાં વપરાતી. કાળા, લીસાં ફોતરાંની અંદર પીળાં બી હોય. ચિમેડને ફોલીને એ બીજનો પીળો ભાગ વાટીને આંખમાં ભરવાનો. પછી આંખ બંધ રાખવાની. પણ એમ આંખ બંધ રાખીને સૂઇને રહેવાની સાહેબી કઇ માને પોસાય? અડધાએક કલાકમાં આંખો ધોઇને પાછાં કામે લાગી જાય. બાલ્યાવસ્થાનું અમારી બાનું આ એક જ સ્મરણ અમને હજુ પણ ડંખે છે અને દુખે છે. બા એંસી વર્ષે ગઇ ત્યાં સુધી આંખની બીમારીએ એમનો છાલ ન છોડ્યો. હા, બાએ ક્યારેય ઊંહકારો ન કર્યો કે એની ફરિયાદ ન કરી. એમના ગયા પછી અમે બધાં ભાઇબહેનો બાની યાદગીરી માટે શું કરીશું એવો વિચાર કરીએ ત્યારે કોઇ મોટા આંખના દવાખાનામાં કાંઇક મદદ કરવી એ એક વિચાર સૌને આવે. છેવટે એ કરી શક્યા, થયું ત્યારે જ સૌ ભાઇબહેનોએ નિરાંત લીધી. બાએ જીવનભર અમને આપ્યા કર્યું. અમે એમને કશું ન આપી શક્યા એનો રંજ રહ્યા કરે છે.

ભાવનગર અને અમદાવાદ

મૅટ્રિકની વૈતરણી પસાર કર્યા પછી અમે ભાવનગરની શામળદાસ કૉલેજમાં બી. એ. થવા દાખલ થયા. કૉલેજનું વાતાવરણ અમને પસંદ હતું પરંતુ ક્લાસમાં તો વો હી પુરાની રફતાર. રવિશંકર જોશી, અનિલ શાહ અને પછીથી ડૉ. વાડિયા જેવા સારા અધ્યાપકો પણ અમારું મન ક્લાસરૂમમાં ન રાખી શક્યા. ક્લાસમાં રસ પડે એવું ચાલતું હોય ત્યારે અમારું મન તરંગે ચડે. રવિશંકર જોશી, આઇ. વી. ત્રિવેદી, એન. જે. ત્રિવેદી, એન. એન. ભરૂચા, તખ્તસિંહ પરમાર, કે. રમણ ઉન્ની જેવા અધ્યાપકો અમને હોશિયાર સમજે. અનિલભાઇ અને પરમારસાહેબ સાથે તો અંગત સંબંધ પણ વધેલો. એમાંના ઘણા સાથે અમારો સંબંધ જીવનભર રહ્યો. છતાં અમારું વાંચવાનું પરીક્ષા આવે ત્યારે જ શરૂ થાય. થોડું આમતેમ વાંચીને પાસ થઇ જઇએ. ક્યારેય ઊંચા માર્ક લાવવાની ખેવના ન રહી. તેમ છતાં અમને પહેલા વર્ષમાં કેમ સ્કોલરશિપ મળી અને બી. એ. ઓનર્સ બીજા વર્ગમાં ઇકોનોમિક્સ સાથે કેવી રીતે થયા એનું આશ્ચર્ય આજે પણ છે.

હા, અમે બીજાં ઘણાં ક્ષેત્રે પ્રવૃત્ત રહેતા. નાટક, ક્રિકેટ, હૉકી, સાહિત્ય વગેરેમાં અમે પૂરો ભાગ લેતા. દર અઠવાડિયે અમે એકબે અંગ્રેજી ફિલ્મો જોતા. ખાસ કરીને સિનેક્લબમાં ક્લાસિક અને સિનેમા હૉલમાં જે ફિલ્મ ચાલતી હોય તે. અમારો સૌથી વધુ સમય જતો બાર્ટન લાઇબ્રેરીમાં. રોજ બપોરે ત્રણ પછી ત્યાં હોઇએ. ગુજરાતી સામયિકો અને પુસ્તકો સતત વાંચતા રહીએ. ગુજરાતી સાહિત્યનો અમારો રસ વધતો રહેલો. થિયોસૉફિકલ લૉજમાં અવારનવાર ભાષણો ગોઠવાતાં એ સાંભળવા અમે અચૂક જઇએ. દર વર્ષે જાણીતા થિયોસૉફિસ્ટ જીનરાજદાસ આવતા ત્યારે એની સારી એવી જાહેરાત થતી. પણ અમને એ કોઇ દિવસ સમજાયેલા નહીં. અમારા મિત્રોમાં કોઇ સ્કૉલર ન હતા. અમારો ઘરોબો અનેક સાથે હતો પણ ભાવનગર છોડયા પછી એ સંબંધો ન ટક્યા. માત્ર કિશોર પારેખ, મહેશ પાઠક અને મધુસૂદન પારેખ સાથેની મૈત્રી જીવનભર રહી. ગાંધીસાહિત્ય અમને ગળથૂથીમાં મળેલું. ભાવનગરમાં સામ્યવાદ ઉપર વાંચવાનું શરૂ કર્યું. રાજેન્દ્ર ત્રિવેદી સામ્યવાદના ક્લાસ સાંજે લે તેમાં જનારા થોડા લોકોમાં અમે પણ ખરા. સામ્યવાદનું એક નાનું પણ શક્તિશાળી જૂથ ભાવનગરમાં શા માટે રચાયું અને બીજે કેમ નહીં એ એક સંશોધનનો વિષય છે. આખા દેશમાં આંગળીને વેઢે ગણાય એટલા સભ્યો ટ્રોટસ્કીની વિચારધારાના પુરસ્કર્તા હતા એમાંના ત્રણ ભાવનગરમાં હતા.

ભાવનગરનો ભદ્ર સમાજ અમને ગમતો. ત્યાંની ત્યારની શુદ્ધ ભાષા અને ઉચ્ચાર અમને આકર્ષી ગયાં. બીજું, ભાવનગરની એક તાસીર હતી કે જે મળે તેમાં સૌ સંતોષથી રહે. ક્યાંય મહત્ત્વાકાંક્ષા જોવા ન મળે. જેમને મહત્ત્વાકાંક્ષા હોય તે ભાવનગર બહાર જઈને એની પૂર્તિ કરે. ત્રીજું, ભાવનગરમાં ભણેલ વર્ગમાં ટાંટિયા ખેંચવાની વૃત્તિ પ્રમાણમાં ઓછી. સામાન્ય સંગીતકાર, કવિ કે લેખકને પણ સૌ વધાવે; અલબત્ત, ક્યારેય સટીક સમર્થન નહીં. તેથી ભાવનગર સંસ્કારપ્રેમી હોવા છતાં ત્યાં ઉત્કૃષ્ટતાની સિદ્ધિ ઓછી જોવા મળે. થોડામાં રાજી રહેતાં ભાવનગરને આવડે અને કોણ જાણે કાયમ પરવડે.

ભાવનગરના નગરજીવન ઉપર ત્રણ અસરો ત્યારે જોવા મળતી. એક, ભાવનગરના રાજવી કુટુંબની સૌમ્યતા સમાજમાં તરી આવેલી. બીજું, ગગા ઓઝા અને પ્રભાશંકર પટ્ટણીના વહીવટે ભાવનગરને એક પ્રગતિશીલ રાજ્ય બનાવેલું. ત્રીજું, શૈક્ષણિક સંસ્થાઓ–દક્ષિણામૂર્તિ, ઘરશાળા, શામળદાસ કૉલેજ–તેમજ બાળશિક્ષણમાં પરિવર્તન કરનાર ગિજુભાઈ બધેકા, શિક્ષણમાં ગુરુઓના ગુરુ નાનાભાઈ ભટ્ટ અને શિક્ષણમાં પ્રયોગો કરનાર હરભાઈ ત્રિવેદીએ પણ ભાવનગરના સમાજજીવનને ઘડવામાં મોટો ભાગ ભજવ્યો.

પહેલાં બજાણા પછી લખતર પછી વઢવાણ અને ત્યાર પછી ભાવનગર એમ નાનકડા ગામથી આગળ વધતાં મધ્યમ કક્ષાના શહેરના અનુભવોનું ભાથું લઈને અમે ચાલ્યા મોટા શહેર અમદાવાદ. યુનિવર્સિટી સ્કૂલમાં ઈકોનોમિક્સમાં એમ. એ. થવા અમે દાખલ થયા. ત્યાં પણ ક્લાસમાં બી. આર. શિનોય હોય કે હૃષીકેશ પાઠક હોય, આપણા રામ તો હતા તેના તે જ રહ્યા. ફિલસૂફી અને રાજકારણની ચર્ચા કરતાં ક્યારે એક વર્ષ પૂરું થઈ ગયું તેની ખબર ન પડી. પહેલા વર્ષમાં કંઈ ન ભણ્યા એટલે બીજા વર્ષમાં ઇકોનોમિક્સમાં સારા માર્કની આશા ન હતી. તેથી અમે સોશિયોલોજી સહેલું પડશે એમ માનીને એમ. એ.ના બીજા વર્ષમાં વિષય બદલ્યો. અમને સોશિયોલૉજી સહેલું પડ્યું. ક્લાસમાં તારાબહેન પટેલ મહેનત કરે, પણ અમને કંઈ રસ ન પડે. ડૉ. જાલુ મિસ્ત્રી આવ્યા ત્યારે ક્લાસમાં પહેલી વાર થોડું ધ્યાન અપાતું. મુશ્કેલી એ હતી કે સોશિયૉલૉજી, ઇથનોલૉજી અને આર્કિયોલોજીમાં અમને મન થાય તે વાંચતા. પાઠ્યપુસ્તક કે પરીક્ષાની દૃષ્ટિએ વંચાતું નહીં. એક વાર તારાબહેન પટેલે ટકોર પણ કરેલી કે પાઠયક્રમ મુજબ વાંચો તો સારું. પણ જે ઢાળા ઢળેલા તેમાં ફેરફાર થયો નહીં. બીજા સહાધ્યાયીઓની તૈયારી ઓછી અને અમને સમાજશાસ્ત્ર, ઇથનોલૉજી અને આર્કિયોલૉજીમાં રસ પડેલો એટલે એમ. એ.માં અમે બધી ધારાઓ-ઇકોનોમિક્સ, સ્ટેટિસ્ટિક્સ, પોલિટિકલ સાયન્સ અને સોશિયોલૉજી-માં પ્રથમ આવેલા. અમારો ફર્સ્ટ-ક્લાસ અડધા ટકાએ ગયેલો.

ભણતરને અમે જે રીતે ગૌણ ગણતા હતા તેથી પિતાશ્રી થોડા ચિંતિત રહેતા. તેઓ એમ. એ.નું મહત્ત્વ જાણતા હતા, પરંતુ એમને અમે સારી રીતે પાસ થઈશું એવો વિશ્વાસ ન હતો. એમની એવી ઇચ્છા હતી કે અમે કોઈ પ્રોફેશનલ લાયકાત પ્રાપ્ત કરીએ તો અમારા તરંગો અને ગમે તેવા તુક્કાઓ વચ્ચે પણ રોટલો રળી શકીએ. એમની ઇચ્છાને લઈને અમે એલએલ. બી.ની ફી ભરી. ત્યારે અમદાવાદમાં વણલખ્યો નિયમ હતો કે લૉ કૉલેજમાં એક પણ દિવસ ન જઈએ તો પણ પરીક્ષામાં બેસવાની છૂટ મળે. અમે એવી રીતે પહેલી એલ. એલ. બી.માં ગોલવાળાની ગાઇડો પંદર દિવસ વાંચીને પરીક્ષામાં બેઠા. ચાર પેપરમાં ત્રણ ત્રણ માર્ક ઓછા પડ્યા. પણ દરેક પેપરની કમિટી જુદી એટલે પાંચેય કમિટીઓએ અમને બબ્બે-ત્રણ-ત્રણ માર્ક ગ્રેસના આપેલા. તેમ છતાં ટોટલમાં ત્રણ માર્ક ખૂટ્યા, એટલે મોટી કમિટીએ અમને ત્રણ માર્ક ગ્રેસના આપીને ઉત્તીર્ણ જાહેર કર્યા. બીજી એલએલ. બી.ની પરીક્ષા અમે ન આપી; કારણ, એમ. એ. પછી ડૉ. હરિપદ મૈતી નીચે પીએચ. ડી. કરવાની અમારી ઇચ્છા હતી. ત્યારે મનમાં એમ પણ હતું કે નાગાલૅન્ડ, મિઝોરમ, મણિપુરની જાતિઓ વચ્ચે રહીને એમના ઉપર થીસિસ લખવી. એ વળી, સાવ નવો તુક્કો હતો. ત્યારે યુનિવર્સિટી સ્કૂલમાં સેન્ટ્રલ સર્વિસીઝની પરીક્ષા આપવાનો ઘણો ઉત્સાહ હતો. ચિન્મય ઘારેખાન, દેવેન્દ્ર ઓઝા, બી. ટી. ત્રિવેદી જેવા એમાં પાસ પણ થયા. અમારા તરંગોમાં એ પરીક્ષાને સ્થાન ન હતું. પિતાશ્રીને એમ એલએલ. બી. પૂરું ન કર્યું અને આઇ. એ. એસ.ની પરીક્ષામાં બેઠા એથી ખુશી નહીં થયેલી. સહજ નારાજગી થયેલી.

એમ. એ.ના આશ્ચર્યજનક પણ ઠીકઠીક સારા પરિણામના આધારે જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજમાં લેક્ચરર તરીકે અમારી કારકિર્દીની શરૂઆત થઇ ૧૯૫૭ના ઑગસ્ટમાં. અમે સોશિયોલૉજી અને કમ્પેરેટિવ રિલિજિયનના અધ્યાપક તરીકે જોડાયા. ક્યાં રહેવું એનો વિચાર કરતા હતા ત્યારે પહેલે જ દિવસે પ્રિન્સિપાલ એન. એન. ભરૂચાએ કૉલેજના કમ્પાઉન્ડમાં જ આવેલા એમના બંગલામાં રહેવા અમને નિમંત્રણ આપ્યું. ભાવનગર કૉલેજમાં એમના વિદ્યાર્થી તરીકે અમે ખાસ કંઇ ઉકાળેલું નહીં છતાં જૂના વિદ્યાર્થી તરીકે અમારામાં ભરૂચાસાહેબને કાંઇક આશા દેખાઇ હશે. ભરૂચાસાહેબ આજન્મ કુંવારા. એક મુસ્લિમબાઇ એમની રસોઇ કરે અને મારું ટિફિન ગ્રીન લૉજમાંથી આવે. સાંજે અમે હંમેશાં સાથે જમીએ. ભરૂચાસાહેબ જે પ્રેમથી અમને વધુ જમવા આગ્રહ કરે તે અદ્દ્લ માના જેવો પ્રેમ હતો.

બહાઉદ્દીન કૉલેજમાં અમને વહેલું ફાવી ગયેલું. કોલેજની લાઇબ્રેરીમાંથી જે પુસ્તક જોઇએ તે લઇ આવી શકાય. અહીં અમે ટૉયન્બીનો પરિચય કેળવ્યો. વળી, સાંજે ક્રિકેટ ગ્રાઉન્ડ ઉપર કૉલેજની ટીમ સાથે રમવાની પણ મઝા પડતી. ખેલાડીઓએ અમને એમના સાથી ગણી કાઢેલા. જ્યારે રાજકોટની રાજકુમાર કૉલેજ સાથે મૅચ ગોઠવાઇ ત્યારે ટીમના કૅપ્ટને સામે ચાલીને અમને મૅનેજર તરીકે મોકલવા માટે ભરૂચાસાહેબને આગ્રહ કર્યો. સાહેબના મનમાં સહેજ ખચકાટ હતો, કારણ કે રાજકુમાર કૉલેજના પ્રિન્સિપાલ વિન્ટરબ્લિથ સાથે આખો દિવસ અમે કઇ રીતે વિતાવીશું એ સવાલ એમના મનમાં હતો. પ્રિન્સિપાલ વિન્ટરબ્લથની નામના સારી. ગીરના સિંહ વિશેનું એમનું જ્ઞાન ઊંડું હતું. તે અરસામાં તેમણે ગીરની વસતીગણતરી કરેલી. તેથી કૉલેજની બહાર પણ એમનો આદર થતો. અમને એમની સાથે આખો દિવસ મૅચ જોવાની અને રાતે ભોજન લેવાની તક મળી. પાછળથી એમણે ભરૂચાસાહેબને કાગળ લખેલો એમાં અમારે વિશે પણ ટાંક મારેલી. રાજકુમાર કૉલેજની ટીમે અમારી ટીમને ઝૂડી કાઢેલી. ઝહીરની સેંચ્યૂરી જોવા જેવી હતી. પરંતુ જ્યારે એણે ૯૫ રને છક્કો મારીને ૧૦૦ પૂરા કર્યા ત્યારે વિન્ટરબ્લિથ નારાજ થયેલા અને એ પેવિલિયનમાં આવ્યો ત્યારે એને બેજવાબદારી માટે ખખડાવેલો પણ ખરો.
બહાઉદ્દીન કૉલેજમાં અમારે ફર્સ્ટ ઇયરના વર્ગો લેવાના હતા. નવા અધ્યાપકોને હેરાન કરવામાં ૧૭૫નો એ ક્લાસ પાવરધો હતો. વળી, અમારું વ્યક્તિત્વ પીઢ ન હતું. ત્યારે અમે પણ કૉલેજના છોકરા જેવા દેખાતા. અમારો અવાજ ક્લાસરૂમના બીજા છેડા સુધી પહોંચતો પણ નહીં. એ ક્લાસને ભણાવવાનું તો શક્ય જ ન હતું. તેમ જ રોજ હુરિયો બોલાવવાનું પણ રોકી શકાય તેમ ન હતું. થોડો વિચાર કરીને અમે એક રસ્તો કાઢ્યો. જૂનાગઢમાં હિંદુ, મુસ્લિમ, બૌદ્ધ, જૈન વગેરે ધર્મોનાં ખ્યાતનામ સ્થળો આવેલાં છે. અમે કહ્યું કે આવતી કાલનો વર્ગ એક મોટા મકબરામાં લઇશું. બધાંને કુતૂહલ થયું. પહેલે દિવસે બધાં આવે એ પણ શક્ય ન હતું. અમે ત્યાં ગયા ત્યારે અડધો વર્ગ હાજર હતો, અમે પહેલાં સ્થાપત્યની વાત કરી, દંતકથાઓ કહી, એને બંધાવનાર રાજવી વિશે વાત કરી. એમ કરતાં વિદ્યાર્થીઓને રસ પડવા માંડ્યો. દૂર બેસી તમાશો જોતા વિદ્યાર્થીઓ પણ આગળ આવવા માંડ્યા. આમ કરતાં લગભગ કલાક નીકળી ગયો. પછી અમે કહ્યું કે ઇસ્લામના સિદ્ધાંતોની વાત આપણે આવતી કાલે કરીશું. અમારો પિરિયડ છેલ્લો હતો એટલે બધાએ કહ્યું કે આજે જ કહો પછી તો બધા વિદ્યાર્થીઓ ધ્યાનથી સાંભળવા માંડ્યા, ન સંભળાય તે અમારી આજુબાજુ ગોઠવાઇ ગયા અને પાછળ પણ બેઠા. આમ અમારું ગાડું ગબડ્યું. અમે વિદ્યાર્થીઓને બહાર લઇ જતાં પહેલાં ભરૂચાસાહેબની પરવાનગી લીધેલી. એમને જરાક ચિંતા થયેલી પરંતુ અમારામાં વિશ્વાસ બેઠેલો એટલે હા પાડેલી.

બીજે દિવસે એમણે મને કહ્યું કે તેં બધું એક દિવસમાં જ ભણાવી દીધું? અમે કહ્યું, સાહેબ, વિદ્યાર્થીઓએ અમને ઘેરી લીધા હતા તેથી અમે નીકળી શકીએ તેમ ન હતું. એમણે વાત સાંભળેલી એટલે હસી પડયા. આમ ત્રણ ચાર વર્ગ જુદી જુદી જગ્યાએ લીધા પછી બહાર જવાની આવશ્યકતા ન રહી. બહાર જવામાં ઘણી અગવડો હતી જે વિદ્યાર્થીઓને—ખાસ કરીને વિદ્યાર્થિનીઓને અનુકૂળ ન હતી.

એક દિવસ અમે સાંભળ્યું કે જાણીતા ઇન્ડોલૉજિસ્ટ ગિરીજાશંકર આચાર્ય નિવૃત્તિમાં જૂનાગઢમાં વસે છે. સમય લઇને અમે પહોંચી ગયા એમને ઘેર.

વાતવાતમાં સાહેબ બોલી ગયા કે આ વર્ષે ગુજરાત યુનિવર્સિટીની એમ. એ.ની પરીક્ષામાં આર્કિયોલોજીમાં એક વિદ્યાર્થીએ સારું લખેલું. પણ એણે કે બીજા કોઈએ બ્રુસ ફૂટની hiatus theoryનો જવાબ નહીં લખેલો. વાસ્તવમાં એ થિયરી વિશે અમે ક્યાંય વાંચેલું નહીં. પછી બીજા પુરાતત્ત્વવિદોને અમે પૂછેલું પણ કોઈને એની જાણ ન હતી. એ થિયરીને અર્ધસ્વીકૃતિ પ્રાપ્ત થાય એ પહેલાં જ એનો અસ્ત થયેલો. બ્રુસ ફૂટની થિયરીનો ૧૦ માર્કનો સવાલ પૂછીને આચાર્યસાહેબે અમારો એમ. એ.નો ફર્સ્ટ-ક્લાસ અવરોધેલો.
અમારો જૂનાગઢનો વસવાટ માત્ર છ અઠવાડિયાંનો હતો. અમે જ્યારે બહાઉદ્દીન કૉલેજ છોડતા હતા ત્યારે અમારા વિદ્યાર્થીઓએ વિદાયસમારંભગોઠવેલો. ભરૂચાસાહેબને ખાસ બોલાવેલા. એમના મનમાં ગર્વ હતો અને અમારા જવાનો રંજ પણ. ઍકેડેમિક કેરિયર છોડતાં અમને ખરેખર ગ્લાનિ થયેલી અને આજ સુધી એનો વસવસો રહ્યો છે.

જૂનાગઢ છોડવાનું કારણ કલેકટેડ વર્ક્સ ઑફ મહાત્મા ગાંધીમાં જોડાવા માટેનું નિમંત્રણ હતું. એના એક સંપાદક પાંડુરંગ ગણેશ દેશપાંડેસાહેબ અમને ઓળખે. એમની પુત્રી ઉષા અમારી સાથે એમ. એ.માં હતી. એ દેશપાંડેજીને કાકા કહે. એટલે અમે પણ એમને કાકા કહેતા. કલેકટેડ વર્ક્સમાં જોડાતાં ગાંધીસાહિત્યનું પરિશીલન કરવાનો અમને લોભ હતો અને સાથે સાથે અમારો પગાર લગભગ બમણો થતો હતો. આગળ જણાવ્યું તેમ પિતાશ્રીનો નિવૃત્ત થવાનો સમય નજીક આવતો હોવાથી ઘરમાં કાંઈક ઉપયોગી થવું એ ભાવના પણ હતી.

કલેકટેડ વર્ક્સમાં પહેલું દોઢ વર્ષ અમે અમદાવાદમાં ગાળ્યું. ઓલ ઇન્ડિયા રેડિયોના મકાનમાં ત્રીજા માળે અમારી ઑફિસ હતી, જ્યાં બીજું કોઈ ન હતું. અમારી ઑફિસ એટલે પાર્ટટાઇમ ગુજરાતી સ્ટેનોગ્રાફર અને એક પૂરા સમયની સ્ટેનોગ્રાફર છોકરી. અમારું કામ ગાંધીજીના પત્રો એકત્રિત કરવાનું અને ગુજરાત વિદ્યાપીઠની લાઇબ્રેરીમાં ગાંધીજીના આરંભના સમયનું સંશોધન કરવાનું હતું. જ્યાં ખબર મળે કે કોઈની પાસે ગાંધીજીના પત્રો છે તો અમે ત્યાં પહોંચી જઈએ. દેશપાંડેજીને બધા ઓળખે અને ગાંધીસાહિત્યનું કામ હતું એટલે કેટલાક ઉત્સાહથી મૂળ કાગળો આપે અને કેટલાંક મૂળ કાગળ ન આપતાં નકલ આપે અને કેટલાક બહાનાં કાઢીને કાગળો ન પણ આપે.

અમારા આ કામમાં અનેક જૂના ગાંધીવાદીઓ, ખાસ કરીને આશ્રમવાસીઓનાં, ગુણો અને મર્યાદાઓ અમને જોવા મળ્યાં. એમણે કેવો ત્યાગ કરેલો એની પણ પ્રતીતિ થયેલી.

જુલાઈ ૧૯૫૯માં અમે દિલ્લી ગયા ત્યારે ફર્સ્ટ-ક્લાસ કુપેમાં અમે બે અને અમારી આખી ઘરવખરી સમાઈ ગયેલી. ત્યાર પછીના દિલ્લીનાં સાડાચાર વર્ષ અમારે માટે મૂલ્યવાન રહ્યાં. આમ જોવા જઈએ તો મોટા ગજાના બે મહાનુભાવોને બાદ કરતાં મોટા ભાગના સંશોધકો અને સંપાદકો ઉત્સાહપ્રેરક ન હતા. કેટલાક એમના કામમાં લોચા મારતા અને કેટલાક સંપૂર્ણ એદી હતા. બપોરની રિસેસમાં બે કલાક સુધી શતરંજ રમે એવા પણ નમૂના અમારે ત્યાં હતા.

કલેકટેડ વર્ક્સમાં ત્યારે કેટલાક હિંદી લેખકો અને કવિ ભવાનીપ્રસાદ મિશ્ર ('મૈં ગીત બેચને આયા હૂં'ના કવિ) પણ હતા. હિંદી સાહિત્યમાં એ બધાનું સ્થાન ઊંચું હશે, પરંતુ ગાંધીસાહિત્યના સંશોધન અને સંપાદનમાં એ બધા ઘણું વધારે કરી શક્યા હોત. અંગ્રેજી વિભાગમાં નરસિંહમનુ અને જગદીશ ઊનિવાલ એ સારી કક્ષાના બુદ્ધિજીવી અને મઝાના સાથીદારો હતા.

તે સમયે નીલા 'લોકસત્તા' દૈનિકપત્રમાં અઠવાડિયે 'દિલ્લીનો પત્ર' લખે દિલ્લીની દૃષ્ટિએ અમારી આવક સામાન્ય હતી. આ વધારાની આવકમાંથી અમે બીબીસીના લિસનર, ન્યૂ સ્ટેટ્સમન, ક્વેસ્ટ અને ટાઇમ્સ લિટરરી સપ્લિમેંટ જેવાં સામયિકો મગાવતા. અમને વાંચવાની આદત તો હતી જ, પણ કલેકટેડ વર્ક્સમાં એનું સ્તર ઊંચકાયું. અમારો નાનકડો પરિવાર કળાનાં પ્રદર્શનો, થિયેટર અને નૃત્યના કાર્યક્રમોમાં નિયમિત જનારો હતો. પતિ-પત્ની અને પછી અમ્લાન અને અલ્પના દરેક બાબતે સહિયારું જીવન જીવતાં. પછી તો એ આદત થઈ ગઈ.

કલેક્ટેડ વર્ક્સનાં અમારાં છ વર્ષ એ એક રીતે વિદ્યાર્થીઅવસ્થાનું અનુસંધાન હતું. ગાંધીજીનો, એ વખતે અમે જેના વિશે કામ કરતા હતા, તે સમયગાળો, એટલે આરંભથી ૧૯૧૪ સુધીનો સમય એ સમય ગાંધીજીના જાહેરજીવનના ઘડતરનો હતો. સામાન્ય વાચક જે રીતે ગાંધીજીને સમજે છે એનાં મૂળ તો દક્ષિણ આફ્રિકામાં છે. ૧૯૧૪ સુધીના સમયગાળાના ગાંધીજીના વિકાસની યાત્રા અમને વિસ્તૃત રીતે તેમજ ઊંડાણથી વાંચવાની, જાણવાની, સમજવાની તક કલેક્ટેડ વર્ક્સમાં મળી એ અમારું અહોભાગ્ય હતું. તે સમયે આ ગાળાને અમે જે રીતે સમજેલા તે આ પ્રમાણે છે:
૧. એક ગભરુ વિદ્યાર્થીમાંથી ગાંધીજીનું પરિવર્તન એક વજ્જરની છાતીવાળા જાહેર સેવકમાં થયું.

૨. ગાંધીજી પોતાના ભીતરને તપાસતા રહ્યા અને ઊર્ધ્વગામી થવા માટે અનેક અખતરા કરતા રહ્યા—પોતાની અને કરસ્તૂરબા ઉપર તેમ જ સમગ્ર પરિવારને પણ એમાં સ્થાન આપ્યું. આ અખતરા કેળવણી, સ્વાસ્થ્ય, શ્રમનું મહત્ત્વ, જાહેર કામ, અંગત સંબંધોને આવરી લેતા હતા. આને કારણે હરિલાલભાઈ પિતાથી વિમુખ થયેલા.

૩. જાહેરજીવનમાં તરેહતરેહના લોકો સાથે કામ લેવાની આવશ્યકતા એમને સમજાઇ. એક બાજુ કેલનબૅક, મિસ શ્લેસિન, રેવરંડ ડૉક વગેરે, બીજી બાજુ પારસી રુસ્તમજી, અબ્દુલાશેઠ વગેરે અને ત્રીજી બાજુ ગિરમીટિયાનો સમૂહ. આ સૌની સાથે અલગ અલગ સ્તરે અને સામૂહિક રીતે સંધાન કરવાની શક્તિ એમણે કેળવી.

૪. ભારત દેશ અને ભારતીયોની સમસ્યાને સમગ્ર માનવજાતના સંદર્ભે એ વિચારતા-સમજતા થયા. ભલે એમણે રસ્કિન, ટૉલ્સ્ટૉય વગેરેમાંથી પ્રેરણા મેળવી પરંતુ એમના ચિંતનના પરિપાકરૂપ હિંદ સ્વરાજ-એટલે કે એમના આગવા પ્રદાને અનેક લોકોને વિચારતા કર્યા. હિંદ સ્વરાજ દ્વારા એમની એક નવી જ ઓળખ ઊભી થઈ.

૫. અનેક વર્ગના લોકોને સમજવા અને સમજાવવા માટે વર્તમાનપત્રનું મહત્ત્વ એમણે બહુ વહેલું અપનાવ્યું. સાથે સાથે પત્રલેખનને પણ આ ઉદ્દેશ માટે ઘણું મહત્ત્વ આપ્યું. જાહેરજીવનમાં Communicationનું મહત્ત્વ સમજનારા એ સર્વપ્રથમ નેતા હતા.

૬. અહિંસક પ્રતિકાર દ્વારા સામાન્ય રીતે નિર્માલ્ય ગણાતા લોકોમાં એ પ્રાણસંચાર કરી શક્યા. જે પ્રયોગ એમણે ભારત આવ્યા પછી મોટા ક્ષેત્રે અને મોટા પાયે અમલમાં મૂક્યો.

૭. સાધ્ય અને સાધન ભિન્ન ન હોઈ શકે એની પ્રતીતિ થઈ અને દક્ષિણ આફ્રિકામાં જ એ દૃઢ થઈ.

અમારા કલેક્ટેડ વર્ક્સનાં છ વર્ષમાં ગાંધીજીએ જે સૂક્ષ્મ સાધનો વિકસાવ્યાં એ વિગતે વાંચવા-સમજવાનું અમને ગમતું. ઇન્ડિયન ઓપિનિયન-ગુજરાતી અને અંગ્રેજી–જાહેરાતો સુધ્ધાં, અમે વિગતે વાંચતાં. એમાં ગાંધીજીને સમજવાની સાથે સાથે તત્કાલીન સમગ્ર ઇન્ડિયન ડાયાસ્પોરાનો ખ્યાલ મળતો. ગાંધીજીના અગ્રલેખો અને સમાચારોનું ચયન રસપ્રદ હતાં. એ સમાચારો ક્યારેક અમે ઉતારી લેતા. ૧૯૦૯ના ફેબ્રુઆરીના ઇન્ડિયન ઓપિનિયનના અંકોમાંથી અમે ત્યારે ઉતારેલા કેટલાક સમાચારો નમૂના તરીકે નીચે મૂક્યા છે.
મુંબઈના જાણીતા છાપાકાર મિ.બહેરામજી મલબારીને સરકાર તરફથી કે. સી. આઈ. ઈ. નો ખિતાબ એનાયત કરવાની માગણી કરવામાં આવી હતી તે તેમણે ઉપકાર સાથે સ્વીકારવાની ના પાડી છે.

ઇન્ડિયન ઓપિનિયન, ૨૦-૦૨-૦૯

*

ત્રાવણકોર સ્ટેટમાં હલકી ગણાતી પારિયા જાતિના લોકોને સ્થાનિક ધારામંડળમાં પ્રતિનિધિત્વ મોકલવાનો હક્ક મળેલો છે.

ઇન્ડિયન ઓપિનિયન, ૨૦-૦૨-૦૯

પ્રખ્યાત રિફરેજિસ્ટ બાનુ મિસ પણ કુસ્ટ પોસ્ટ મારફત બે બાનુઓને વડા પ્રધાન મિ. એક્સવીથને સરનામે મોકલાવી આપી હતી. પોસ્ટબૉય આ જીવતા પારસલને પ્રધાનની ઑફિસે લઈ ગયો હતો. પરંતુ તેની ડિલિવરી લેવામાં આવી ન હતી.

ઇન્ડિયન ઓપિનિયન, ૨૭-૦૨-૦૯

મુંબઇ યુનિવર્સિટી તરફથી લેવાયેલી છેલ્લી મૅટ્રિક્યુલેશન પરીક્ષામાં કુલ ૩૦૨૦ ઉમેદવારો બેઠા હતા. આમાંથી ૧૧૭૨ પાસ થયા છે. પાસ થનારાઓમાં ૪૯ સ્ત્રીઓ હતી. આ સ્ત્રીઓમાં ૨૮ પારસી, ૧૧ ખ્રિસ્તી, ૬ હિન્દુ અને ૪ યહૂદીઓ હતી.

મોરબી નાટકકંપનીવાળો ચમન ભાવનગર દરબારની મહેરબાનીથી વિલાયત ગયેલ. ત્યાં વિદ્યાભ્યાસ કરી બેરિસ્ટર થઈ આવેલ છે. હાલ તે મિ. ચીમનલાલ, ભાવનગર સ્ટેટમાં રૂ.૪૦૦/-ના પગારથી વસૂલાત ખાતાના અધિકારી નિમાયા છે.

ઇન્ડિયન ઓપિનિયન, ૦૬-૦૨-૦૯

*

ધ્રાંગધ્રા સ્ટેટમાં ગુજરાતી તેમ જ અંગ્રેજી પ્રાથમિક કેળવણી તદ્દન મફત આપવાનું ત્યાંના રાજસાહેબે ઠરાવ્યું છે.

ઇન્ડિયન ઓપિનિયન, ૧૩-૦૨-૦૯

વડોદરા સરકારે સ્ટેટના ઇકૉનૉમિકલ એડ્વાઇઝર તરીકે એક અમેરિકન એન્જિનિયરની નિમણૂક કરી છે. આ સ્ટેટમાં એક ઉત્તમ લેધર ફૅક્ટરી, આટાની મિલ, છત્રીનું કારખાનું તથા એક રેશમના ઉદ્યોગને લગતું કારખાનું સ્થાપવાની હિલચાલ થઈ રહી છે.

એ છ વર્ષમાં અમારા પાથેયમાં વૃદ્ધિ થઈ.

કલેક્ટેડ વર્ક્સમાં અમને જે પાથેય મળ્યું તે ગાંધીનાં જીવન અને કવન ઉપરાંત બે મહાનુભાવો સાથેનો સંબંધ હતો. પાંડુરંગ દેશપાંડે ખૂબ ચીવટવાળા, ખંતીલા અને ચોકસાઇને વરેલા વિદ્વાન હતા. (પાછલાં વર્ષોમાં એમણે ગુજરાતી-અંગ્રેજીના શબ્દકોશો તૈયાર કરેલા.) અમારો બીજો લાભ હતો પ્રોફેસર કે. સ્વામીનાથન જેવા ઋષિની સાથે કામ કરવાનો લહાવો મળ્યો તે.

દેશપાંડેજી ૧૯૨૨માં ગાંધીજી સાથે જોડાયેલા અને આખી જિંદગી 'ગૂજરાત વિદ્યાપીઠ' અને 'નવજીવન પ્રકાશન'માં ગાળેલી. બહુ પહેલાં એમણે 'ગાંધીયોના' નામે ગાંધીસાહિત્યસૂચિ તૈયાર કરેલી, જે નવજીવને પ્રકાશિત કરી હતી. કલેક્ટેડ વર્ક્સ માટે એમનું કામ મહત્ત્વનું હતું. ચોકસાઈની બાબતમાં એ ક્યારેય બાંધછોડ ન કરે, કોઈ કંઇ પૂછે તો તડ ને ફડ સીધો જવાબ આપે. ઑક્સફર્ડ ડિક્શનેરીમાં પણ તેમણે પાંચ સાત ભૂલો કાઢેલી, જે સ્વીકારાયેલી. જીવનનાં ઊંચાં મૂલ્યો અને સ્પષ્ટ વક્તૃત્વને કારણે દેશપાંડેને કોઈની સાથે બને એ શક્ય ન હતું. કેટલાક સાથીઓ મજાકમાં એમને શાહુડી પણ કહેતા. એમની સાથે કામ કરવાનું કેટલાક સંપાદકોને ફાવતું નહીં. પરંતુ કલેક્ટેડ વર્ક્સ માટે એ યોગ્યતમ હતા.

પંડિત નેહરુ હોવા છતાં કલેક્ટેડ વર્ક્સની યોજનાને વ્યવસ્થિત રીતે આગળ ધપાવવાનું નહીં ગોઠવાયેલું. પંડિતજી પોતે એના પ્રમુખ થયા અને જયરામદાસ દોલતરામને ચીફ એડિટર બનાવ્યા. ગાંધીજીની આત્મકથામાં જે બહુ ઓછાં નામો છે તેમાં જયરામદાસ દોલતરામનું નામ પણ કોતરાયેલું છે. એ સ્વાતંત્ર્યસેનાની, કોંગ્રેસના પહેલી હરોળના નેતા હતા અને ઉમદા સજ્જન હતા. સ્વતંત્રતા આવ્યા પછી એ કેન્દ્રમાં મંત્રી અને ત્યાર પછી ગવર્નરપદ સંભાળી ચૂકેલા. પરંતુ જયરામદાસજીને સંશોધન કે સંપાદનનો કશો અનુભવ ન હતો. તે વખતે એક સંપાદક ઇન્ફર્મેશન બ્રૉડકાસ્ટિંગ મિનિસ્ટરીમાં અન્ડર સેક્રેટરી તરીકે નિવૃત્ત થઈને આવેલા. તે પોતે તો કામમાં ગોથાં ખાતાં હતાં, પરંતુ અમારો સમય પણ બરબાદ કરતા. પહેલાં

બે વર્ષ કલેક્ટેડ વર્ક્સનું કામ બહુ ધીમું ચાલ્યું. પછી પ્રો. કે. સ્વામીનાથન આવ્યા. અગાઉ કહ્યું તેમ, પ્રો. કે. સ્વામીનાથન જેવા ઋષિ સાથે કામ કરવાનો લહાવો બહુ મોટો હતો. મદ્રાસ યુનિવર્સિટીમાં તેઓ અંગ્રેજી ભાષા અને સાહિત્યના પ્રોફેસર હતા. અને ૨૦મી સદીની ત્રીસીમાં આઇસીએસના પરીક્ષક હતા. નિવૃત્ત થયા પછી ઇન્ડિયન એક્સપ્રેસનું તંત્રીપદ પણ સંભાળેલું. કલેક્ટેડ વર્ક્સના સદ્નસીબે એના ચીફ એડિટર તરીકે તેઓ જોડાયા. એમનું નામ વિનોબાજીએ સૂચવેલું.

સંશોધન અને સંપાદનને એમણે વ્યવસ્થિત રીતે આગળ ધપાવ્યું. સ્વામીનાથનસાહેબ એમના સાથીઓની બૌદ્ધિક મર્યાદાઓ અને વ્યક્તિત્વની નબળાઈઓ જોઈ શકેલા. તેમ છતાં એમણે ક્યારેક ઊંચા અવાજે કે ધમકીરૂપે કોઈને કશું નહીં કહેલું. એમનાં જીવન અને કાર્ય ઋષિકુળનાં હતાં. ક્યારેક એમની વાત હૃદય સુધી પહોંચે અને ક્યારેક ન પણ પહોંચે. પરંતુ એ તો ગાંધીસાહિત્યના સંપાદનને જીવનનો લહાવો અને ઊંડી ફરજરૂપે લઈને કામ કર્યે જતા. ગાંધીજીના ત્રણેય ભાષાના અક્ષરો ઉકેલવામાં અમારો અવ્વલ નંબર હતો એનો અમને આનંદ હતો. ગુજરાતી શબ્દની ખૂબી અંગ્રેજીમાં ઉતારવા એ અમારી સાથે કલાકો ગાળે. અમારું કાચું અંગ્રેજી એમાં નડે, પણ એ અમને શીખવતા જાય. અમારી અધીરાઈઓને તે શાંતિથી ચલાવી લેતા. ધીમે ધીમે પિતૃપ્રેમે એમણે અમને અંગ્રેજી ભાષાની ખૂબીઓ અને ગાંધીવિચાર વિશે સજાગ કર્યા.

ગાંધીજીનાં લખાણોમાંથી અને દેશપાંડેજી જેવા જ્ઞાનયોગી અને સ્વામીનાથનજી જેવા ઋષિ દ્વારા અમને જીવનભરનું પાથેય મળ્યું. એક બીજા ઋષિ પ્રો. સી. એન. પટેલ પણ કલેક્ટેડ વર્ક્સમાં જોડાયા. પણ તે જ સમયે બીજી ઓફરો મળતાં અમે કલેક્ટેડ વર્ક્સ છોડ્યું; અલબત્ત, ગાંધીસાહિત્યમાં સંશોધન અને સંપાદન છોડ્યાનો અમને આજે પણ રંજ છે.

કલેક્ટેડ વર્ક્સમાં છ વર્ષ ગાળ્યાં તે જ અરસામાં અમને બે લોભામણી ઑફરો મળેલી. 'સંદેશ'ના તંત્રી સ્વ. ચીમનભાઈ પટેલ અમારે ઘેર આવીને કહે કે તમે સંદેશ બ્યૂરોના ચીફ તરીકે આવો. બધી અનુકૂળતા અને ત્રણગણો પગાર એમણે ઑફર કર્યા. તે જ વખતે સ્ટેટ ટ્રેડિંગ કોર્પોરેશનની રોટરડેમ ઑફિસમાં જોડાવાનું ઇજન મળ્યું. અમે વિચારતા હતા કે કલેક્ટેડ વર્ક્સ છોડવું કે કેમ? અને આ બે ઑફરોને મહત્ત્વ આપવું કે નહીં? તે વખતે અમારા સ્નેહી સ્વ. વાડીલાલ ડગલીનો ફોન આવ્યો. એમણે કહ્યું કે મોરારજીભાઈ દેસાઈ અત્યારે કામરાજ પ્લાન નીચે સત્તામાં નથી અને એમને પક્ષનું કામ કરવાનું છે. તેમને એક સેક્રેટરીની જરૂર છે. તમે જોડાશો? મેં પૂછ્યું કે એમની સાથે ફાવે? વાડીભાઈ કહે એક વાર મળી તો જુઓ! એમણે ૧૯૬૩ના ૧૫, ડિસેમ્બરને દિવસે સવારે દસનો ટાઈમ ગોઠવ્યો. અમે સમયસર એમને ત્યાં પહોંચ્યા. સામાન્ય રીતે એ ગાદીતકિયા પર બેસતા પરંતુ

અમને બંધ ગળાના કોટ અને પાટલૂનમાં જોયા એટલે ઊભા થઈને ખુરશીમાં બેઠા. મોરારજીભાઈ વિશેની અમારી માન્યતા અન્ય કોઈ ગુજરાતી યુવકથી જુદી ન હતી. ખાસ કરીને મહાગુજરાતના આંદોલન પછી. અમે એક કલાક વાતચીત કરી. એ ઇન્ટરવ્યૂ નહોતો પણ અમે એકબીજાને પૂછતા રહ્યા અને કલાક નીકળી ગયો. છેવટે એમણે કહ્યું કે એમની સાથે કામ કરનારે ખાદી પહેરવી આવશ્યક છે. અમે ખાદી પહેરતાં જ હતા તેથી અમારે માટે એ શરત બાધારૂપ ન હતી. અમને લાગ્યું કે આ વ્યક્તિની બહારની એક છાપ છે, પરંતુ વ્યક્તિગત રીતે બહુ સીધા અને સરળ માણસ છે. કલાકને અંતે એમણે પૂછ્યું કે મારી સાથે જોડાશો? અમે હા કહી અને કલેક્ટેડ વર્ક્સમાં મહિનાની નોટિસ આપીને જાન્યુઆરીમાં જોડાવાનું કહ્યું. એમણે કહ્યું કે કાલથી આવી જાવ. અમે કહ્યું

ભલે. સીધા ઘરે ગયા. નીલાને વાત કરી કે કલેક્ટેડ વર્ક્સમાંથી રાજીનામું આપીને મોરારજીભાઇના સેક્રેટરી તરીકે જોડાવવાનું નક્કી કર્યું છે. કશો વિચાર કર્યા વગર નીલાએ સંમતિ આપી. વિચાર કર્યો હોત તો કાયમી પેન્શનેબલ નોકરી છોડીને એક અસ્થિર સ્થિતિમાં જતાં વિચાર કરત. અમે સીધા ગયા પબ્લિકેશન ડિવિઝનમાં, ત્યાં જઇને રાજીનામું રજૂ કર્યું અને બીજે દિવસે મોરારજીભાઇના સચિવ તરીકે જોડાયા. બીજા વિકલ્પો છોડી દીધા શા માટે? એનો જવાબ નથી. અમારા પિતાશ્રી અમારા નિર્ણયથી નારાજ પણ થયા હશે પરંતુ તેમણે કશું કહેલું નહીં.

મોરારજીભાઇ સાથેના પહેલા તબક્કાનાં સાડાપાંચ વર્ષોમાં અમારી દુનિયા વિસ્તૃત થઇ એ વિશે અમે જુદા જુદા લેખોમાં લખ્યું છે. અમે ઘણું જોયું અને નિરીક્ષણ પણ કર્યું. પંડિતજીના મૃત્યુથી ભારતના ભવિષ્યની ચિંતા ઘણા લોકોએ સેવેલી. એ વખતે તીનમૂર્તિ ભવન પહોંચનારામાં અમે પહેલા હતા. ૧૯૭૯માં રાષ્ટ્રપતિભવન જનારા પણ પહેલા હતા. ઝાકિરસાહેબનું અવસાન પણ ભારતના રાજકારણ માટે સીમાચિહ્ન બની રહ્યું.

કામરાજ પ્લાનની શરૂઆતમાં અને શાસ્ત્રીજી વડા પ્રધાન થયા ત્યાં સુધી મોરારજીભાઇને ઘેર ઘણી અવરજવર રહેતી. લગભગ બધાં જ રાજ્યોના મુખ્ય પ્રધાનો મળવા આવે. માત્ર ઔપચારિક વાતો થાય. ક્યારેક કોઇ કાર્યક્રમ માટે નિમંત્રણ આપે. મોરારજીભાઇ જ્યારે રાજ્યોનો પ્રવાસ કરે ત્યારે મુખ્યમંત્રીઓ સાથે જ હોય. એમને મળવા આવનારાઓમાં બે ભૂતપૂર્વ મુખ્યમંત્રી-પ્રતાપસિંહ કૈરો. બક્ષી ગુલામ મહંમદ-મોટરમાં હંમેશાં આગલી સીટમાં જ બેસે. જ્યારે પ્રતાપસિંહ કૈરો છેલ્લા મળવા આવેલ ત્યારે ગાડીમાં બેસતાં પહેલાં અમારા ખભે હાથ મૂકીને અમારા વિશે પૂછતાછ કરેલી, અને કોઇ કામ હોય તો અવશ્ય એમને કહેવું એમ પ્રેમથી કહેલું. મોરારજીભાઇને ઘેરથી સીધા ચંડીગઢ જવા ઊપડ્યા ત્યાં રસ્તામાં જ રાઇ ગામે એમને ગોળીઓથી વીંધી દેવામાં આવ્યા

આ ઉપરાંત ૧૯૬૪માં પંડિતજી ગુજરી ગયા પછી અને ત્યાર બાદ ૧૯૬૬ના જાન્યુઆરીમાં શાસ્ત્રીજી ગુજરી ગયા અને સત્તા માટે જે ગતિવિધિઓ થઇ તે અમે નજીકથી જોઇ. આ બંને પ્રસંગો વિશે વિસ્તારથી લખાયું છે. શાસ્ત્રીજી ગુજરી ગયા ત્યારે મોરારજીભાઇ સિવાય બીજું કોઇ હરીફ ન હતું. આની પ્રતીતિ તે જ દિવસે વહેલી સવારે જગજીવનરામ મળવા આવ્યા ત્યારે થઇ. મોરારજીભાઇના ઢીંચણે હાથ મૂક્યો અને કહ્યું કે આપ ગઇગુજરી ભૂલી જાવ, હું આપની સાથે છું. જગજીવનરામ જેવા ચતુર રાજકારણી જ્યારે વહેલામાં વહેલા આવીને ટેકો આપે એનો અર્થ સ્પષ્ટ હતો. પછી યશવંતરાવ ચવ્હાણ આવ્યા અને એમણે પણ પોતે મોરારજીભાઇ સાથે રહેશે એમ કહ્યું. દિવસ દરમિયાન બ્રહ્માનંદ રેડ્ડી અને બીજા નેતાઓ પણ ટેકો આપી ગયા. જ્યારે ઇંદિરાજીએ અથાગ મહેનત કરીને, દ્વારકાપ્રસાદ મિશ્ર અને બ્રહ્માનંદ રેડ્ડીના ટેકાથી, બાજી પલટી નાખી ત્યારે મોરારજીભાઇને ટેકો આપનારા પણ પાછળથી ખંજર ભોંકી ગયેલા.

મોરારજીભાઈના નાયબ વડા પ્રધાન તેમ જ નાણાપ્રધાન તરીકેનાં સવા બે વર્ષ દરમિયાન અર્થતંત્રનો વહીવટ સારો થયો, પરંતુ એમની અને ઇંદિરાજી વચ્ચે મનમેળ ન થયો. આ ગાળામાં અમને એમની સાથે ઈરાન, જાપાન, નેપાળ, જર્મની, ભુતાન વગેરે દેશો અને ત્યાંના આગેવાનોને મળવાની તક મળી. જર્મની અને જાપાનમાં એમને જે માન આપવામાં આવેલું તે વડા પ્રધાનની કક્ષાનું હતું. ઈરાનના શાહે પણ એમનો ખૂબ આદર કરેલો

આ કામગીરીમાં અમને કરવેરા, અર્થતંત્રનો વહીવટ, પાર્લામેન્ટ, કૅબિનેટની નિર્ણયપ્રક્રિયા વગેરે સમજવાની તક મળી.

આ ઉપરાંત ઝાકિરહુસેનસાહેબના અવસાન પછી સત્તાની જે સાઠમારી ચાલી તે પણ એક અનુભવ હતો. આ વિશે અન્યત્ર લખાયેલું છે.

સાડાપાંચ વર્ષનો આ ગાળો બીજી રીતે પણ આનંદનો હતો. કિશોર અને સરોજ પારેખ, પ્રભા દત્ત, ઉષા રાય, રઘુ રાય, રસિક અને પન્ના હેમાણી, હિંમત શાહ, અરવિંદ અને નિર્મળ ઠક્કર જેવા મજેદાર માણસો સાથે અમારો સમય વીતતો. સંગીત, નૃત્ય, નાટય અને સાહિત્ય સાથેના અમારા વિકસતા રસનો લાભનીલા અને અમને તો મળ્યો જ પણ નાનકડાં અમ્લાન અને અલ્પનાને પણ આ બધું સ્પર્શી ગયું. વાંચવાની ટેવ પણ ચાલુ રહી.

આમ અમે બે દુનિયામાં રહેતા હતા. અમને રાજકારણની આકરી વાસ્તવિકતા જોવા મળી, સાથે સાથે મોરારજીભાઇ, શાસ્ત્રીજી, દ્વારકાપ્રસાદ મિશ્ર, મનુભાઇ શાહ, જગજીવનરામ વગેરેની શક્તિઓનો પણ અનુભવ થયો. નાના માણસોની મોટાઇ જોતાં અમે ઊછરેલા. આ સાડાપાંચ વર્ષમાં અમે મોટા માણસોની અલ્પતા જોઇ. અમારે માટે આ સમય હતો જાહેરજીવનની વાસ્તવિકતા સમજવાનો અને મૈત્રીની ઉષ્મા પામવાનો. અમારું પાથેય વધતું ચાલ્યું.

પાથેય-૨

મોરારજીભાઇને જ્યારે ૧૯૬૯ના જુલાઇમાં નાયબ વડા પ્રધાનપદેથી દૂર કર્યા ત્યારે એમને દૂર કરવા માટે અપનાવાયેલી રીત તેમને ગમી નહોતી. એમણે કહેલું કે રીંગણાં, બટાકાની જેમ એમને ફેંકી દીધા. નાણા મંત્રાલય કોને સોંપવું એની વિમાસણ અને બેંગલોરમાં ઇંગિત કરેલી નવી આર્થિક નીતિને અમલમાં મૂકવાનું મહત્ત્વ જોતાં ઇંદિરાજીએ નાણામંત્રાલય પોતાના હસ્તક રાખ્યું. ત્યારે અમે નાણામંત્રીના નિજી સચિવ તરીકે ચાલુ રહેલા. તેથી મંત્રાલયના મોટા ભાગના કાગળો અને કૅબિનેટની નોંધો અમારી મારફત એમની પાસે જાય. આવું થોડો વખત ચાલ્યું. અમે ભવિષ્યનો વિચાર કરતા હતા ત્યારે પી. એન. હકસરનો સંદેશો લઇને દિલ્લીના એક દૈનિકના તંત્રી અમારી પાસે આવ્યા. હકસરસાહેબે કહેવડાવેલું કે ભારત સરકારમાં અમારે જ્યાં જવું હશે ત્યાં એ વ્યવસ્થા કરશે. અમને હકસરસાહેબનો સીધો સંપર્ક નહોતો. પરંતુ એમણે એમની મેળે આવો સંદેશો મોકલ્યો.
દિલ્લીમાં રહેવાનું અમને અનુકૂળ હતું. અમ્લાન અને અલ્પના નિશાળમાં ગોઠવાઇ ગયાં હતાં. શાહજહાં રોડ પર રહેવાની અનુકૂળતા હતી. વળી, અમારું ઘર મિત્રોનું મિલનસ્થાન બની રહેલું એનો પણ અમને આનંદ હતો. તેથી અમે વિચાર કરતા હતા કે કોઇ મિનિસ્ટ્રીમાં જવું કે દિલ્લીના એસ. ટી. સી. જેવા જાહેર સાહસમાં જવું. ત્યાં એક દિવસ સવારના પહોરમાં એસ. રંગનાથન એમ જ અમારે ઘેર આવી ચડ્યા. એ ત્યારે કોમ્પટ્રોલર અને ઑડિટરજનરલ હતા. દેશની આર્થિક નીતિઓના ઘડતરમાં જે થોડા અધિકારીઓ મોખરે હતા તેમાં એ પણ ખરા. નિવૃત્ત થયા પછી એમને સી. એ. જી. બનાવેલા. તેથી વિશેષ, એમની ગણના એક શાણા સજ્જનની હતી. એમના આવવાનું પ્રયોજન અમને સમજાયું નહીં. કૉફી પીધા પછી કહે પી. એન. એચ. (પી. એન. હકસરને સૌ પી. એન. એચ. તરીકે બોલાવતા)એ તમને જે કહેવડાવ્યું છે તેની મને ખબર છે. માગો તે મળશે. પરંતુ મારી સલાહ એ છે કે તમારે દિલ્લીમાં ન રહેવું. અહીં તમારા ઉપર નજર રહેશે અને વડા પ્રધાનની આસપાસના માણસો શું વાત વહેતી મૂકે એ કહેવાય નહીં. જોકે ઇંદિરાજી ફરી વડાં પ્રધાન બન્યા અને અમે એમની સાથે કામ કર્યું એ જોતાં રંગનાથનસાહેબની ભીતિ કદાચ અસ્થાને ગણાય. છતાં એમની પાસે બીજા કરતાં વધુ માહિતી રહેતી. વળી, એમના જેવા સન્માનનીય વ્યક્તિ સામે ચાલીને આ સલાહ આપવા આવેલા તેથી અમે એનું મહત્ત્વ સમજ્યા.

દરમિયાન, અમે બ્યૂરો ઓફ પબ્લિક ઍન્ટરપ્રાઇઝમાં જોઇન્ટ ડાયરેક્ટર તરીકે જોડાયેલા. નાણાપ્રધાનના નિજી મંત્રાલયનું કામ પણ ચાલુ હતું. ત્યારે એક બાહોશ અને ઉમદા સજ્જન નાણામંત્રાલયના સચિવ હતા-પી. ગોવિંદન નાયર. અમારા માટે એમને કૂણી લાગણી ખરી. એક દિવસ અમને બોલાવીને કહે વડોદરામાં I P C L નામનું નવું જાહેર સાહસ આકાર લઇ રહ્યું છે. તમે ત્યાં જવા ઇચ્છશો? અમને પછી ખબર પડેલી કે રંગનાથનસાહેબે એમને વાત કરેલી. વાસ્તવમાં અમારા માટે ઘણાને લાગણી હતી એનો અમને આનંદ પણ હતો.

અમે પહેલાં અધ્યાપન, સંશોધન અને સંપાદન કર્યું. ત્યાર પછી અમે રાજકારણ

અને જાહેરજીવનની મોટી દુનિયામાં ફરી આવ્યા. ત્યાર પછીની કામગીરીમાં

નાણાક્ષેત્રે નીતિ ઘડવાની અને અમલમાં મૂકવાની પ્રક્રિયામાં એક કડીરૂપ હતા.

આ નવો પ્રસ્તાવ એક નવા અનુભવનું નોતરું લઇને આવેલો.

અમારી કારકિર્દીમાં અણધાર્યા ફેરફારો થાય એ નવી વાત ન હતી. આમ અમે ગઢ જૂનાની પોળેથી ગયેલા અમદાવાદ મધ્યે. ત્યાંથી ગયા રાજદ્વારે. હવે વિચર્યા વડોદરે. વડોદરા અમારા માટે નવું ન હતું; કારણ, અમારા બંને ભાઇઓ ૧૯૫૨થી ૧૯૬૮ સુધી વારાફરતી ત્યાં મેડિકલ કૉલેજમાં ભણેલા. અમારા બીજા પણ ઘણાં પરિચિતો, સ્નેહીઓ ત્યાં હતાં.

I P C L -૧

સાઇ. પી. સી. એલ.ની ભૂમિકા લવરાજ કુમાર પરના લેખમાં જોવા મળશે. સાઇ. પી. સી. એલ.ની કલ્પનાને આકાર આપવાનું કામ સહેલું નહોતું. અગાઉ નિર્ધારિત કદ કરતાં આ યોજના કેમ ઘણી મોટી થઇ ગઇ એ વાત અન્યત્ર થઇ છે. હવે એને અમલમાં મૂકવાની વાત કરીએ. એક, આ મોટી યોજનાને જાહેર સાહસના ચોકઠામાં; એટલે કે, ચુસ્ત સરકારી નિયમોની મર્યાદામાં રહીને, મૂર્તિમંત કરવાની હતી. બીજું, ત્યારે પેટ્રોકેમિકલ્સ કારખાનું નાખતા ૭૦ ટકા ખર્ચ વિદેશી મુદ્રામાં કરવું પડતું અને આપણા દેશ પાસે એ મુદ્રાનો અભાવ હતો. ત્રણ, કેટલીક ટેક્નૉલૉજી ઉપલબ્ધ ન હતી અથવા તો એ જ્યાંથી મળે તેમ હતી ત્યાં કોઇ ક્રેડિટ મળતી નહોતી. ચોથું. પેટ્રોકેમિકલ્સની સત્તર ટેક્નોલૉજીને સંકલિત કરતા આવા મોટા સંકુલને આકાર આપવાનો દેશમાં કોઈને અનુભવ ન હતો. એકમાત્ર નોસિલને પ્રમાણમાં નાના સંકલિત સંકુલનો અનુભવ હતો. પાંચમું અને સૌથી મહત્ત્વનું, આ ચાર વાસ્તવિકતાની નાકાબંધીમાંથી માર્ગ કાઢીને આ કપરું કામ કરનારા માણસો ક્યાં હતા? જે હતા તે ખાનગી ક્ષેત્રે હતા અને તે પણ જૂની ટેક્નૉલૉજીવાળાં નાનાં એકમો ચલાવીને નફો કરતા. વળી, એમના પગાર અને બીજી સવલતો છોડીને કોણ આવે? તેથી અમે આરંભે આ સફળ લોકોની મજાકના નિશાન બન્યા હતા.

I P C L ની સફળતા માટે કોઇ એક જ વ્યક્તિને બધો જશ આપી શકાય તેમ નથી. વાસ્તવમાં બધાં જ ખાતાંના વડા એમની ત્રીસીમાં હતા. બે ચારને બાદ કરતાં એમને સૌને ક્ષેત્રનો મર્યાદિત અનુભવ હતો. છતાં જે ઉમંગ અને ધગશથી સૌએ સાથે મળીને કામ કર્યું તે લાયકાત અને અનુભવની ઊણપને પૂરી કરવામાં સફળ નીવડ્યું. વળી, એન્જિનિયર્સ ઇન્ડિયાના અનુભવ અને શક્તિઓનો લાભ મળ્યો તે પણ કેટલીક ઊણપને પહોંચી વળવા માટે પર્યાપ્ત નીવડ્યો.

I P C L માં અમને સેવાઓ ઊભી કરવાનું સોંપાયેલું. આયોજન મુજબ બે હજાર કર્મચારીઓ માટે સેવાઓ ઊભી કરવાની, પણ મનોમન બેથી ત્રણગણી જોગવાઇ રાખવાની. કાળક્રમે સંખ્યા છગણી થઇ ગઇ. આ સેવાઓમાં રહેઠાણ, શિક્ષણ, સ્વાસ્થ્ય, વાહનવ્યવહાર, સલામતી, અિગ્નશમન, જમીનસંપાદન વગેરે કામ અમારા ભાગે આવેલા. અમારા સંકુલમાં આ બિનમહત્ત્વના ગણાતા વિષયોમાં અમને સર્જનનો આનંદ આવતો. અમારી સાથે ક્યાં વચનભંગ થયો એના કરતાં અમને શું નવું કરવાની તક મળી અને અમારા પાથેયમાં કેવો વધારો થતો ગયેલો એની જ અમને સ્મૃતિ છે.

એક દાખલો લઇએ. નિશાળ શરૂ કરવાની હતી ત્યારે વીરોક બાળકો હતાં. પણ આયોજન ભવિષ્યનું કરવાનું હતું. પ્રો. મધુભાઇ બૂચ, ડૉ. અમિતા વર્મા અને અમે એમ ત્રણ વ્યક્તિની સમિતિ બનાવી. અમારા અધ્યક્ષનાં પત્નીને શિક્ષણમાં રસ હતો તેથી તેમને પણ જોડેલાં. એ નિશાળ વિકસીને છ હજાર વિદ્યાર્થી સુધી પહોંચી ગઇ. શિક્ષકોને મળવાનું અને એમની સાથે નવી શિક્ષણપદ્ધતિઓ ઉપર વાર્તાલાપ કરવામાં પરસ્પરનું શિક્ષણ થતું. શાળાના ગ્રંથાલયના વિકાસમાં પણ જોડાવું ગમતું. શિક્ષકો અમારા મિત્રો બની ગયેલા.

એ જ રીતે બીજી સેવાઓ વિકસાવવામાં સર્જનાત્મક દૃષ્ટિ કેળવવી પડતી. એ અંગે અનેક નિષ્ણાતોનાં સલાહસૂચન મેળવતાં કેટલાયે નવા વિષયો જાણવા-સમજવાની તક અમને મળેલી. કયો વિષય અમને સોંપશે એનું કંઇ કહેવાય નહીં. ખેતરો અને આંબાવાડિયાં ખોદીને કારખાનાં ઊભાં કરતાં ત્યાંની જીવસૃષ્ટિનું શું થાય? કેટલું બધું જૈવિક વૈવિધ્ય આવી ઔદ્યોગિક પ્રવૃત્તિને કારણે નાશ પામતું હશે એની તો કલ્પના પણ ન થઈ શકે.

આ જીવસૃષ્ટિના પ્રતિનિધિરૂપે અમારે ત્યાં મોટી સંખ્યામાં સાપ દેખા દે. રોજ કોઈને ત્યાં સાપ નીકળે. કોઈના બાથરૂમમાં તો કોઈના રેડિયો ઉપર બેઠેલો હોય. વળી, ક્યાંક સોફા પાછળ લપાઈને આરામ કરતો હોય. અમારા બાગમાંથી રોજ બરાબર બપોરે બાર વાગ્યે કિંગ કોબ્રાની સવારી નીકળતી. પછી તો સાપ રોજની સામાજિક વાતચીતનો ભાગ બન્યો. અમે અહિંસક રીતે સાપને પકડનાર શોધી લાવ્યા. અને એ માણસને સલામતી દળમાં દાખલ કર્યો. એ ટાઉનશિપમાં સાઇકલ ઉપર આંટા મારે. સાથે ખાખી કોથળીઓ રાખે. જ્યાં સાપ હોય ત્યાંથી પકડે અને કાગળની ખાખી કોથળીમાં એની સાઇઝ પ્રમાણે ભરે. પંદર વીસ ભેગા થાય ત્યારે જીપમાં જઈને પાવાગઢના ડુંગરોમાં છોડી આવે. દુનિયામાં એવું કોઈ સ્થળ નહીં હોય જ્યાં સાપને પકડીને દૂર મૂકવા જવા માટે કોઈને નોકરી મળી હોય.

પહેલાં I P C L નું રિફાઈનરીએ ખાલી કરેલું જર્જરિત ટાઉનશિપ હતું. પછી કાયમી ટાઉનશિપ બંધાયું. છતાં જે જૂના ટાઉનશિપમાં રહેતા હતા તે મોટે ભાગે નવામાં ન ગયા. આ ટાઉનશિપની ખૂબી એ હતી કે તેમાં ઊંચનીચનો ભેદ ન મળે. અમારે ડ્રાઇવર, રસોઇયા, કંપાઉન્ડર અને અધ્યક્ષની સાથે ઘરોબો. સાંજે એ બધાનાં છોકરા સાથે અમે બૅડમિન્ટન રમીએ અને વારતહેવાર પણ અમે સાથે ઊજવીએ. એ સંબંધો ચાલીસ વર્ષે પણ જીવંત રહ્યા. આજે પણ કોઈ ડ્રાઇવર કે ગેસ્ટહાઉસના એક વખતના બેરરના છોકરાના લગ્નમાં જતાં એટલા જ રાજી થઈએ. બેસતા વર્ષે હજુ એ બધાં આવે અને સાથે બેસીને જૂની વાતો કરીએ. આ સમાજવ્યવસ્થામાં યુવાન અધિકારીઓ અમારા સાથીઓ હતા. કુંવારા હોય ત્યારે એકસાથે ત્રણ ચાર તેજસ્વી યુવાન અધિકારીઓ પાછળના રસોડાના બારણેથી દાખલ થાય, ફ્રીઝમાં અને બીજે જે મળે તે ઝાપટી જાય અને પછી દીવાનખાનામાં દાખલ થાય. આવી મિત્રતાનો લહાવો માણવાની મઝા આવતી. અમારે આ તેજસ્વી યુવાનો અને જેને ક્લાસ ફોર કહેવાય એવા લોકો સાથે વધુ ઘરોબો હતો.

અમારા ખાતાને મજાકમાં કેટલાક સાહેબો કોથળો કહેતા. આ કોથળાના ઘણા ફાયદા હતા. એક તો વડોદરા યુનિવર્સિટી અને શહેરની સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ સાથે અમારું સંધાન થયું. એમાં કાંઈક યોગદાન પણ આપી શક્યા. રાજ્ય સરકાર પાસેથી મદદ મેળવવાનું અમે શીખ્યા. પ્રચાર-માધ્યમો અમારી નજીક રહ્યાં. વાત એટલે સુધી આગળ વધી કે પબ્લિક રિલેશનમાં અમે રાષ્ટ્રકક્ષાએ ગણના પામ્યા અને ૧૯૭૪-૭૫માં પબ્લિક રિલેશન્સ સોસાયટી ઑફ ઇન્ડિયાના અધ્યક્ષ પણ થયા. બીજાં પણ સામાજિક, શૈક્ષણિક અને સાંસ્કૃતિક સંશોધનમાં અમે જોડાયા કે નજીક આવ્યા.

એક મોટું કામ કરવાની તક મળી. ૧૯૭૫માં ગુજરાતમાં મોટો દુકાળ પડેલો. અનાજ તો બહારથી આવે પણ પાણી અને ઘાસચારાની મોટી ખેંચ હતી. ત્યારે સાવલીવાળા સ્વામીજીએ રણોલી પાસે ગાય ભેંસને બચાવવા એક કેન્દ્ર ઊભું કરેલું. રણોલીના રાવજીભાઈ પટેલ અમારા મુરબ્બી અને મિત્ર. I P C L પાસે સો એકર કરતાંય વધારે જમીન ભાવિ ઉપયોગ માટે ખાલી પડી હતી. પાણી પણ હતું. સ્વામીજીની પ્રેરણાથી એ જમીનનો ઉપયોગ ઘાસ ઉગાડવા માટે કર્યો. છાસઠ દિવસે વિપુલ પ્રમાણમાં ઘાસ પ્રાપ્ત થયું. ત્યારથી રાવજીભાઈ સાથેનો અમારો સંબંધ ગાઢ થયો અને સ્વામીજીની કૃપા વરસતી રહી.

આ વર્ષોમાં અમે જેમની જમીન સંપાદિત કરી હોય તેવા અને જે ખેતમજૂરોની આજીવિકા જમીન પર આધારિત હતી તેમની સ્થિતિનો અભ્યાસ કર્યો. અમને ત્યારે પ્રતીતિ થઇ કે ખેડૂતોના જમીન સાથેના સંબંધને આજ સુધી કોઈ સમજ્યું નથી. દહેજ સંકુલ માટે જમીન પ્રાપ્ત કરતી વખતે અમારે જમીન ખોનારની વ્યથા કેમ ઓછી થાય અને તે માટે શું કરવું જોઈએ તે મૂંઝવતો પ્રશ્ન હતો.

રાજદરબારે (૧૯૭૭–૧૯૮૨)

અમે વડા પ્રધાનના દફતરે કેવા આકસ્મિક રીતે પહોંચ્યા એની વાત તો અન્યત્ર થઇ છે. અમે વડોદરાથી બે દિવસમાં પાછા ફર્યા ત્યારે વી. શંકર અને વી. વાય. ટોણપે જોડાઇ ગયેલા. અમને ઓફિસર ઓન સ્પેશિયલ ડ્યૂટી બનાવવાનો પ્રસ્તાવ કેબિનેટ સેક્રેટરીએ કૅબિનેટની ઍપોઇન્ટમેન્ટ્સ કમિટીને મોકલ્યો. અમારી બાબતમાં આ કમિટીમાં બે સભ્યો હતા. એક ગૃહમંત્રી અને બીજા વડા પ્રધાન, ચૌધરીસાહેબને અમે મળેલા નહીં અને એમને અમે જોયેલા પણ નહીં. પરંતુ એમણે રેકર્ડ જોઇને લખ્યું કે હસમુખ શાહને એમના રેકર્ડના આધારે જોઇન્ટ સેક્રેટરી બનાવવાની કાર્યવાહી કરો. અમારા રેકર્ડની અલગ અલગ નકલ ચાર સિનિયર સેક્રેટરીઓ પાસે ગઇ અને અમે એમાં ઉત્તીર્ણ થયા એટલે ભારત સરકારના સંયુક્ત સચિવ તરીકે અમને નીમવામાં આવ્યા. દિલ્લીના રાજદ્વારે આ પદને લોકો નાણી જુએ.

વડા પ્રધાનના દફતરે અમને જોવા મળેલી ગતિવિધિઓની વાત કેટલાક લેખોમાં આવી ગઇ છે, પરંતુ કેટલી ત્રુટક વાતો લેખરૂપે ન આવી શકે તેને આ પ્રકરણમાં સમાવવાનો પ્રયત્ન કર્યો છે.

અમે વડા પ્રધાનના દફતરે જોડાયા ત્યારે ત્યાં એક બીજા સંયુક્ત સચિવ હતા. એમણે ઇંદિરાજીના સમયમાં પાંચ વર્ષ પૂરાં કરેલાં. તેમની સાથે અમારી કેમિસ્ટ્રી તરત ગોઠવાઇ ગયેલી. જતાં પહેલાં એમણે અમને કેટલીક શીખ આપેલી. એક, કોઇ પણ પ્રશ્નના સરળ નિરાકરણની વાત કોઇ કરે તો સચેત રહેવાનું; કારણ, જે પ્રશ્ન વડા પ્રધાન સુધી સમાધાન માટે પહોંચે એને અગાઉ અનેક સ્તરે લોકોએ તપાસ્યો હોય. મૂળ કરતાં પણ એ પ્રશ્ન વધુ ગૂંચવાયેલો હોય. કેટલાંય સ્થાપિત હિતો એમાં કામે લાગેલાં હોય, એટલે આ ઑફિસમાં કોઇ સરળ સમાધાન શક્ય નથી. પછી એમણે પી. એન. હકસરનું વાક્ય ટાંક્યું: I am wary of neat solutions.

બીજું, બધે તો ખરું જ, પણ આ ઑફિસમાં વિશેષ તમને ચાર પ્રકારના માણસોનો અનુભવ થશે:
૧. કાર્યક્ષમ અને પ્રામાણિક,
૨. કાર્યક્ષમ અને અપ્રામાણિક,
૩. બિનકાર્યક્ષમ અને પ્રામાણિક; અને,
૪. બિનકાર્યક્ષમ અને અપ્રામાણિક.

એમાં પહેલાં ગુણોવાળા મળે તેને લેવા. બીજામાં અને ત્રીજામાં કોને પ્રાધાન્ય આપવું તે તમારે નક્કી કરવાનું. એ નહીં ભૂલતા કે Buck stops in this office. ડિલિવરીની જવાબદારી તમારી છે.

દિલ્લીમાં સૌ કોઇ પહેલું મકાન શોધે. અમને લોદી એસ્ટેટમાં સરદાર પટેલ વિદ્યાલયની બાજુમાં મકાન મળ્યું. એ મકાનમાં પહેલાં હરિયાણાના ભૂતપૂર્વ મુખ્યમંત્રી અને પછી સંસદસભ્ય બનેલા ભગવત દયાળ શર્મા રહેતા. ચૂંટણીમાં એ હાર્યા એટલે મકાન ખાલી કરવાનો વારો આવ્યો. વિનોદી પ્રકૃતિના એ વ્યક્તિ રાજકારણના ખેલાડી હતા. એમના દીવાનખાનામાં એમના દીકરાઓની મોટરસાયકલો હોય. ચાર પાંચ ખાટલા હોય જેનો ઉપયોગ ઘરના લોકો અને મહેમાનો કરે. એ ગાય પણ રાખતા પણ એને દીવાનખાનામાં નહીં બાંધેલી એવું અમને જાણવા મળેલું. ક્યારેક બાંધતા હોય તો આપણી જાણમાં નથી. પરંતુ મકાનનો કબજો લીધા પછી કેટલાયે માણસોએ કેટલાય દિવસો ઘસ્યું ત્યારે ફરસનો રંગ જોવા મળેલો. મકાનની દીવાલોથી ઉપર છ ફૂટ સુધી ભેજ ખરો. છત સોળ ફૂટ ઊંચી. ઉપરથી ચારેક ફૂટમાં પણ ભેજ. વચ્ચે છએક ફૂટનો ચોખ્ખો પટ્ટો મળે. એક વાર અમારે ત્યાં ઇન્ડિયન ઑઇલના અધ્યક્ષ ટાઓરો આવ્યા. ભેજવાળી દીવાલો જોઇને કહે અહીં તો ફેફસાંના રોગ થાય. વળી, થોડી વારે કહે દમની વ્યાધિવાળાને અહીં મુશ્કેલી પડે. જ્યારે ત્રીજી વાર એમને આ ચિંતા સતાવતી હતી ત્યારે અમે કહ્યું સાહેબ, આ એક કલાકમાં કંઇ નહીં થાય. આપ આરામથી બેસો.

ઘરની બહાર પગ મૂકીએ એટલે ડાબે સોનચંપાનું અને જમણે કદંબનું ઝાડ રાતના અંધકારને ખુશબોભર્યો બનાવે. પાછળ બીલીનું વૃક્ષ. ભગવત દયાળજી અને અમારે સારું બનતું. થોડા વખતમાં એ રાજ્યસભાના સભ્ય તરીકે ચૂંટાયા એટલે આવ્યા અમારી પાસે. આ મકાનમાં મારાં ઓપરેશન થયાં છે અને હું બચ્યો છું. તેમ જ મારા દીકરા અકસ્માતમાં બચ્યા છે, એટલે અમારે માટે આ ઘર શુકનવંતું છે. તમે બીજે રહેવા જાઓ એવી એમની વિનંતી. નીલાએ મહિનાની મહેનતે રહેવા જેવું બનાવેલું ઘર એમ કેમ ખાલી કરાય? એટલે એ ગયા મોરારજીભાઈ પાસે. મોરારજીભાઈએ અમને એટલું જ કહ્યું ભગવત દયાળ આવ્યા હતા. વધુ કંઈ નહીં. અને અમે ત્યાં પાંચ વર્ષ ગાળ્યાં. અમે વડા પ્રધાન સાથે જોડાયા ત્યારે એક સમસ્યા ઊભી થઈ. અમ્લાનને એ વર્ષે એન્જિનિયરિંગમાં દાખલ થવાનું હતું. એના માર્ક ઊંચા હતા એટલે ગુજરાતમાં એને પ્રવેશ મળી ગયો. પરંતુ એ હૉસ્ટેલમાં હોય તો એનું વધારાનું ખર્ચ આવે. જોઇન્ટ સેક્રેટરીના પગારમાં હૉસ્ટેલખર્ચની ખેંચ પડે. એટલે એને દિલ્લી કૉલેજ ઑફ એન્જિનિયરિંગમાં ઍડ્મિશન માટે પરીક્ષા આપી. આ કોલેજમાં સાડા સત્યાશી ટકા સીટો એક યા બીજા પ્રદેશ કે વર્ગ માટે અનામત હતી. બાકીની સાડાબાર ટકામાં એનો નંબર ન લાગ્યો. એટલે એ વડોદરા એન્જિનિયરિંગ કૉલેજમાં દાખલ થવા ગયો. અહીં શંકરસાહેબને ઈશ્વરલાલ પટેલે વાત કરી. એટલે શંકરસાહેબે વાઇસ ચાન્સેલરને કાગળ લખ્યો કે અમ્લાન શાહને એન્જિનિયરિંગ કૉલેજમાં ઍડમિશન આપો. એ કાગળ ટપાલમાં જાય તે પહેલાં શંકરસાહેબના પી. એ. અમને હોંશે હોંશે એ કાગળ બતાવવા આવ્યા. તે દિવસે અમ્લાનનું પત્તું આવેલું જેમાં એણે આ શબ્દોમાં ચોખ્ખું લખેલું:

“ભાઈ, મારા ઍડ્મિશન માટે કોઈની દાઢીમાં હાથ ન ઘાલતા.” શંકરસાહેબે લખેલ કાગળ આજે પણ અમારી પાસે છે.

આ સમયે અમે મહત્ત્વનું જે કંઈ જોયું એનું બયાન તો કેટલાક લેખોમાં આવી ગયું છે. છતાં કેટલીક કામગીરીઓ અમારે ભાગે આવતી. એમાંની એક હતી જવાહરલાલ નેહરુ યુનિવર્સિટીની નિમણૂકો અને ઍડ્મિશનની ગેરરીતિઓ તપાસી ભલામણો કરવાની. જે. એન. યુ. બુદ્ધિજીવીઓનું સ્થાન. સરકાર એનું બજેટ પણ ભર્યુંભાદર્યું રાખે. યુનિવર્સિટીમાં કોને લેવા, ચડાવવા કે પાણીચું આપવું એ બધું સોશિયલ સર્કલમાં અગાઉ નક્કી થાય. વળી, જે. એન. યુ. એટલે ડાબેરી + કૉંગ્રેસ એક તરફે અને બીજી તરફ બી. જે. પી. + આર. એસ. એસ. + અન્ય અસંતુષ્ટો. આ સૌ આમનેસામને.

ઇંદિરાજીને રાજી રાખવા વડા પ્રધાનને એના વાઇસ ચાન્સેલર બનાવાયેલાં. એવું પંડિતજીને માટે શાંતિનિકેતનમાં પણ થયું હતું. પરિણામે આ પ્રથા ચાલુ રહી. મોરારજીભાઈ વડા પ્રધાન થયા એટલે એમને જે. એન. યુ.એ નોતર્યા. ત્યાં નોકરીમાં સગાંવાદ અને ઍડ્મિશનમાં પક્ષપાતની ફરિયાદો થઈ. મોરારજીભાઈ કોઈ જવાબદારીમાંથી છટકવામાં ન માને. સામે ચાલીને એ કઠણ કામ હાથમાં લે. ઊઠ પાણા પગ ઉપર! આખો મામલો એમણે હાથમાં લીધો અને પછી એ આવી ચડ્યો અમારા ટેબલ ઉપર. અમે એક બાહોશ નિવૃત્ત અધિકારીને સાથે જોડ્યા. એ અધિકારી જે કંઈ માહિતી માગે તે બીજે દિવસે છાપામાં આવે અને એના ઉપર ટિપ્પણી થાય તે વધારામાં. એ ટિપ્પણી શિષ્ટ જ હોય એવું નહીં. માહિતી પણ અધૂરી મળે. કશું ગોપનીય ન રહે. કોઈ વ્યક્તિની નિમણૂક વિશે તપાસ કરવાની હોય તો તે બધું બહાર એક વાર વડા પ્રધાને વાઇસ ચાન્સેલર ડો. નાગ ચૌધરીને કહ્યું કે તમારે ત્યાં ગોપનીયતા કેમ નથી જળવાતી ? એમનો જવાબ હતો કે મારાથી ગોપનીયતા જાળવવાનું શક્ય નથી ! છેવટે અમે તટસ્થ રીતે રિપોર્ટ લખ્યો. અમારી દૃષ્ટિએ રિપોર્ટ સારો હતો. પણ શિક્ષણ મંત્રાલયમાં એ ગયો પછી કોઈ અભરાઈ ઉપરથી નીચે ન ઊતર્યો.

વડા પ્રધાનની ઑફિસ ત્યારે નાની હતી. એક પ્રિન્સિપલ સેક્રેટરી અને ત્રણ જૉઇન્ટ સેક્રેટરીઓ. બાકી રહ્યા ટોણપે. કોઈ ઇન્ફર્મેશન ઍડ્વાઇઝર હતા નહીં. શંકરસાહેબ ઘેર જમવા જાય. અમે ચાર અમારા ડબ્બા ખોલીએ ત્યારે એકાદ મહેમાન પણ હોય. કોઈ વિઝિટિંગ ઍમ્બેસેડર, કોઈ શિક્ષણવિદ, કોઈ એન. જી. ઓ.વાળા એમ કોઈક હોય. આ એક કલાકમાં અમને એકબીજાના કામનો ખ્યાલ રહેતો. કોઈ ને કોઈ મહેમાન હોય તેમના થકી અવિધિસર રીતે માહિતી અને સૂચનો મળતાં. અમારા એન્ટેના કામે લાગતાં અને જરૂર પડ્યે એ માહિતી કામમાં

આવતી. હવે પીએમઓના દરવાજામાં દાખલ થવાનું સહેલું નથી. તેથી ત્યાં કામ કરનારાનાં એન્ટેનામાં બહુ ઓછી માહિતી પકડાય છે.

મોરારજીભાઇ વડા પ્રધાન હતા ત્યારે ટોણપે અને અમારે મોરારજીભાઇ સાથે ચિઠ્ઠી વહેવાર હતો. મોટે ભાગે પેન્સિલમાં લખાયેલ આ ચિઠ્ઠીઓ બહુ કામમાં આવતી. એમાં કરેલાં સૂચન કે આપેલી માહિતીનો કોઇક જ વાર અમલ નહીં થયો હોય. અમારી પાસે જે થોડી ચિઠ્ઠીઓ સચવાઇ છે તે જોતાં અમારામાં મોરારજીભાઇને પૂરો વિશ્વાસ હતો એમ કહી શકાય.

આઇ. જી. પટેલ એક સૂચન લઇને મોરારજીભાઇ પાસે આવ્યા કે વર્લ્ડ બેંક અને આઇ. એમ. એફ.માં કેટલાક ભારતીય અધિકારીઓ છે, આપણે તેમને અહીં ડેપ્યુટેશન ઉપર લાવવા અને એમને ગમે તો અહીં કાયમી થાય અને ન ગમે તો પાછા જાય. એનો એક ફાયદો એ થાય કે આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ કઇ રીતે કાર્ય કરે છે અને નિર્ણય લે છે તેની જાણ આપણા અધિકારીઓને મળે અને આપણા પ્રસ્તાવોને મંજૂરી મળવાનું સરળ થાય. મોરારજીભાઇએ કહ્યું કે that means these people want best of both worlds. આપણા અધિકારીઓ બાહોશ છે તેમને કંઇ એમના સહવાસથી ખાસ ફાયદો થાય એમ હું માનતો નથી. આઇ. જી.ના ખ્યાલમાં મોન્ટેકસિંહ અહુવાલિયા, ડૉ. પ્રફુલ્લ સંઘવી, શંકર આચાર્ય અને બીજા એક હતા. જતાં પહેલાં આઇ. જી.એ અમારા રૂમમાં ડોકિયું કર્યું અને પછી વાત કરી આઇ. જી. કહે કંઇક કરો અમે લાંબી ચિઠ્ઠી લખી દશ જ મિનિટમાં એમની મંજૂરી આવી ગઇ. એવી જ ચિઠ્ઠીઓ બાબુભાઇ પટેલે ગૅસના પુરવઠા વિશે કહેલું હોય કે ગુજરાતને લગતા કેટલાક પ્રશ્નો વિશે હોય કપિલા વાત્સ્યાયનની લાયકાત વિશે કોઇએ કાનભંભેરણી કરેલી ત્યારે અમે લાંબી ચિઠ્ઠી લખેલી અને હકીકતની ખરી રજૂઆત કરેલી. બ્રેઝનેવ અને ટિટો સાથેની ઔપચારિક વાટાઘાટો આગળ વધતી ન હતી ત્યારે અમારી એક લીટીની ચિઠ્ઠીએ સ્થિતિ સાચવી લીધેલી. દુર્ભાગ્યે થોડી જ ચિઠ્ઠીઓ સચવાઇ છે. બધી સાચવી હોત તો એનું જ એક પુસ્તક બન્યું હોત.

૧૯૭૭-૭૯માં કોલસાની ઘણી ખેંચ હતી. કોલસાની ખાણોમાંથી ગુજરાત માટે આવતા કોલસાની આખી ને આખી ગુડ્સ ટ્રેનો રસ્તામાં આંતરી લેવાય અને કોલસો ખાલી કરાય. વળી, કોલસામાં મોટા મોટા પથ્થર નખાઇને આવે અને આપણાં યંત્રોને નુકસાન કરે. મકરંદ દેસાઇ ગુજરાતના ઊર્જામંત્રી, રોજ એમના ફોન આવે. મકરંદભાઇ દર અઠવાડિયે દિલ્લીમાં હાજર. અમે વચ્ચે પડીને રસ્તો કાઢીએ. આ વાત મોરારજીભાઇને કાને નાખી અને કૅબિનેટની એક એમ્પાવર્ડ કમિટી નીમવાનું સૂચવ્યું. નાણામંત્રી એચ. એમ. પટેલના અધ્યક્ષપદે આ કમિટી રચાઇ. આર્થિક મંત્રાલયોના મંત્રીઓ એના સભ્ય. બીજા લાગતાવળગતાને જરૂર પૂરતા બોલાવ્યા હોય. ડૉ. મનમોહનસિંહ અને અમે નિયમિત બેસીએ. કૅબિનેટ સેક્રેટરી પોતે આવે જે પ્રશ્ન હોય તેની વિગતવાર નોંધ તૈયાર થાય. એમાં સંબંધિત મંત્રાલયોનાં દૃષ્ટિબિંદુ રજૂ કરાય. બધાએ એ નોંધ વાંચીને આવવું પડે. હીરુભાઇની હાજરીમાં કોઇ આડવાત ન થાય. એક કલાકમાં પેચીદા સવાલ ઉપર પણ નિર્ણય લેવાઇ જાય. તરત એની મિનિટ્સ લખાય અને છ દિવસમાં અમલ થાય. બીજા અઠવાડિયે એનાં લેખાં જોખાં લેવાય. પેચીદા વિષયો ઉપર આટલી ઝડપથી નિર્ણય લેવામાં હીરુભાઇની કાર્યપદ્ધતિ અને એમની પ્રતિભા કારણરૂપ હતાં.

રાજદરબારનો અમને એક મઝાનો અનુભવ થતો રહ્યો. દિલ્લીમાં પૅલેસ વૉચર્સનો પાર નહીં આજે કોની સામે જોઇને વડા પ્રધાન મલકાવા એ ખબર પડે તો એ વ્યક્તિની ટેલિફોનની ઘંટડી વાગ્યા કરે. એવી વ્યક્તિને ત્યાં કોઇ ને કોઇ બહાનું કાઢીને મળવા આવનારની પણ લાઇન લાગે તે દિવસે આપણી હૅર કટ અને ખાદીનાં પણ વખાણ થાય. એક વાર એક સામયિકે અમને વડા પ્રધાનના કાર્યાલયના સૌથી શક્તિશાળી ઑફિસર તરીકે વર્ણવ્યા. કેટલાક આવનારાથી દૂર રહ્યા અને કેટલાકના ઉપર ગુસ્સો પણ કાઢ્યો. મોરારજીભાઇ ગયા અને ચરણસિંહ આવ્યા ત્યારે અમારું શું થશે એની ચિંતા દિલ્લીના ખટપટિયા અને ખાટસવાદીઓને સતાવે. કારણ, એનો ભેદ કોઇને ન સમજાયો. અમને આજ સુધી એ ભેદ નથી. સમજાયો. ઇંદિરાજી આવ્યાં અને અમે ચાલુ રહ્યા એ ભેદ પણ કોઇ સમજ્યા નથી. પછી અમને તો એ ક્યાંથી સમજાય?

અમે ઑલ ઇન્ડિયા સર્વિસના મૂલ્યાંકનમાં ન્યાય સુસંગત એક સુધારો કરાવી શક્યા. એન્યૂઅલ કોન્ફિડેન્સિયલ રિપોર્ટ લખવામાં કોઈ ધોરણ જળવાતું નહીં. દરેક અધિકારીનો રિપોર્ટ લખીને ઉપરી અધિકારી એ અધિકારીને ચારમાંથી એક વિશેષણથી નવાજે. ઍવરેજ, ગુડ, વેરી ગુડ અને બધાંમાં ઝળકી ઊઠે એવાને આઉટસ્ટેન્ડિંગનું માન મળે. પરંતુ કેટલાંક રાજ્યોમાં, ખાસ કરીને જ્યાંનો વહીવટ નબળો હોય તેવાં રાજ્યોમાં, મોટા ભાગનાં આઉટસ્ટૅન્ટિંગ હોય અને મહારાષ્ટ્ર તામિલનાડુ અને ગુજરાત જેવાં રાજ્યોમાં વેરી ગુડ મળે. આવી અસમતુલા થતી હોય તે રાજ્યના ચીફ સેક્રેટરી સાથે મસલત કરીને રિપોર્ટ મૉડરેટ કરવા. આ પદ્ધતિ અપનાવાઇ જેને કારણે અનેક લાયક અધિકારીઓને ન્યાય મળ્યો અને મળતો રહેશે.

બ્રાયોની

અમે ટિટોના કાયમી આવાસ સમા બ્રાયોની ટાપુએ સૌપ્રથમ એક વડા પ્રધાનના પ્રતિનિધિમંડળમાં સભ્ય તરીકે ૧૯૭૯માં ગયા હતા. ત્યારે ટાપુની ઊડતી મુલાકાત લીધેલી પણ વધુ સમય ન હતો. છતાં ૧૯૫૬માં જે બાંકડે બેસીને ટિટો, નેહરુ અને નાસરે બિનજોડાણની નીતિ ઘડેલી તે બાંકડે અમે પણ બેઠેલા. ટિટોને મળવા માટે ખાસ બ્રાયોની ટાપુ ગયેલા. ત્યાં ઓડ્રિયાટિકની વચ્ચે બપોરનું ભોજન હતું. બધાં તો ઓડ્રિયાટિકના તાજાં લૉબ્સ્ટર રંધાઈને આવતાં તે આરોગતાં. એ દિવસે મોરારજીભાઇને નિર્જળા એકાદશી હતી. અમે શાકાહારી રહ્યા એટલે યજમાનોએ એમ માન્યું કે અમારે પણ નિર્જળા એકાદશી હશે. એકબે સાથીઓએ વચ્ચે પડીને અર્ધા કાચા ચણા, વટાણા, બટેટા અને પ્લેટમાં ખખડે એવા સ્થાનિક ભાતનું ભોજન અમારા માટે મેળવેલું.

તે અગાઉ અમે ૧૯૭૮માં લ્યુબ્લિયાના ગયેલા ત્યારે બ્રાયાની ગયેલા. અલપઝલપ જોયું અને ટાપુ છોડવાનો સમય થઇ ગયો. બ્રાયોનીને અમે ખરેખર માણ્યું I P C L માંથી અમે બે વાર ઝગરેબ ગયેલા ત્યારે ટિટોના પુત્ર જોસીપ યુગોસ્લાવિયાની પેટ્રોકેમિકલ્સ કંપનીના જનરલ મૅનેજર હતા. એમણે અમારી સારી ખાતરદારી કરી. ટિટોનું વાઇન સેલર બતાવ્યું યુરોપના વાઇનના કલેક્શનમાં ટિટોનો નંબર ઊંચો. વાઇન સેલરમાં ભંડકિયાનો ભેજ જોઇએ. બૉટલો ઉપર ધૂળ, ભમરીના દર સાથે બરાબર અવાવરું દેખાય એમાંથી ઉત્તમોત્તમ બોટલ કાઢીને અમારી મહેમાનનવાજી કરી. પછી ટિટોનો સ્ટુડિયો બતાવ્યો. ટિટો સારા ફોટોગ્રાફર હતા અને પોતે જ પ્રિન્ટ ડેવલપ કરતા. એમણે પાડેલ સુંદરીઓની છબિઓ જોવા મળી.

બ્રાયોનીની ઐતિહાસિકતા અને એનું સૌન્દર્ય અમારે ચિત્ત ચોટેલાં રહ્યાં.

અમારા એક મિત્ર હતા-અરવિંદ કિલાચંદ, એમને વિશેષ સંબંધ કાન્તિલાલ દેસાઈ સાથે, પણ અમારી સાથેનો સંબંધ આગવો. સવા છ ફૂટ ઊંચા હશેઃ વજન પણ એવું જ. માથું નાનું. ચાલે ત્યારે ધરતી ધમધમે પરંતુ જીવનરસને સૂક્ષ્મતાથી માણનાર એવા ભાગ્યેજ કોઈ મળે જમવાની કોઈ વાનગી હોય, કોઈ અથાણું હોય, કોઈ કળાકૃતિ હોય, કોઈ રમતની ખૂબી જોતાં હોઈએ, ઘોડાં કે કૂતરાંની વાત ચાલતી હોય-કોઈ પણ ક્ષેત્ર એવું નહીં જેના વિશે એ અધિકૃત રીતે જાણતા ન હોય અથવા જાણવા તત્પર ન હોય.

બીજું, એમને તુક્કાઓ આવે જેનો લોકો ભવિષ્યમાં ઉપયોગ કરે. ૩૫-૪૦ વર્ષ પહેલાં એમણે વિચાર કરેલો કે ગુજરાતીઓ મોટી સંખ્યામાં વિદેશમાં વસે છે. તો મોટા જથ્થામાં અથાણાં બનાવી અને સુંદર મજાનું પૅકિંગ કરીને પરદેશ કેમ ન મોકલવાં?

તેલનાં ટૅન્કરો ગુજરાતના કાંઠે ઊતરે. પાછાં ખાલી જાય. આરબોને પાણીની ખેંચ. તો પછી વળતાં ટૅન્કરો સાફ કરીને એમાં નર્મદાનું પાણી ભરીને પાણીની નિકાસ કેમ ન કરવી?

અમારી વડા પ્રધાન સાથેની છેલ્લી વિદેશયાત્રાના છેલ્લા દિવસે અમે ફ્રૅંકફર્ટના એક કાસલમાં હતા. નજીકમાં એક નાનકડું શોપિંગ સેન્ટર હતું. મને કહે, ચાલો બહાર જઇએ. એમની સાથે જતાં અમને ક્યારેય સંકોચ ન થાય. અમે ગયા. ત્યાં એક દુકાનના વરંડામાં સેલ ચાલતું હતું. અમને કહે: તમે ક્યારેય કાંઇ લેતા નથી. આ ઊભા પટ્ટાનું ટૉપ

એ તમારી દીકરીને થઇ રહે એવું છે. સેલમાં ૧૦ માર્કમાં મળે છે. પૈસા તમારે ચૂકવવા હોય તો તમે ચૂકવજો. હું વિચાર કરતો હતો ત્યાં અરવિંદભાઇ કહે: તમે ક્યારેય કોઈની પાસેથી કશું લેતા નથી. મારા તરફથી ૧૦ માર્કનું આ ટૉપ સ્વીકારો. અમે અપવાદરૂપ સ્વીકાર્યું, અમે દેશ પાછા આવ્યા. એ કાંઈક કામે રોકાઇ ગયા અને અચાનક ત્યાં જ અવસાન પામ્યા. એ ટૉપની ભેટ એમની પાસેથી ન લીધી હોત તો અમને વસવસો રહી જાત.

અમે રાજદરબારે કુલ સાડાપાંચ વર્ષ ગાળ્યાં. એમાં શું પ્રાપ્ત થયું એની વાત અહીં નહીં કરીએ. પરંતુ અઠવાડિયામાં છ દિવસ ભરપૂર કામમાં અને શિન-રવિ પ્રવાસમાં જાય, તેથી અમારા નાના પરિવાર સાથે, ખાસ કરીને બાળકો સાથે ગાળવા માટે માંડ થોડો સમય ખેંચી કરીને કાઢી શકાય. અમ્લાન-અલ્પનાની બે-ત્રણ વર્ષની ઉંમરથી એમને જેમ નીલાની જરૂર હતી તેમ મારી પણ હતી. મારે પણ તેમની જરૂર હતી. એ વર્ષો દરમિયાન આ સમય અમે તેમને ન આપી શક્યા તેનો રંજ અમને જીવનભર રહ્યો છે. નીલાએ એમના ઉછેર અને અભ્યાસની જવાબદારી ઉપાડી લીધી પણ અમે એમાં સહભાગી ન થયા. અમે જ્યાં હોઈએ ત્યાંથી અમ્લાન-અલ્પનાને પોસ્ટકાર્ડ કે કાગળ લખીએ. એમને માટે આવા ભારે પ્રવાસ દરમિયાન બજારમાંથી કાંઇ લાવવાનું શક્ય ન હતું. અને અમને આંખ-માથું દુખે અને એ બંને દોડતાં આવે અને અમે એમના સાજે-માંદે, એમના સંક્રાંતિકાળે એમની પડખે ન રહ્યાં હોઇએ એ હકીકત અમને સતત ડંખતી રહી છે.

## તાર-ટપાલનાં બે વર્ષ

વડા પ્રધાનના દફતરથી અમે પહોંચ્યા પોસ્ટ અને ટેલિગ્રાફખાતાએ આમ તો રાયસીના હિલથી પાર્લામેન્ટ સ્ટ્રીટ વચ્ચેનું અંતર લાંબું ન કહેવાય. છતાં અમારા કેટલાય મહેરબાનો એવું માને કે અમે ટેકરી પરથી ઊતરીને તળેટીએ આવ્યા. અમને ત્યાં મોકલતાં ઇંદિરાજીએ અમારું ગૌરવ જળવાય એની કાળજી લીધેલી. ઇંદિરાજી પરના પ્રકરણમાં એ વાત ટૂંકમાં થઇ ગઇ છે. અમે પી. ઍન્ડ ટી. બોર્ડના સેક્રેટરીનો ચાર્જ લીધા પછી બે ત્રણ દિવસે અમારા મંત્રી સી. એમ. સ્ટીફનને મળવા ગયા. સ્ટીફનસાહેબ ઊભા થઈને અડધે સુધી આવ્યા અને અમને ભેટ્યા અને કહ્યું કે મૅડમે મને વાત કરી છે. તમારા આવવાની હું રાહ જોતો હતો. અમને ચા પાઈ અને કહ્યું, “ક્યારેય કંઈ જરૂર હોય તો આવજો. સંકોચ ન રાખતા." આવું સ્વાગત દિલ્લીમાં અસામાન્ય ગણાય. અમારે એમની પાસે ફરીથી જવાનો પ્રસંગ પડવાનો ન હતો.

પી. ઍન્ડ ટી. ના સેક્રેટરી તરીકે અમારી પાસે સરેરાશ રોજનું કલાકનું કામ રહેતું. પોસ્ટ અને ટેલિગ્રાફ વિભાગોનું મહત્ત્વ સરખું જ હતું. પરંતુ જેમ જેમ ટેલિફોનની સવારી જોર પકડતી ગઇ તેમ તેમ પોસ્ટખાતું પાછળ ધકેલાતું ગયું. પોસ્ટખાતાએ દેશની અજોડ સેવા કરી છે અને કરે છે. કરોડો લોકોને પાંચ દશ પૈસાના પોસ્ટકાર્ડે પાંચપાંચ પેઢી સુધી સાંકળ્યા છે. કરોડો ઘરડાં મા બાપોને દર મહિને જે પૈસા પહોંચાડ્યા છે એની કદર કરવી રહી. ગમે તે ઋતુમાં પોસ્ટમૅન ચાલતો જ રહે. પોસ્ટમૅન હડતાળ ઉપર ન ઊતરે. બસ, એ ખભે થેલો નાખીને ચાલ્યા જ કરે. પોસ્ટમૅનનું ચિત્ર અમે અમારા પચાણકાકાના પ્રકરણમાં આપ્યું છે.

પોસ્ટ અને ટેલિગ્રાફ સરસ રીતે જોડાયેલાં હતાં. વળી, પોસ્ટમાસ્તરને મોર્સ કોડ શીખવતા તેથી તાર-ટપાલનાં બધાં ફંક્શન સાથે થતાં. પછી ઘોડે ચડીને આવ્યા ટેલિફોન. ટેલિફોનમાં વધુ ટેક્નૉલૉજી આવી. જૂના ટેલિગ્રામવાળા એમાં પાછા પડ્યા. એક બાજુ વ્યક્તિગત સંબંધોને સાંકળતા પોસ્ટવાળા અને બીજી તરફ મશીન મારફત જોડતા ટેલિફોનવાળા. બે સભ્યતા જુદી. એમાં વળી, ટેલિફોનનું મહત્ત્વ વધ્યું અને એની ખેંચ પડતી રહી એટલે ટેલિફોનવાળાનો ભાવ વધુ પુછાવા લાગ્યો.
પોસ્ટ અને ટેલિગ્રાફના સેક્રેટરી તરીકે અમારે મહિને બોર્ડની એક મિટિંગ થાય તેની મિનિટ્સ રાખવાની હતી. થોડો સમય પોસ્ટખાતાના અધિકારીઓને મળવામાં જતો. ટેલિકોમના અધિકારીઓને કોઇને વિવેક ખાતર પણ મળવાની જરૂર ન હતી. અમને જે પરચૂરણ ગણાતાં હતાં એવાં બે કામ સોંપેલા : એક અનુસૂચિત જાતિઓ અને જનજાતિઓના કલ્યાણની, અને બીજું. રાષ્ટ્રભાષાની નીતિને અમલમાં મૂકવાની. આ બંને કામને મોટા ભાગે સૌ બોજારૂપ સમજતા. અમે આ બંને કામ ગંભીરતાથી લીધાં. એનાથી થોડો ફેર પડયો. વધુ ફેર પડ્યો અનુસૂચિત

જાતિ અને જનજાતિઓ અને રાષ્ટ્રભાષાના પુરસ્કર્તાઓના અમારા પ્રત્યેના વલણમાં. એ સૌ અમારા પ્રશંસકો બન્યા અને અમે જ્યારે વિદાય લઈ રહ્યા હતા ત્યારે કોઈનેય નહીં આપ્યું હોય એવું વિદાયમાન અમને આપેલું. અમને એમના મસીહા તરીકે બિરદાવેલા.

દરેક સરકારી ખાતામાં કંઈક પેટ્રોનેજ હોય. અમારે કોઈને આપવાનું કશું ન હતું તેથી અમારે ત્યાં મુલાકાતીઓ ભાગ્યેજ આવે. માત્ર એક વાર અમે કોઈને કામમાં આવેલા અમે જ્યારે વડા પ્રધાનના દફતરે હતા ત્યારે રિચર્ડ ઍટનબરો એમની 'ગાંધી' ફિલ્મ માટે ઇંદિરાજીને મળવા આવતા. અમે એમને મફતમાં સલાહ આપતા. એમની માન્યતા એવી હતી કે રામનાથ ગોયેન્કા અથવા ઘનશ્યામદાસ બિરલા એમને જરૂરી નાણાં પૂરાં પાડશે. એમના લિસ્ટમાં બજાજનું નામ પણ હતું. વડોદરાના ફતેહસિંહરાવ ગાયકવાડે પૈસા આપવાનું વચન આપેલું. But Jackie (ફતેહસિંહરાવને એમના મિત્રો જેકી બરોડા કહેતા) has some problems. પ્રાઇવેટ સેક્ટરમાંથી કોઈ રૂપિયો પણ નહીં આપે એ વાત એમને ગળે ઉતારતા અમારો સારો એવો સમય ગયેલો. અમે કહ્યું કે ગાંધીને નામે સરકાર તરફથી જ પૈસા મળે. છેવટે ફિલ્મ ફાઇનાન્સ કોર્પોરેશને પૈસા ધીર્યા અને તે પણ ઇંદિરાજી અને સૂચના અને પ્રસારણમંત્રી વસંત સાઠેના કહેવાથી. તે વખતે એ વેનેસા રેડગ્રેવને કસ્તૂરબાના રોલમાં લેવાના હતા. સર લોરેન્સ ઓલિવિયર, વિવિયન લે વગેરે પણ 'ગાંધી'ની કાસ્ટમાં હતા. ત્યારે અમારે એમની સાથે સારો સંબંધ થયેલો. અમારે ઘેર પણ આવી ગયેલા. અમે ડાકતારભવનમાં માખીઓ મારતા હતા ત્યારે ઍટનબરોનાં વહીવટકર્તા રાણી દુબેનો ફોન આવ્યો. એમની વાયરલેસની આવશ્યકતાની વાત કરી. અમે અમારા અધ્યક્ષ એસ. કે. ઘોષ પાસે ગયા. ઘોષસાહેબ ખુરશીમાંથી ઊભા થઈ ગયા. અમને કહે કે રિચર્ડ ઍટનબરોને અહીં આવવું પડશે. અમે એમને ત્યાં લઈ ગયા અને એમનું કામ પત્યું. પી. ઍન્ડ ટી.ના અમારા બે વર્ષના ગાળામાં આ એક જ વાર અમારો ભાવ પુછાયેલો

અમારી પાસે સમય હતો અને અમને એમાં રસ હતો એટલે અમે અમારા અધ્યક્ષને કહ્યું કે આપણે પોસ્ટનું એક નૅશનલ મ્યુઝિયમ બનાવીએ. સાહેબે હા કહી. એમ નક્કી થયું કે પહેલાં બીજી કક્ષાએ વિચારણા થાય. પછી મોટા સાહેબો એના ઉપર વિચાર કરે. બીજી કક્ષાની મિટિંગમાં સવાલો ઊભા થયા. ટેલિકોમનું શું? ટેલિકોમ પોસ્ટની સાથે જશે? પી. ઍન્ડ ટી.નું મ્યુઝિયમ કરીએ તો ક્યાં કરવાનું? લાંબી ચર્ચા ચાલી. કોઈ સહમતી નહોતી થતી. તેથી અમે કહ્યું કે બજાણામાં કરીએ. બજાણા ક્યાં આવ્યું ત્યાંથી શરૂ કરી કલાકેક સુધી બજાણાનું નામ સંચારભવનમાં ગુંજતું રહ્યું. (સંચારભવન નવું બંધાયેલું. એમાં ટેલિકોમવાળા રાજ કરે, મિનિસ્ટર ત્યાં બેસે એટલે અમારી બધી મિટિંગો સંચારભવનમાં થાય. અમારા નીચા ડાક-તારભવનમાં કોણ આવે?) અમે તો વાતનો અંત આવતો ન હતો એટલે મજાકમાં બજાણાનું નામ આપેલું. છેવટે બજાણાને સૉર્ટ લિસ્ટમાં મુકાયું. સૉર્ટ લિસ્ટ ખાસ્સું મોટું લોંગ લિસ્ટ થતું. સમયની બલિહારી છે કે મ્યૂઝિયમની દરખાસ્તનો જન્મ થતાં જ એનું બાળમૃત્યુ થયું.

પી. ઍન્ડ ટી.માં અમને બે વાત ખૂંચેલી. કોઈ કર્મચારીને એની ફરજ દરમિયાન હાનિ થાય તો એ એનાં નસીબ. એક વાર કરંદીકર નામના એક બાહોશ અધિકારી જ્યારે વડોદરામાં ટેલિફોનના ડાયરેક્ટર હતા ત્યારે કોઈ યુનિયનના લોકોએ એમના ઉપર શારીરિક હુમલો કર્યો અને એમને દવાખાનામાં દાખલ કરવા પડેલા. કરંદીકર સારા અધિકારી હતા અને સમય જતાં બોર્ડના સભ્ય પણ થયેલા. સંચારભવનમાં કોઈના પેટનું પાણી હાલે નહીં. અન્ય અધિકારીઓએ આવા કિસ્સામાં હિંમત આપવી જોઈએ અને એના કામની કદર કરવી જોઈએ. અમે તો ન હતા પોસ્ટના કે ન હતા ટેલિકોમના ખેર, અમે વડોદરા જઈને કરંદીકરને મળ્યા. એમને સારું લાગ્યું.

એવો જ બીજો બનાવ અગરતલાનો છે. ચકમા જાતિના લોકો બાંગલાદેશમાં આશ્રય લઈ અને ભારતનાં થાણાંઓ ઉપર હથિયારબંધ હુમલા કરતા. એક દિવસ એમણે અગરતલા ઉપર હુમલો કર્યો. હરિપદ નામના પોસ્ટમાસ્તરે જાનના જોખમે ટેલિગ્રાફના સંદેશા મોકલવાનું ચાલુ રાખેલું. ખુરશી પાછળ સંતાઈને પણ એ ફરજ બજાવતા રહ્યા આખરે એ પકડાઈ ગયા અને એમની નિર્મમ હત્યા થઈ, પોસ્ટખાતાના કોઈ સાહેબને થયું કે કંઈક કરવું જોઈએ. અમે અધ્યક્ષ પાસે ગયા. એ કહે કોઈકે અગરતલા જવું જોઈએ. તમે જાવ. અમે તો ગયા. હરિપદના કુટુંબને મળ્યા અને પાછા આવીને એની પત્નીને પી. ઍન્ડ ટી.માં નોકરી અપાવી.

નેતૃત્વના સામાન્ય ગુણોમાં બંને ખાતાં ઊણાં ઊતરેલાં એવું અમને ત્યારે લાગેલું.

I P C L -૨

૧૯૮૨થી ૧૯૯૨ એમ દસ વર્ષ અમે, પહેલાં I P C L ના માર્કેટિંગ ડાયરેક્ટર અને પછી એના ચૅરમૅન અને મૅનેજિંગ ડાયરેક્ટર તરીકે ગાળ્યાં. અમે માર્કેટિંગ ડાયરેક્ટર થયા ત્યારે અમારા પુરોગામી વેંકટ સુબ્રમણ્યમે (વેંકટ) માર્કેટિંગમાં અનન્ય સિદ્ધિ પ્રાપ્ત કરેલી. જ્યારે વેંકટને આ જવાબદારી સોંપાઇ ત્યારે એમની ઉંમર ૩૩ની અને માંડ દસ વર્ષનો વ્યાવસાયિક અનુભવ હતો. એમણે ભરતી કરેલામાંથી કેટલાક વધુ અનુભવવાળા હતા, પરંતુ એમની ખરી ટીમ તો ૨૫થી ૩૫ની હતી. વેંકટે ઊભી કરેલી આ ટીમની લાયકાત અને મળેલ અનુભવથી દેશની કંપનીઓને ૩૦-૩૫ ડિરેક્ટરો અને ચૅરમૅનો મળ્યા છે.

I P C L ની માર્કેટિંગ ટીમે માલ વેચ્યો તે એક અજોડ કથા છે. મૅનેજમેન્ટનાં પાઠ્યપુસ્તકોમાં એને સ્થાન મળવું જોઇએ. પૅકેજિંગ વગેરેમાં પ્લાસ્ટિકના માલનો પ્રચાર કરવાને બદલે ઓછા પાણીએ થતી ખેતી, અન્નસંગ્રહ, વજનમાં હલકાં અને ઉપયોગમાં સરળ ગ્રીનહાઉસ, ગરીબ લોકોના ઘરમાં ચોમાસામાં ચૂવા થાય એ બંધ કરવા – જેવાં ક્ષેત્રોમાં એ માલ વાપરીને ભારતીય અર્થતંત્રને વિકસાવી (પ્રમાણમાં ઓછી મૂડીએ), રોજગારી વધારી અને માલની માંગ વધારી એ બેમિસાલ ઘટના છે. દેશમાં ત્યારે બે હજાર ટન પોલિપ્રોપલીનની માંગ હતી. આ ટીમે વર્ષનું ત્રીસ હજાર ટનનું ઉત્પાદન બે વર્ષમાં વેચ્યું. એવું જ બીજી પેદાશોનું થયું. જેને કારણે અગાઉ પેટ્રોકેમિકલ્સથી દૂર રહેલી કંપનીઓ પેટ્રોકેમિકલ્સમાં મૂડીરોકાણ કરવા તૈયાર થઈ.

અમે I P C L માં ૧૯૮૨માં ફરી જોડાયા તે પહેલાં ચૅરમૅન અને મૅનેજિંગ ડિરેક્ટર તરીકે નારાયણસ્વામી જોડાયેલા. પરંતુ કમનસીબે એમનું અવસાન થયું. ત્યાર પછી આઇ. સી. આઇ.ના એક વિભાગના વડા ડૉ. સુબ્રતો ગાંગુલી જોડાયા. ડૉ. ગાંગુલી ઉમદા સજ્જન હતા અને આઇ. સી. આઇ. જેવી કંપનીનો તેમણે લાંબો અનુભવ લીધેલો હતો. એમણે કેટલીક સિસ્ટમમાં સુધારો કર્યો. ઊર્જા ઉપર વિશેષ ધ્યાન કેન્દ્રિત કરીને એ ખાતાનું ખર્ચ ઘટાડ્યું. મૅનેજમેન્ટ ઇન્ફર્મેશન સિસ્ટમને વધુ ઉપયોગી બનાવી. એમના સમયમાં મહારાષ્ટ્ર ગૅસ ક્રેકરની સ્થાપના થઈ. નાગોઠાણે જેવા મુશ્કેલ સ્થળને એ ટાળી શક્યા હોત, પરંતુ એમનું સૌજન્ય આવા મુદ્દે લડે એવું ન હતું. ડૉ. ગાંગુલી બીજાં પાંચ વર્ષ રહ્યા હોત તો I P C L ને એકંદરે ફાયદો થાત. પરંતુ કેટલાક એવા પ્રસંગો બન્યા કે નાના મુદ્દે એમને દોષ દેવાયો. સરકારી દબાણ સામે એ અડગ રહ્યા તે વાત બહાર ન આવી. એક વખત સી. એસ. આઇ. આર.ની રાજીવ ગાંધીની અધ્યક્ષતાવાળી મિટિંગમાં ડૉ. ગાંગુલીએ કેટલાંક મહત્ત્વનાં સૂચન કર્યાં. I P C L ની એમની અવધિને સમય બાકી હતો. સી. એસ. આઇ. આર.ની એ મિટિંગમાંથી પાછા ફરતાં સાથે જે જોઇન્ટ સેક્રેટરી હતા તેમને રાજીવ ગાંધીએ કહ્યું કે ડૉ. ગાંગુલીએ ઘણાં સારાં સૂચનો કર્યાં. એમને સી. એસ. આઇ. આર.ના અધ્યક્ષ બનાવીએ. જ્યારે એ પદ માટે પૂછવામાં આવ્યું ત્યારે ડો. ગાંગુલીએ ના કહી. રાજીવ ગાંધીની પ્રતિક્રિયા એ હતી કે જે માણસ સલાહસૂચન આપે પરંતુ એના અમલની જવાબદારી લેવા તૈયાર ન હોય એવી વ્યક્તિ શા કામની? આ એક કમનસીબ ઘટના હતી.

બીજી એક વાત. પેટ્રોકેમિકલ્સના પ્રધાન જયચંદ્ર સિંઘને ડૉ. ગાંગુલીએ નાગોઠાણે આવવા નિમંત્રણ આપેલું. આ રીતે ઔપચારિક નિમંત્રણ આપવું એ સામાન્ય ઘટના હતી. મંત્રીમહોદય દિલ્લીથી સાંજે મુંબઇ પહોંચ્યા. નાગોઠાણે સંકુલના ડાયરેક્ટર કૃષ્ણન અને અમે હાજર હતા. કોઇ અંગત કારણસર ડૉ. ગાંગુલી જોડાઇ ન શક્યા. રાત્રે જમતી વખતે તો મંત્રીમહોદય કશું બોલ્યા નહીં, પરંતુ અમને કશું કહ્યા વગર સવારની ફ્લાઇટમાં દિલ્લી જતા રહ્યા. તેઓ નાગોઠાણે આવે અને I P C L ના અધ્યક્ષ હાજર ન હોય એ એમને અપમાન લાગ્યું હશે. થોડું મોટું દિલ રાખીને વિચાર કર્યો હોત તો એ આવું પગલું ન લેત.

આ બે મુદ્દા તો આકસ્મિક હતા. ખરો મુદ્દો તો એક ટેક્નૉલૉજીની પસંદગીનો હતો. એ પસંદગીમાં ડો. ગાંગુલી ગુણવત્તામાં બાંધછોડ કરવા તૈયાર ન હતા.

ટેક્નૉલૉજીની પસંદગીમાં એને વાપરનારની સલાહ મહત્ત્વની ગણાવી જોઇએ. વાસ્તવમાં, એમ મનાય છે કે સિદ્ધાંતના આ મુદ્દા ઉપર ડો. ગાંગુલી મક્કમ રહ્યા અને એ કારણે I P C L માં પાંચ વર્ષની મુદત પૂરી થયે એમની મુદત ન લંબાવાઈ. I P C L ની આ પરંપરાએ કંપનીને વિશિષ્ટ સ્થાન અપાવ્યું. જોકે ડૉ. ગાંગુલી જેવા સજ્જન ટૅક્નોક્રેટને અન્યાય જરૂર થયો.

જાહેર સાહસો ઉપર દિલ્હીનું દબાણ કોઈ નવી ઘટના નથી. વ્યક્તિમાં જો કોઇ પણ નબળાઇ હોય તો લડવાનું મુશ્કેલ બને; કારણ, એ નબળાઈનો ગેરલાભસહેલાઈથી લઈ શકાય છે. પ્રધાન કક્ષાએ અમારા ઉપર અનેક વાર દબાણ આવેલું.

ઇંદિરાજીના નિકટના એક મંત્રી અને પક્ષના કાયદાના સલાહકાર એક પ્રધાન સાહેબે એક દિવસ અમને કહ્યું: I P C L ના કોઈ સીતારામન સામે ફરિયાદ આવી છે. હું એને આઇ. બી.ને સોંપવાનો છું.

"અમે કહ્યું: "આ માટે આઈ. બી. યોગ્ય એજન્સી નથી. આપ સી. બી આઇ.ને સોંપો જોકે મારે આપને કહેવું જોઇએ કે સીતારામન નામે અમારે ત્યાં કોઇ સિનિયર અધિકારી નથી હા, ઑપરેશન્સ ડાયરેક્ટર સેતુરામન છે, પરંતુ એમની પ્રામાણિકતા પારદર્શક છે. એમની સામે કોઇ આંગળી ચીંધી શકે તેમ નથી."

સાહેબે ગુલાંટ મારી: "કોઈ સુબ્રહ્મણ્યન છે?"

અમે કહ્યું: "કોઈ સુબ્રહ્મણ્યન નથી પણ માર્કેટિંગ ડાયરેક્ટર વેંકટ સુબ્રહ્મણ્યન છે. પણ સાહેબ, આખરી જવાબદારી અમારી જ કહેવાય. તેથી અમારી ઉપર સી. બી. આઇ.ને બેસાડો તો વધુ યોગ્ય થશે. એમાં બધું બહાર આવશે."

પછી સાહેબ હિંદી ઉપર ચઢી ગયા: "અરે અરે આપ તો બુરા માન ગયે. આપકે બારે મેં તો કોઇ સવાલ હી નહીં હૈ."

અમારો વાર્તાલાપ અહીં પૂરો થયો. પછી અમે ગયા સેક્રેટરી એ. એસ. ગિલ પાસે. બધી વાત સાંભળીને ગિલસાહેબ કહે: "તમે મક્કમ રહેવાના હો તો હું તમારી સાથે છું, પછી ઢીલા નહીં પડતા"

એક બીજા સાહેબ અમારા બીજા સંકુલ બાજુથી ચૂંટાઇ આવેલા રાજ્યના મુખ્ય પ્રધાન પણ રહી ચૂકેલા. જાહેર સાહસના અધિકારીઓ એમને કુર્નિશ બજાવે તેવો એમનો આગ્રહ. ઉપરાંત, કંપનીનાં ગેસ્ટહાઉસ, મોટરો અને બીજી નાનીમોટી અપાર સેવાચાકરી એમને જોઇએ. થોડા જણાને નોકરીએ પણ લગાડવાના. આ સાહેબ સંસદસભ્ય તરીકે ચૂંટાયા પછી એમનો સંદેશો આવ્યો કે એ વિસ્તારનાં બીજાં જાહેર સાહસોના વડાઓ મને કર્ટસી કોલ કરી ગયા છે. તમારી ગેરહાજરી વર્તાઈ છે. અમે ઉત્તર મોકલ્યો કે સંસદસભ્યોને કર્ટસી કૉલ કરવાનો અમારી કંપનીનો રિવાજ નથી. વળી, અમારાં સંકુલો બીજે પણ છે. ક્યાંક એક પક્ષના અને ક્યાંક વિરોધ પક્ષના સાંસદ હોય. તેથી અમારી આવી મુલાકાતનો અનર્થ થાય.

પછી અમે ત્યાંની મુલાકાતે હતા ત્યારે સાહેબ એક દિવસ મળવા આવ્યા અમારી અને અમારા કામની તારીફ કરી. પછી કહે એ વડા પ્રધાનના નિકટના મિત્ર છે. અમને કોઇ સારો હોદ્દો અપાવી શકશે. પછી ઉમેર્યું: "હમ આપકી મદદ કરેંગે; આપ હમારા છોટા-મોટા કામ કીજિયે". પણ અમે સાંભળ્યું ન સાંભળ્યું કર્યું.

વાત ત્યાં ન અટકી. એ સજ્જન સંસદની એક સમિતિના અધ્યક્ષ બન્યા. અમારો વારો ન હોવા છતાં અમને તપાસના લિસ્ટમાં મૂક્યા. અમે સમિતિ સમક્ષ ચાર કલાક ફિલ્ડિંગ ભરી. પછી સી. પી. એમ. અને ઈશાન પ્રદેશના એક સદસ્ય અમારી પડખે ઊભા રહ્યા અને અમારી ઊલટતપાસ પૂરી થઈ.

એક મંત્રી ત્રણ માસ માટે જ હતા. અમે દિલ્લી હતા ત્યારે અમને મળવા બોલાવ્યા જાહેર સાહસના એક આખા ગેસ્ટહાઉસને એમની ઑફિસ અને એમના મતવિસ્તાર માટે લઇ લીધેલું. અમે સાહેબને મળ્યા. અમને નામથી જાણે એટલે આત્મીયતા બતાવી. પછી એમની બંડીનાં જુદાં જુદાં ગજવાંમાંથી ચિઠ્ઠીઓ કાઢવા માંડી. એક પછી એક આપતા જાય અને કહેતા જાય આને દસ ટન પોલિપ્રોપલીન આપો બીજી ચિઠ્ઠીમાં એક ટેન્કર ઇથિલીન ઑક્સાઇડની ભલામણ હતી. સાહેબ આગળ વધે એ પહેલાં જ અમે કહ્યું કે આમાંથી કોઇ સાચા ગ્રાહક નથી. અત્યારે આ માલ ઉપર પ્રીમિયમ છે એટલે એ લઇને કાળાબજારમાં વેચશે. આપણા કાયમના ગ્રાહકને એટલો માલ ઓછો મળશે. અમે કંપનીની નીતિ બદલવાની ના કહી. એટલે મંત્રીમહોદયને એમના હુકમનું ઉલ્લંઘન થતું લાગ્યું.

એ કહે, “હું હુકમ કરું તો?"

અમે કહ્યું: “આપના હુકમનું પાલન તો ચોક્કસ થાય જ, પરંતુ એ પાલન કરનારી વ્યક્તિ કોઇ બીજી હશે.” વાત ત્યાં પૂરી થઇ.

બીજા એક મહત્ત્વના મંત્રી હતા. મોટું માથું બે રાજ્યોના મુખ્યમંત્રી રહી ચૂક્યા છે. આજકાલ કૌટુંબિક લફરામાં ફસાયા છે. એમનું સ્ત્રીદાક્ષિણ્ય ઉજ્જ્વળ હતું. આ મહાનુભાવે એક દિવસ અમને મળવા બોલાવ્યા. અમારા કામની તારીફ કરી.

બીજીત્રીજી વાતો કરીને દિલ્લીમાં એક મહિલાને એજન્સી આપવા માટે મમરો મૂક્યો. અમારી અણઆવડતને કારણે અમે ઇશારો ન સમજ્યા. અમે કંપનીની નીતિનું ભાષણ આપ્યું. એમણે જોયું કે આ કોઇ અબુધ બાળક છે. મહિનાએક પછી અમને ફરી બોલાવ્યા. ત્યારે એક જોઇન્ટ સેક્રેટરીને હાજર રાખેલા. I P C L ના માલ વેચવામાં કંઇક ગેરરીતિ વિશે એમના કાને વાત ગયેલી. એમના ઑફિસર કહે એ તપાસ કરશે. મંત્રીમહોદયને અમારી સામાન્ય બુદ્ધિમાં વિશ્વાસ હશે. એટલે અમને જ કહ્યું કે હસમુખભાઇ ખુદ હી જાંચ પડતાલ કર લેંગે. આ ભાષા પણ અમે ન સમજ્યા.

પછી અમારા પાંચ વર્ષના કોન્ટ્રાક્ટમાં ત્રણ વર્ષે રિન્યૂ કરવાનો હતો. સાહેબ ફાઇલ લઈને બેઠા. અમારે કશી ઉતાવળ ન હતી. અમને નાપાસ કરે તો એમનો નિર્ણય ચકડોળે ચઢે એ એ જાણતા હતા. આખરે છેલ્લે દિવસે ફાઈલમાં સહી થઇ.

સ્ત્રીદાક્ષિણ્યની અવગણનાનું ખાસું દુઃખ સાહેબને રહ્યું હશે. પરંતુ એ વિષય ક્ષેત્રમાં અમારું અબોધપણું—એટલે શું થાય?

આપણે મોટા માથાની વાત કરી. હવે નાનકડા માથાની વાત કરીએ. એક નાના પ્રધાન હતા. એમની જરૂરિયાત મામૂલી હતી. સરકારે એમને આપેલા આવાસમાં એકબે ઍરકંડિશનર, એક સ્ટાફ કાર અને ફોલ્સ સીલિંગ જેવાં પરચૂરણ કામ હતાં. બે ચાર એજન્સીઓ અપાય તો સારું, નહીં તો એક બેથી ચાલે. I P C L નો અમુક માલ એમણે સૂચવેલા ઘરાકોને જરા ઉદારતાથી અપાય એવી સ્વાભાવિક ઇચ્છા પણ ખરી. પહેલી એકબે મુલાકાતમાં અમે ઇશારા ન સમજ્યા અને કંપનીની પોલિસી એમને વિસ્તારથી સમજાવી.

પછી એમણે રસ્તો શોધ્યો. પાંચ હજાર કરોડનું નવું મૂડીરોકાણ, ઢગલાબંધ ટેક્નૉલૉજીઓ અને માલની આયાત-નિકાસ આ બધાંને કારણે વિદેશ જવું આવશ્યક ખરું. અમારી વિદેશયાત્રાની દરખાસ્ત એમની મારફત મોટા મંત્રી પાસે જાય. આ સાહેબ દરખાસ્ત આગળ ન મોકલે. અમે રસ્તો કાઢ્યો, વિદેશ ન જવું અને અમારા અધિકારનો ઉપયોગ કરીને કંપનીના ડાયરેક્ટરોને મોકલવા એટલે સાહેબનું એ હથિયાર પણ ન ચાલ્યું.

પણ માણસનું મગજ તો અથક ચાલ્યા જ કરે, એટલે એમણે નક્કી કર્યું કે ગમે ત્યારે અમને ફોન કરવો. ક્યારેક રાત્રે દસ વાગ્યે ફોન આવે. કોઈ નવી વાત તો શું કરવાની હોય પણ આ નવો રસ્તો બે ત્રણ વાર અજમાવ્યો ત્યારે અમે સાહેબને કહ્યું કે અમારી દિલ્લીની મુલાકાત નક્કી થશે ત્યારે જણાવીશ. અમારી આ ડિપ્લોમસીની અસર ન થઈ.

ત્યાર પછી એક વાર કહે કે શાહજી, આપ હમારે પિતા સમાન હૈ. આપ હમેં પોલિટિક્સ ઔર ઍડ્મિનિસ્ટ્રેશન કે પાઠ શીખાઇયે. મારાં પોતાનાં બે બાળકોને પૂરો સમય આપી શકતો ન હતો ત્યાં આ એક વધારાના સંતાનના પિતા બનવાની આવડત કે હોશિયારી ક્યાંથી લાવવી?

એક વાર અમને કહે તામિલનાડુના મુખ્યમંત્રી જયલલિતાને મળવાનું છે. અમે દિલ્લીમાં જ હતા. એમણે સમય ગોઠવ્યો અને અમે એમને મળવા પહોંચી ગયા.

આ મંત્રી કોંગ્રેસમાં, પણ અમ્માને પણ રાજી રાખવા ઇચ્છે. અમને કહે આપણે તામિલનાડુને પેટ્રોકેમિકલ્સ કોમ્પ્લેક્સ આપવો છે. અમે આગળ વાત કરીએ એ પહેલાં અમ્મા આવી પહોંચ્યાં. એમની આજુબાજુનો તોરતરીકો એવો કે એમને સમ્રાજ્ઞીનું રૂપ આપે. એ પોતે પણ જાજરમાન, વિવેકી, વ્યવહારકુશળ અને કાર્યક્ષમ જણાયાં. અમારા સાહેબે વાત શરૂ કરી અમ્માએ અમારી સામે જોયું. અમે કહ્યું તામિલનાડુ તથા બીજા રાજ્યોમાં પેટ્રોકેમિકલ્સના કારખાનાં જરૂર નખાય. માત્ર કાચા માલ તરીકે કુદરતી ગૅસ અથવા નેપ્થાની જરૂર પડે. આયાત કરીએ તો માલ મોંઘો પડે તેથી ક્રિષ્ણા—ગોદાવરી તટે ગેસ નીકળે ત્યારે જ આ અત્યંત આવશ્યક કારખાનું નાખી શકાય. ત્યાં સુધીમાં ચા પિવાઇ ગઇ હતી. અમ્મા ચતુર હતાં એટલે અમારું કહેવાનું સમજી ગયાં અને કહ્યું કે મિ. શાહ કહે છે તેમ જો ગૅસ ન હોય તો વાત આગળ કેમ ચાલે? કહીને ઊભાં થયાં. માત્ર અમને જ નમસ્કાર કર્યા અને ચાલતાં થયાં.

મંત્રીશ્રીને અમારા પ્રત્યે વિવિધ વ્યવહારમાં ક્યાંયે કટુતા કે અવિવેક જણાયા નહીં હોય. અમે નિવૃત્ત થતા હતા ત્યારે દિલ્લીમાં અમને સપત્ની એમના ઘેર જમવા નોતર્યા. એમના પુત્રભાવની ફરીથી વાત કહી. એમણે નીચે નમીને પ્રણામ કર્યા અને અમ્મા (નીલા)ને કાંજીવરમ સાડી ભેટ આપી.

'ચિઠ્ઠી' ઉપર તો ઘણા લેખકોએ લખ્યું છે. પણ અમારી ચિઠ્ઠીનો પ્રકાર જુદો. કોઈ મોટા આગેવાનનું નામ લઈને લગભગ રોજ બે ચાર જણ ચિઠ્ઠી લઈને આવે. આ ભાઈ અમારા સંબંધી છે. છોકરો સંસ્કારી અને મહેનતુ છે. એને લઈ લેજો. એ એનું ૪૫ ટકાનું સર્ટિફિકેટ બતાવે. એને લેવાય તો નહીં, પણ એ આગેવાન પોતે સારા થાય અને આપણે અળખામણા બનીએ. એક ઉચ્ચ આગેવાન ઉમદા સજ્જન હતા. એ ચિઠ્ઠી લખીને પછી ફોન કરે કે મેં ચિઠ્ઠી આપી છે પણ એનું ન થાય તો વાંધો નહીં. વળી, વડોદરાના એક આગેવાન ઉમેદવારની હાજરીમાં જ ફોન કરે કે ફલાણાને મોકલું છું. એ મારો દીકરો છે અથવા દીકરી છે. એને લેવાની જ છે. અમને થાય કે આમને ગામમાં આવાં કેટલાં છોકરાછોકરી હશે?

કેટલાક સપ્લાયર ચિઠ્ઠીઓ ન લાવે, પણ મોટા પ્રધાન પાસે ફોન કરાવે. એ આવે ત્યારે કાંઈક ભેટ લઈને આવે અને ધીમા અવાજે એમના પ્રધાન સાથેના સંબંધની વાત કરે.

આ નિરાશ થઈને જનારા લોકો આપણને જ દોષ દેતા હશે ને!

આ બધી વાત તો ડૉ. ગાંગુલીને થયેલા અન્યાયના સંદર્ભે થઈ ગઈ; અમે એને વ્યાવસાયિક હરકતો (Occupational hazards) ગણીને કામે ચડી જઈએ. આ બધાં દબાણો ચૅરમૅને વેઠવાં પડે, બીજા કોઈ કર્મચારીને એની ખબર પણ ન હોય
I P C L ની સિદ્ધિઓની ગાથા હજુ લખાઈ નથી. અલબત્ત, આ પુસ્તકમાં એ ગાથા અપ્રસ્તુત છે. આરંભનાં પાંચ વર્ષોમાં જયંત મહેતા અને આર. ગણપતિએ પ્રોજેકટ મૅનેજમેન્ટ કર્યું. ત્યાર પછી ડૉ. વરદરાજને એ કામ કર્યું. અગાઉ કહ્યું તેમ I P C L ટીમે જે માર્કેટ વિસ્તરણ કર્યું તે મૅનેજમેન્ટના પુસ્તકોમાં લખાય એવી કહાણી છે. I P C

L એ ઈ. આઈ. એલ., બી. એચ. ઈ. એલ. જેવી અનેક કંપનીઓ ઉપર વિશ્વાસ રાખી તેમને ઑર્ડરો આપીને મજબૂત બનાવી અને એમની ક્ષમતા વધારી. અગાઉ પેટ્રોકેમિકલ્સ કારખાનાં નાખવા ૭૦ ટકા વિદેશી હૂંડિયામણ જોઈતું હતું તેને ઘટાડીને I P C L એ માત્ર ૩૦ ટકા ઉપર લાવી દીધું.

અમારી ચાર વર્ષની અવધિમાં શું કામ કરવું એનો ઍજન્ડા ચોખ્ખો હતો. અમારે સૌ પહેલાં જે કામ કરવું હતું તે તો નાગોઠાણે સંકુલને ધમધમતું કરવાનું હતું. નાગોઠાણેને કામ કરતું કરવામાં સારો એવો વિલંબ થયેલો. વળી, I P C L મૅનેજમેન્ટ અને ઑફિસર્સ ઍસોસિયેશન વચ્ચેની સમજૂતી મુજબ કોઈ ઑફિસરને વડોદરા બહાર એની મરજી વગર ન મોકલાય. તેથી આવા મોટા સંકુલને પૂરું કેમ કરવું એ સવાલ હતો. ઉપરાંત બે મુદ્દે વિચાર કરી આગળ વધવાનું હતું. એક તો શેતકરી કામગાર પક્ષની કનડગત ઘણી હતી. બીજું, ત્યાંના કર્મચારીઓનો ઉત્સાહ વધારવો જરૂરી હતો; કારણ, ઘણા સમયથી કોઈ ઉચ્ચ અધિકારીઓ નાગોઠાણે જતા ન હતા.

પહેલાં તો અમે એક મિત્ર મારફત મહારાષ્ટ્ર વિધાનસભામાં વિરોધપક્ષના નેતા અને એક વાર અગાઉ I P C L અને ગ્રામજનોની મિટિંગમાં જેમણે અતિ ઉગ્ર રજૂઆત કરી હતી તે દત્તા પાટીલ અને સ્થાનિક લોકોના આગેવાન બાપુસાહેબ દેશપાંડેને મળવા બોલાવ્યા. અમે એમને કહ્યું કે તમે ડાબેરી છો તો જાહેર સાહસની આટલી પજવણી કેમ કરો છો? ખાનગી સાહસોથી દૂર રહો છો, કારણ કે ત્યાં તમારું કાંઈ ઊપજતું નથી. અમારું વલણ થોડું આક્રમક હતું. આ મુદ્દો ભાઈબાપા કર્યો નહીં ચાલે એવી અમને ખાતરી થઈ ગઈ હતી. તમારે આઈ. પી. સી. એલ પ્રકલ્પ ન જોઈએ તો અમે ચાલતા થઈએ. એમની ઘણી ફરિયાદો હતી. એનો ન્યાયસર નિકાલ લાવવાની ખાતરી આપી. અમે મિત્રો તરીકે છૂટા પડ્યા. એ મૈત્રી બંનેએ જીવનભર; એટલે કે, લગભગ ૨૫ વર્ષ, નિભાવી. આ પરિવર્તનનો જશ અમારા અનામી માધ્યમ કોમન મિત્રને જાય છે. એ હાજર ન હતા પણ એમણે જે કહેવાનું હતું તે કહેલું. ત્યાર પછી દરેક અવસરે આ મિત્રોની ન્યાયી મદદ મળેલી. બાપુસાહેબ દેશપાંડેનાં માતુશ્રીના નામે નાગોઠાણેમાં જે કૉલેજ છે એમાં અમારા નામે સ્કૉલરશિપ પણ આપેલી છે. એ રકમ અમે અંગત રીતે આપેલી. બંને વડોદરે આવ્યા અને મિત્રો તરીકે ઘેર રહ્યા.
બીજો પ્રશ્ન સહેલો ન હતો. વડોદરાથી અનુભવી સિનિયર અધિકારીઓ ન જાય તો નવો પ્લાન્ટ કેવી રીતે ઊભો થાય? સંકુલના ઉપરી પોતે જ મુંબઈ રહેતા અને રોજ નાગોઠાણે જતા-આવતા. છતાં થોડા અધિકારીઓ સ્વેચ્છાએ નાગોઠાણે ગયેલા. પાછળથી કેટલાક ટોચના અધિકારી ફરજની દૃષ્ટિએ આવેલા. અમે નક્કી કર્યું કે મહિનામાં બે વાર નાગોઠાણે જવું અને ટાઉનશિપમાં રહેવું. અન્ય જવાબદારીઓ અને દિલ્લીના આંટાફેરાને કારણે દર પખવાડિયે નાગોઠાણે જવાનું કઠણ હતું. પણ એ કર્યા વગર છૂટકો ન હતો. અમે આમ કર્મચારીઓની વચ્ચે ઑફિસમાં અને ટાઉનશિપમાં રહ્યા એની થોડી અસર તો થઈ હશે.

આ એક પ્રકલ્પ એવો હતો કે જેમાં મહારાષ્ટ્ર રાજ્ય સરકારની અમને ખૂબ મદદ મળતી. એક વરિષ્ઠ અધિકારીના અધ્યક્ષપદે એક કમિટી નિમાયેલી જેમાં બધાં સંબંધિત ખાતાંના સિનિયર અધિકારીઓ સભ્ય હતા. આ સમિતિ દર મહિને મળતી અને અમારા સ્થાનિક પ્રશ્નોનો નિકાલ કરતી. સ્થાનિક રીતે રાયગઢના કલેક્ટર અને ડી. એસ. પી.ની મદદ જ્યારે જોઈએ ત્યારે મળતી.

નાગોઠાણે પ્રકલ્પમાં એક મુશ્કેલી એ હતી કે એક ટેક્નૉલૉજી આપનાર સાથે મેળ પડતો ન હતો. અમે એમને ભાવ વધારી આપીએ એવું એ લોકો માગતા હતા અને અમે કહેતા કે તમે ઉઘાડી આંખે તમારું ક્વોટેશન આપ્યું છે. અને પરિસ્થિતિમાં કંઈ ફેરફાર થયો નથી તેથી વધુ ભાવ આપવાનો સવાલ નથી. એમ મનાય છે કે આ ટેક્નૉલોજીના મુદ્દે જ ડૉ. ગાંગુલીની મુદ્દત નહીં વધારાયેલી. આ ટેક્નોલોજીના કામમાં વિલંબની અસર આખા સંકુલના નિર્માણ પર થતી હતી.

અનેકવિધ પ્રવાસોને કારણે પ્રોજેક્ટ પાટે ચડ્યો. પરંતુ એનો એક હિસ્સો પૂરો થવામાં હતો ત્યારે એમાં ૬, નવેમ્બર ૧૯૯૦ તારીખે ભીષણ આગ લાગી. ૩૧ કર્મચારીઓ ભડથું થઈ ગયા. અમે વડોદરા હતા. મોડી સાંજે સમાચાર આવ્યા. એક ડિરેક્ટરને મુંબઈ મોકલ્યા, જ્યાંની હોસ્પિટલમાં દાઝેલાને લઈ જવામાં આવેલા. અમે મુંબઈની હોસ્પિટલમાં દર્દીઓને મળીને સવારમાં તડામાર નાગોઠાણે પહોંચ્યા. ત્યાં એક બાજુ કર્મચારીઓ અને તેમનાં

કુટુંબો હતાં, બીજી બાજુ ગ્રામજનો હતાં, રાજકીય નેતાઓ આવી પહોંચેલા, પ્રસારમાધ્યમોના પ્રતિનિધિઓ બારેક વાગ્યે પહોંચ્યા. દિવંગત થયેલાના પરિવારો તો અમારા હૈયામાં હતા, રાજ્ય સરકારે પૂછપરછ કરાવી. આમ પરિસ્થિતિ સ્ફોટક હતી.

સૌપ્રથમ અમે ટાઉનશિપ અને પ્લાન્ટમાં ફર્યા. બધા અવાક હતા. કોઈ કંઈ બોલી શકતું નહોતું અમે આશ્વાસન આપવાની કોશિશ કરી, પણ આ તો આભ ફાટેલું. બાપુસાહેબ દેશપાંડેને કહેવરાવ્યું કે આજુબાજુનાં ગામોના લોકોને અમે બપોર પછી મળીશું. ત્યાં સુધી પરિસ્થિતિ સાચવી લે. અમારા સિનિયર અધિકારીઓ ખડે પગે હાજર હતા. કોઈ અફવાઓ ન ફેલાય એટલે અમે તરત એક ઇન્ક્વાયરી કમિટી નીમી દીધી. ભારત સરકારે એવી જ કમિટી ડૉ. આર એ. મશેલકરના અધ્યક્ષપદે પછીથી નીમી.

ત્યાં સુધીમાં પ્રસારમાધ્યમોના પ્રતિનિધિઓ આવી પહોંચ્યા અમને મળ્યા ત્યારે સ્વાભાવિક ઉશ્કેરાટ હતો. અમે કહ્યું અમારું દુઃખ મોટું છે. અમે અમારા કર્મચારીઓ, જેમને અમે સ્વજન ગણીએ છીએ, તેમને ગુમાવ્યા છે. અમે કોઈ હકીકત છાવરવા માગતા નથી. એ અમારી નીતિ પણ નથી. તમે સૌ અકસ્માતના સ્થળે મુક્ત રીતે જઈ શકો છો, જેમને મળવું હોય તેમને મળી શકો છો અને જે માહિતી જોઈએ તે માંગી શકો છો. બે એક કલાક પછી બધા આવ્યા. એમણે જોયું કે અમારી અણઆવડત કે ગાફેલિયત આ અકસ્માત માટે કારણભૂત ન હતી. અમે જોયું કે અમારા માટે એમને સહાનુભૂતિ હતી. તે દિવસે ટીવી ઉપર અને બીજે દિવસે છાપાંઓમાં કોઈએ અમને દોષ નહીં દીધેલો.

બપોરે મુખ્યમંત્રી શરદ પવાર એમના કેટલાક સાથીઓને લઈને આવ્યા. અમે એમને વિગતો આપી. ખાસ તો એ કહ્યું કે આ ટેક્નોલોજીની એક વિશિષ્ટતા છે કે કોઈ પણ અકસ્માતની અસર અમારી પેરીમિટર દીવાલમાં જ થાય આજુબાજુનાં ગામોને કશું નુકસાન ન થાય. એમણે પણ સહાનુભૂતિ બતાવી અને કંઈ મદદ જોઈએ તો તે આપવાની ખાતરી આપી.

મુખ્યમંત્રી ગયા પછી બાપુસાહેબ આજુબાજુનાં સાત ગામના લોકોના પ્રતિનિધિઓને લઈને આવ્યા. એ ટોળું મોટું હતું. એમનો પણ કોઈ આક્રોશ ન હતો. એમની ચિંતા અમે ટાળી. એમને ખાતરી થઈ કે આ સંકુલમાં કોઈ પણ અકસ્માત થશે તો તેમને હાનિ નહીં થાય. પછી અમે એમને કહ્યું કે તમે વારાફરતી આ કારખાનું જોવા આવો. રોજ એક ગામના પ્રતિનિધિઓ આવે એમ અઠવાડિયામાં તમે જ સલામતી અને સુરક્ષાની વ્યવસ્થા જુઓ. અમારે તમારાથી કશું છાનું રાખવાનું ન હોય. વળી, અમે એ ગામોમાં કામ કરેલું અને કરતા હતા એટલે એક પ્રકારનો સંબંધ તો અમારે હતો જ.

સાંજ પડી એટલે અમે ટાઉનશિપમાં થોડા ઘેર જઈને અમારા કર્મચારીઓને મળ્યા. તેમને હૈયાધારણ આપવાનો ઉદ્દેશ હતો.

તે જ દિવસે જે દિવંગત થયેલા એમના પરિવારને સારી એવી રકમ આપવાનું નક્કી કર્યું અને જેમનાં પત્ની હોય તેમને કામ આપવાનું જાહેર કર્યું. અમને સ્મરણ છે કે એક બહેન જયપુરનાં હતાં. તો અમે એમને નાગોઠાણે ન આવી શકે તો જયપુરમાં નોકરી આપવાનું ગોઠવ્યું. આ કામ વિના વિલંબે નિપટાવ્યું.

નીલાને નાગોઠાણે બોલાવી લીધાં. અમે પતિ-પત્ની ત્યાં ટાઉનશિપમાં પંદર દિવસ રહ્યાં અને ત્યાં રહેનારાં સૌની સાથે આત્મીયતા કેળવી. રોજ સાંજે અમે ચાર પાંચ ઘેર સાથે જઈએ, ત્યાં બેસીએ, વાતો કરીએ અને એ જે કંઈ ચા પાણી આપે તે લઈએ. રમતગમતમાં રસ લઈએ.

ત્યારે નાગોઠાણેમાં અમારા ચારસો કર્મચારીઓ હતા. અમે નક્કી કર્યું કે સૌને મેનેજમેન્ટ માટે જે કહેવું હોય તે કહેવાની છૂટ આપીએ તદ્દુપરાંત, સંચાલન સુધારવા એમનાં કંઈ સૂચનો હોય તો એ કહેવા એમને ઉત્તેજન આપવું, છેલ્લે અકસ્માત વિશે એમને જે ટીકા કરવી હોય તે કરવાની છૂટ આપવી. ચારસો કમચારીઓને દસ વિભાગમાં

વહેંચ્યા અને દસ દિવસ સુધી એમને સાંભળવાનું નક્કી કર્યું. એક મોટા અને પહોળા બોર્ડમાં એમનાં સૂચનો અને ટીકાઓ લખી લેવાં અને દસ દિવસ ને અંતે એને એકત્ર કરી એના ઉપર ઉચિત કાર્યવાહી કરવી. રોજ એમને સાંભળવા જેટલું બેસવું પડે તેટલું બેસવું.

ચારસો કર્મચારીઓમાંથી કોઇએ અકસ્માતના કોઇ મુદ્દાની ટીકા ન કરી એમનો અભિગમ એ હતો કે થવાનું હતું તે થઇ ગયું. ચાલો, આપણે ભવિષ્ય તરફ જોઇએ. દરેક ગ્રૂપને પૂછવા છતાં કોઇએ મૅનેજમેન્ટની ટીકા ન કરી. દરેક ગ્રૂપે રચનાત્મક સૂચનો કર્યાં. જે વહીવટની દૃષ્ટિએ ઉપયોગી નીવડયાં. સૌથી મોટી ઉપલબ્ધિ એ હતી કે બધા કર્મચારીઓ અમારી નજીક આવ્યા, અમારામાં એમને વિશ્વાસ બેઠો અને એમનો ઉત્સાહ પહેલાં કરતાં પણ વધ્યો એમને પોતાની પણ કંઈક જવાબદારી છે એવું લાગ્યું.

આ દસ દિવસના અભિયાનને અંતે એક જણ બોલ્યો કે ભવિષ્યમાં કોઇ અકસ્માત ન થાય એ માટે આપણે હવન કરીએ. એ ગ્રૂપના બધાએ એમાં હા પૂરી. અમે એમાં માનતા ન હતા, પરંતુ કર્મચારીઓની લાગણી ખાતર હા કહી. પણ એક શરતે. આ હવન કંપનીના પૈસે ન જ થાય. એ માટે આપણે ફાળો કરીને કરીએ. સૌ પ્રથમ અમે રકમ નોંધાવી. એમના આ સૂચનના સ્વીકારથી કર્મચારીઓમાં જબરો ઉત્સાહ પેદા થયો. એક દિવસ હવન થયો એમાં અમે હાજર પણ રહ્યા. એની ટીકા એક સિનિયર પત્રકારે કરી. એમનો મુદ્દો એ હતો કે જ્યાં ઊંચી ટેક્નૉલૉજીનો ઉપયોગ થતો ત્યાં હવન થાય એ વિચિત્ર સંજોગ છે.

ત્યાર પછી અમે વડોદરામાં પ્રેસકૉન્ફરન્સ બોલાવેલી. એમાં એક સારા પત્રકારે હવનના મુદ્દા પર થોડી મજાકમાં પ્રશ્ન કર્યો. અમે એમને હવનની પશ્ચાદ્ભૂ કહી. પછી અમે પૂછ્યું: આ સંજોગોમાં તમે શું કરો? લગભગ બધાએ સ્વીકાર્યું કે કર્મચારીઓની મનોદશા જોતાં સ્વખર્ચે કરેલ આ કાર્યક્રમનો મૅનેજમેન્ટ અસ્વીકાર ન કરી શકે.

અમારા ઍજન્ડામાં બીજો મહત્ત્વનો મુદ્દો હતો એક નવા સંકુલની મંજૂરી મેળવી એને અમલમાં મૂકવાનો. આ હકીકત દહેજના પ્રકરણમાં આવી જાય છે.

ત્રીજું પલટાતી પરિસ્થિતિમાં જે નવી તકો મળે તે ઝડપી લેવી. એ સંદર્ભે જનરલ ઇલેક્ટ્રિક કંપનીએ ભારતમાં આવવાનું નક્કી કર્યું અને આઇ, પી. સી.એલ. એ તક ઝડપીને ૫૦:૫૦ ટકા સંયુક્ત સાહસ જી. ઇ. સાથે કર્યું. આની વિગત જી. ઇ. વિશેના પ્રકરણમાં છે. એટલે આટલો નિર્દેશ પૂરતો થશે.

એક્લિોનાઇટ્રાઇલની ખેંચ રહે છે. એની ટેક્નૉલૉજી પણ સહેલાઇથી મળતી નથી. અમારી પાસે એ લાઇસન્સ હતું. તેથી અમે એનું કારખાનું નાખી શકીએ તેમ હતા. એને માટે કેમિકલ ગ્રેડ પોલિપ્રોપલીનનો પુરવઠો જોઇએ, જે ન હતો. આપણી પાસે ટેક્નૉલૉજીનું લાઇસન્સ છે, મૂડી છે અને અનુભવી માણસો છે.

કોઇ વિકલ્પ તો હતા નહીં. પરંતુ જેદ્દાહના અલી રેઝા પરિવાર પાસે બધો કાચો માલ મેળવવાની સગવડ હતી. એમની સાથે સંબંધ બાંધ્યો. અમે મક્કા-મદીના પાસે આવેલ યાનબુ બંદરે અલી રેઝાના પૌત્ર ખાલિદ સાથે એક્રીલોનાઇટ્રાઇલ પ્લાન્ટ બાંધવા અંગે વિચારણા કરી. અમે યાનબુ પણ જઇ આવ્યા. પરંતુ અલી રેઝા પરિવારે વિચાર બદલ્યો. અલી રેઝા પરિવાર ૧૯૪૬ સુધી મુંબઇમાં મરીન ડ્રાઇવ પર રહેતો હતો. અમે અલી રેઝાનાં પત્નીને મળ્યા જે ગુજરાતી બોલતાં હતાં. અમને સરસ શાકાહારી ભોજન પણ જમાડ્યું. પરંતુ ભારત વિશે એમનામાં ઘણી કટુતા હતી. કદાચ એમને મુંબઇ છોડતી વખતે કશીક આપદા પડી હશે.

અમારો એક ઇરાદો એ હતો કે જે વિકાસશીલ દેશો હોય, જ્યાં પેટ્રોકેમિકલ્સ પ્લાન્ટ નખાઇ રહ્યા હોય એમની સાથે આપણે સંબંધ રાખવો, કારણ કે આપણા અનુભવી લાયકાતવાળા કર્મચારીઓને ત્યાં કામ આપી શકાય. વળી, I P C L એ જે અનુભવ મેળવ્યો તે પણ એમના કામમાં લાવી શકાય. આ દેશોમાં બે મુખ્ય હતા—એક ઈરાન અને બીજું યુગોસ્લાવિયા. બંને સાથે અમે સહજ સંબંધો બાંધેલા ઈરાનના કર્મચારીઓને વડોદરામાં ટ્રેનિંગ

આપી હતી. એમાં અમે કાંઇક કમાણી પણ કરેલી. તદુપરાંત, આપણને પ્લાસ્ટિકના કાચા માલની જરૂરત હતી. તે બંને દેશો પાસેથી આપણને અગ્રિમતાના ધોરણે મળેલો. જોકે ઈરાન સાથેનો સંબંધ પછી આગળ ન ચાલ્યો.

I P C L એ પહેલેથી જ કળાને ઉત્તેજન આપવાનું કામ કરેલું I P C L ના પ્રોજેકટના સમયથી કળાને કંપનીના કારોબાર સાથે જોડવાનો સભાન પ્રયત્ન કરેલો. અમે પહેલી વાર યુગોસ્લાવિયા ગયેલા ત્યારે જોયેલું કે સમાજની રસવૃત્તિનું સ્તર ઊંચું આવે તે માટે રાજ્યે એક યોજના બનાવેલી. ઘણા લોકો આ યોજનાનો યશ ટિટોનાં ચોથા પત્ની જોવાન્કાને આપતા. ૧૯૫૨માં ટિટો જોવાન્કાને પરણ્યા ત્યારે તેમની ઉંમર ૬૦ની અને જોવાન્કાની એમના કરતાં અડધી હશે. આ યોજના મુજબ દરેક કામદારને ઑપેરા જોવાની બે ટિકિટ મળે. ઑપેરા જોવા જવું હોય તો સૂટ પહેરવો પડે. બૂટને ચમકાવવા પડે. ટાઈની ગાંઠ બરાબર જોઇએ. આટલું કરનાર ઑપેરાના વિષય, લેખક, સંગીતકાર વગેરે વિશે જાણવા ઇચ્છે. ઑપેરામાં જો મોટી સંખ્યામાં લોકો જાય તો સામાજિક વાતચીતમાં પણ એની ચર્ચા થાય. એમ સમાજની રસદષ્ટિ કેળવાય એવો જોવાન્કાનો ઉદ્દેશ હશે.

અમે શરૂઆતમાં ઍડ્મિનિસ્ટ્રેશન સંભાળતા ત્યારે વડોદરાના કળાજગત સાથે ઠીક ઠીક સંધાન થયેલું. ત્યાર પછી પ્રોજેક્ટ બાંધકામની ઘણી છબીઓ કિશોર પારેખ, રઘુ રાય અને જ્યોતિ ભટ્ટે પાડેલી. પ્રોજેક્ટના બાંધકામની આટલી ભાવવાહી છબીઓ ભાગ્યેજ ક્યાંય જોવા મળે. પ્રોજેક્ટ અમલમાં મુકાતો હોય ત્યારનાં ઉત્સાહ, આવેશ, તણાવ અને આશા એમ એ સઘળું પળોના રંગોમાં પરિવર્તન થયા કરતું હોય છે. વડોદરામાં કિશોર પારેખ અને રઘુ રાયની દૃષ્ટિએ પ્રોજેક્ટના મૂડને પકડ્યા પછી અમે એન. એસ. બેન્દ્રને વિનંતી કરી કે મહારાષ્ટ્રના ગૅસ, ક્રેકર કૉમ્પ્લેક્સ નાગોઠાણેમાં આકાર લઇ રહ્યો છે ત્યાં આપ પ્રોજેક્ટના આરંભની પ્રવૃત્તિનાં ચિત્રો કરો. બેન્દ્રેસાહેબ માન્યા અને એમણે એ વિષય પર છ તૈલચિત્રો બનાવ્યાં. બેન્દ્રેસાહેબ જેવા કલાકાર પ્રોજેક્ટ પૂર્વેનાં ચિત્રો બનાવે એ પણ એક નવીન ઘટના હતી.

ત્યાર પછી અમે વડોદરામાં આર્ટિસ્ટ કૅમ્પ કર્યો. ત્યારે કળાકારોના કૅમ્પ કરવાની ફૅશન ન હતી. વળી, અમે મોટું ખર્ચ પણ કરતા નહીં. અમારો ઉદ્દેશ એ હતો કે કળાકારો ટાઉનશિપમાં મહિનો ગાળે. અમે એમની નિકટ આવીને, એ ચિત્રો કરે તો I P C L ના કર્મચારીઓના પરિવારના સભ્યો કળા અને કળાકારને જોઇ-સમજી શકે, એમનો આદર કરી શકે. ત્યારે I P C L ના કર્મચારીઓની સરેરાશ ઉંમર ઘણી નાની હતી. આવા કૅમ્પો I P C L એ વડોદરામાં કર્યા અને પછી એક કૅમ્પ નાગોઠાણે પણ કર્યો. અમારે ત્યાં ભૂપેન ખખ્ખર, ગુલામમોહમ્મદ શેખ, નસરીન મહોમ્મદી, જેરામ પટેલ, મનજિત બાવા, મનુ અને માધવી પારેખ, હિંમત શાહ, અકબર પદમસી, સોમનાથ હોર, ગીવ પટેલ, લક્ષ્મા ગૌડ, શમશાદહુસૈન, અમિત અંબાલાલ વગેરે અનેક કલાકારોએ આવીને કામ કર્યું. સાથે સાથે ટાઉનશિપમાં રહેતા I P C L ના કર્મચારીઓ માટે કળાને સમજવાના દરવાજા ખૂલતા ગયા.

સમય જતાં, આર્ટિસ્ટના કૅમ્પ એ એક વાર્ષિક ઘટનાનું સ્વરૂપ બની ગયું. શિલ્પીઓના કૅમ્પ પણ ગોઠવાયા. એમાં જાપાનીઝ શિલ્પીઓનો કૅમ્પ યાદગાર બની રહ્યો.

સાથે સાથે અમે બે પ્રોજેક્ટ હાથમાં લીધા. એક તો શહેરને એક મોટું શિલ્પ ભેટ આપવું, જે ઉત્તમ કળાકૃત્તિ હોય અને સાથે સાથે શહેરની હસ્તીને ઇંગિત કરતું હોય. અમારા ઉત્તમ શિલ્પી નાગજી પટેલે ૩૪ ટન વજનના શિલ્પની કલ્પના કરી. વડના વૃક્ષનું ભવ્ય શિલ્પ એમણે કંડાર્યું આવું મોટું શિલ્પ ગુજરાતમાં તાજેતરમાં કોઇએ બનાવ્યું હોવાનું જાણમાં નથી. આ શિલ્પની ખૂબી એ હતી કે એ વડોદરાની ઓળખરૂપે વડને ભવ્ય રીતે રજૂ કરે છે અને ઉત્તરેથી શહેરમાં દાખલ થવા માટેના દરવાજાની પણ સંજ્ઞા આપે છે. આ ભવ્ય શિલ્પ તો થયું. પણ એને શહેરને કઇ રીતે અર્પણ કરાય? એક ધમધમતા ટ્રાફિક આઇલૅન્ડ વચ્ચે આ વડ અને દરવાજાનું શિલ્પ મૂક્યું હતું તેથી ટ્રાફિકને વધુ વખત ન રોકાવાય વડોદરાના રાજવી અને અમારા મિત્ર રણજિતસિંહ ગાયકવાડને અમે વિનંતી કરી કે સાત મિનિટ ગાઇને આ શિલ્પ શહેરને સમર્પિત કરો. રણજિતસિંહ કલાકાર તો ખરા જ પણ સાથે સાથે સારા સંગીતકાર પણ ખરા. એમણે સાત મિનિટમાં યમનકલ્યાણની જમાવટ કરી અને આખો પ્રસંગ દસ મિનિટમાં ઉકેલ્યો. વડોદરાની ભવ્ય પરંપરા જાળવી.

બીજા બે પ્રોજેક્ટ હાથમાં લીધા તે વડોદરા ઉપર બે પુસ્તકો લખવાનાં. વડોદરામાં દૃશ્યકળા ઉપર પ્રોફેસર ગુલામમોહમ્મદ શેખને પુસ્તક લખવા વિનંતી કરી. શેખસાહેબે વડોદરાની ચિત્રકળા, કળાગાથા, વિશદ રીતે રજૂ કરી. એમાં એમના ઉદ્યમ અને રસવૃત્તિ ઊભરે છે.

નાગજી પટેલ અને શેખસાહેબને અમે યોગ્ય રીતે નવાજી ન શક્યા એનો અમને રંજ રહી ગયો.

વડોદરામાં સંગીત વિશે લખવા માટે પ્રોફેસર આર. સી. મહેતાને વિનંતી કરી. પરંતુ તેમાં કાંઈ ઠોસ કામ ન થયું. અમે એમને બધી સુવિધા આપી. એમને આઈ. ટી. સી.ની ઍકેડેમીમાં લઈ ગયા. ગુલામરસૂલ ખાનસાહેબને બે વાર મળ્યા. મૌલાબક્ષસાહેબનું તૈલચિત્ર મેળવવાના અમારા પ્રયત્નોની નિષ્ફળતા વિશે અન્યત્ર લખ્યું છે. અમારા ઘણા પ્રયત્નો છતાં વડોદરાના સંગીત વિશે પુસ્તક ન લખાયું. એમાં એ સમય ગયો ત્યાર પછી બીજા કોઈને શોધવા જેટલો સમય અમારી પાસે ન હતો.

પછી તો દર વર્ષે કંઈક નવું કરવાની ઇચ્છા થયા કરતી. I P C L નાં કૅલેન્ડરો કલેક્ટર્સ આઇટમ થઈ ગયાં. દરેક વર્ષે કૅલેન્ડરની એક થીમ હોય. એનાં અધિકૃત ચિત્રો ખૂબ મહેનત કરીને દેશ—વિદેશમાંથી ભેગાં કરીએ અને દરેક કૅલેન્ડરની એક લાંબી પ્રસ્તાવના કોઈ નિષ્ણાત પાસે લખાવીએ. દાખલા તરીકે Early views of Baroda ની પ્રસ્તાવના મિલડ્રેડ આર્ચરે લખેલી. સરકારનો ફતવો હતો કે જાહેર સાહસોએ કરકસરનાં પગલાંરૂપે કૅલેન્ડરો બહાર ન પાડવાં. એ વેળાએ સરકારી પરિપત્રોનો અનાદર કેમ થાય? લાંબો ખુલાસો આપી છેલ્લે લખવું જોઈએ કે સંબંધિત અધિકારીનો ખુલાસો માગ્યો છે અને ભવિષ્યમાં આવું નહીં થાય એની બાંહેધરી આપવી જોઈએ. અમે શિંગડાં ભરાવવાનું નક્કી કર્યું.
એવામાં તત્કાલીન કૅબિનેટ સેક્રેટરી બી. જી. દેશમુખ વડોદરા આવ્યા અને અમારું પ્લાસ્ટિકલ્ચરનું કામ જોઈને ખુશ થયા. અમે એમને કૅલેન્ડરની વાત કરી. એમણે કહ્યું કે કળાના પ્રોત્સાહન માટે જે કામ કર્યું છે તેને પેલો પરિપત્ર લાગુ ન પડી શકે.

*

કળાની સાથે સાથે સાહિત્યને માટે રુચિ પેદા થાય એ પણ અમને જરૂરી લાગ્યું. તેથી અમે ગુજરાતી સાહિત્ય પરિષદને નિમંત્રણ આપ્યું. રઘુવીરભાઈ ચૌધરીની આગેવાની નીચે એક બસમાં સાહિત્યકારો આવ્યા. મારા સ્મરણ પ્રમાણે એ નવલસત્રમાં ઍંશીના દાયકાની નવલકથા ઉપર સારા સારા લેખકોની રજૂઆતો હતી. અમને આનંદ એ વાતનો હતો કે આ નવલસત્રમાં અમારા કર્મચારીઓ સપરિવાર સારી સંખ્યામાં આવેલા. એમાંના કોઈકે સવાલો પણ પૂછેલા. અમે આરંભમાં ગુજરાતીમાં આવકારપ્રવચન કર્યું. અમે શુદ્ધ ગુજરાતીમાં બોલ્યા એની અધ્યક્ષશ્રીએ તારીફ કરી. આટલું પૂરતું ન હોય તેમ પરિષદના મુખપત્ર પરબમાં જે અહેવાલ આવ્યો તેમાં પણ અમે શુદ્ધ ગુજરાતીમાં બોલ્યા એની પ્રશંસા થઈ. તેથી નીલાને થયું કે ગુજરાતમાં એક ગુજરાતી, ગુજરાતીમાં બોલે એમાં આટલું આશ્ચર્ય શાને? એટલે એમણે પરબમાં એ ઉપર ચર્ચાપત્ર મોકલેલું.

અમને સંતોષ થયો કે કર્મચારીઓની રસવૃત્તિ કેળવવાના અમારા પ્રયત્નોને કાંઈક તો પ્રતિસાદ મળ્યો છે.

તેમ છતાં બધું હેમખેમ હતું એમ પણ ન કહેવાય. અમારા ટીકાકારો પણ હતા. કેટલાક એમ માનતા કે આ કંપનીના મેનેજિંગ ડિરેક્ટર ટેક્નોલોજીના માણસ હોવા જોઈએ. કેટલાકને અમારા શિસ્તના અને ધોરણસર બદલીઓના પ્રયત્નો નહીં ગમેલા. ડેપ્યુટી જનરલ મૅનેજર ઉપરની જગ્યા ઇન્ટરવ્યૂથી ભરવાના નિર્ણયનો સારી પેટે વિરોધ થયેલો. અમે ગુજરાતીઓને નોકરી નથી આપતા તે વિશે ગુજરાતના એક અગ્રણી દૈનિકમાં મોટો અહેવાલ આવેલો. જ્યારે અમે એ દૈનિકના તંત્રીને મળ્યા અને બધા આંકડા એમને બતાવ્યા ત્યારે એમને લાગેલું કે એમને કોઈ ખોટું દોરવી ગયું છે. તેમણે સુધારો પણ છાપેલો. એ જ અરસામાં અમારી પાસે એક દિવસ એક સ્થાનિક આગેવાન આવ્યા, ગુજરાતના એક બીજા અગ્રણી દૈનિકમાં અમારા ચારિત્ર્યહનન માટે મોટો લેખ આવવાનો છે એમ કહીને એ લેખ એમણે અમને બતાવ્યો. જ્યારે એ દૈનિકના તંત્રીને સાચી હકીકતની જાણ થઈ ત્યારે તેમણે

અમને ફોન કરેલો. સાથે સાથે એમણે ઇચ્છા વ્યક્ત કરી હતી કે અમે એમની કોઇ કંપની મારફત માલ ખરીદીને. અમે માર્કેટિંગ ડાયરેક્ટર હતા ત્યારે માત્ર સિનિયોરિટીને બદલે સાથે સાથે ગુણવત્તા અને કાર્યક્ષમતાએ મહત્ત્વ આપતા, જેનો વિરોધ પણ અમારી પાછળ થતો. નાગોઠાણે કોઈ સારા અધિકારીને મોકલવાના પ્રયત્નનો પણ વિરોધ થતો. જાહેર ક્ષેત્રમાં એક બાજુ જે-તે ખાતાની પૂછપરછ આવે. સંસદની સમિતિ સામે ક્યારેક પેશગી થાય. સ્થાનિક આગેવાનો નોકરી અપાવવા માટે અને સાહસિકો જે માલની અછત હોય તે મેળવવા માટે અમારી મદદ ઇચ્છે. અને એમાં એમનું ધાર્યું સ્વાભાવિક રીતે ન કરીએ એટલે એમને પણ અસંતોષ ખરો. મંત્રીઓની અપેક્ષાઓની વાત આગળ થઈ ગઈ છે.

આ પ્રકારની ટીકા અને અસંતોષ કોને ગમે? વળી, અસંતુષ્ટોનો અસંતોષ ક્યારેય શમતો નથી. આ બધું વ્યાવસાયિક હરકતો તરીકે ચલાવી લેવું પડે. તે પણ અમારાં ચાર વર્ષમાં I P C L ને વિશ્વની પેટ્રોકેમિકલ કંપનીઓમાં લંડનના કેમિકલ ઇનસાઇટ નામના પ્રતિષ્ઠિત મૅગેઝિને એક વર્ષ પ્રથમ, એક વર્ષ ત્રીજો અને એક વર્ષ પાંચમો નંબર આપ્યો હતો ત્યારે કદમાં તો I P C L નો નંબર ૬૮મો હતો.

પગ વાળીને કેમ બેસાય?

મહત્ત્વાકાંક્ષા ક્યારેય અમ દંપતીનું ચાલકબળ ન હતું. તેથી જ્યારે નિવૃત્તિ વેળાને વાર હતી ત્યારે નીલા અને હું પાછલા ત્રણ દાયકાનાં લેખાંજોખાં લેતાં હતાં. તે સમય પર દૃષ્ટિપાત કરતા આપોઆપ નિર્ણય થઈ ગયો કે હવે વધુ ઉચ્ચ પદપ્રાપ્તિ એ આપણું ધ્યેય ન હોય. હવે આપણા જીવને સંતોષ મળે એ કરવું. પૂર્ણ કે ખંડ સમયનાં બંધન હોવ એવા પદથી દૂર રહેવું. કન્સલ્ટન્સી પણ નહીં. આપણા અનુભવોનો ઉપયોગ આપણને ઉત્સાહિત કરે એવા ક્ષેત્રમાં કરવો. જ્યાં સારી સંસ્થાઓનાં જતન અને વિકાસની આવશ્યકતા હોય, જ્યાં જ્ઞાન તેમજ તથ્યની અધૂરપ હોય એને પૂરવાનો પ્રયાસ કરવો. આવશ્યકતા પ્રમાણે નવી સંસ્થા ઊભી કરવી પડે તો અચકાવું નહીં.

અમારા બંનેના મનની આ સ્પષ્ટતાને ઉચ્ચ પદ છોડવાનો હિચકિચાટ ન હતો. મારા કાર્યકાળની અવધિને સમય બાકી હતો ત્યારે જ મેં ભારત સરકારને લખી નાખ્યું કે મારા અનુગામીને શોધો અને કોઈ વહેલું મળી જાય તો અમને વહેલા છૂટા થવામાં વાંધો નથી.

અમારા નિર્ણય ની જાણ દિલ્લીમાં થતાં ક્યાંક ખૂણેખાંચરે આશ્ચર્ય પ્રગટ થયું. કેટલાક લોકોને અમારો નિર્ણય મૂર્ખામી ભરેલો લાગ્યો. વડા પ્રધાનના પ્રમુખ સચિવનો ફોન આવ્યો કે ભાઇ, તમે શું કામ જાવ છો? કોઇએ તમારી સાથે ગેરવર્તન કર્યું છે? એવો સદ્‌ભાવ બતાવનારા લોકો પણ હતા. આખરે અમારું રાજીનામું સ્વીકારાયું. પરંતુ અમને છૂટા કરવાની વિધિમાં વરસ નીકળી ગયું.

અમારા રાજીનામાની જ્યારે જાણ થઇ એ અરસામાં કેટલાંક આકર્ષક અને લોભામણાં માગાં પણ આવી ગયાં. પબ્લિક ઍન્ટરપ્રાઇઝ સિલેક્શન બોર્ડનું અધ્યક્ષપદ, પ્લાનિંગ કમિશનનું સભ્યપદ, L&T નું અધ્યક્ષપદ વગેરે ઉપરાંત ગુજરાતના મુખ્ય પ્રધાન દ્વારા થયેલી ઑફર તો ઊભી જ હતી-જી. એસ. એફ. સી. અથવા જી. એન. એફ. સી. અથવા બંનેના અધ્યક્ષ થવાની. આ ઉપરાંત દેશની મોટી કંપનીઓનાં કહેણ પણ આવેલાં. પરંતુ અમે નિર્ધારમાં મક્કમ હતા કે સમયના બંધનવાળી નોકરી ન કરવી. વળી, અમારા મનમાં એવું પણ ભૂસું ભરાયેલું કે I P C L ના અધ્યક્ષે એની કોઇ હરીફ કંપનીમાં જોડાવું ન જોઈએ. તેમ જ I P C L નો જે કંપની સાથે નાણાકીય વ્યવહાર રહ્યો હોય ત્યાં પણ જોડાવું નહીં.

ભવિષ્યમાં કરવાના કામ અંગે અમારા મનમાં કેટલાક ખ્યાલો હતા, પર્યાવરણ અને પરિસર, ગ્રામીણ અને આદિવાસી વિકાસ, ઉચ્ચ શિક્ષણ, ઇતિહાસ અને વિરાસત. જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ આમાં ઉમેરા થતા ગયા. આ સમય હતો ૧૯૯૨નો. ત્યાર પછીના ત્રણ દાયકામાં અમે નિર્ધારિત કરેલાં ક્ષેત્રોને પણ કૂદી જવાયું.

અગાઉના ત્રણ દાયકા કરતાં આ ત્રણ દાયકામાં અમે વધારે પ્રવૃત્ત રહ્યા અને કાંઈક કરી પણ શક્યા. એ સમય વિશે લખવા બેસીએ તો લાંબું થાય પરંતુ એની નોંધ લઈને એકબે દાખલા આપીએ તો સંસ્થાઓની મર્યાદાઓ, આડખીલીઓ, ઉત્સાહ, નિરાશા, તેમ જ ઉપલબ્ધિઓનો થોડો ખયાલ આવે. આખરે જ્યારે અમે છૂટા થયા, અમે અમારો પદભાર છોડ્યો ત્યાર પછીનાં વર્ષોમાં અનેક સંસ્થાઓને ઉપયોગી થવાના આનંદ અને સંતોષ મળ્યા. આમાંની કેટલીક સંસ્થાઓનો માત્ર ઉલ્લેખ જ કરું છું, કારણ કે દરેક વિશે વિસ્તૃત લખાણ એક પ્રકરણમાં ન થઈ શકે.

૧. ગુજરાત ઇકોલૉજી કમિશન અધ્યક્ષ (૧૦+ વર્ષ)

૨. નૅશનલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ ડિઝાઇન અધ્યક્ષ (૧૦+ વર્ષ)

૩. દર્શક ઇતિહાસનિધિ સ્થાપક અધ્યક્ષ (૧૦+ વર્ષ)

૪. હેરિટેજ ટ્રસ્ટ, વડોદરા સ્થાપક અધ્યક્ષ (૧૦+ વર્ષ)

૫. ગુજરાત ઇન્સ્ટિટ્યૂટ ઑફ ડેઝર્ટ ઇકૉલૉજી (ગાઇડ) અધ્યક્ષ/સ્થાપક (૧૦+ વર્ષ)

૬. સેંટર ફોર ફ્યૂઅલ રિસર્ચ અધ્યક્ષ

૭. વિક્રમ સારાભાઈ કમ્યુનિટી સાયન્સ સેંટર અધ્યક્ષ

૮. ચારુતર આરોગ્યમંડળ (હૉસ્પિટલ અને મેડિકલ કૉલેજ) અધ્યક્ષ (૧૦+ વર્ષ)

૯. શ્રમમંદિર ટ્રસ્ટ, વડોદરા (કુષ્ઠરોગીની સારવાર અને પુનર્વસન) ટ્રસ્ટી/(અધ્યક્ષ)

૧૦. ભારતીય ઍગ્રો ઇન્ડસ્ટ્રીઝ ફાઉન્ડેશન

૧૧. ભારત રૂરલ લાઇવલીહૂડ ફાઉન્ડેશન અધ્યક્ષ

૧૨. ગુજરાત ઇન્ડસ્ટ્રિયલ રિસર્ચ ઍન્ડ ડેવલપમેન્ટ એજન્સી અધ્યક્ષ (૧૦+ વર્ષ)

૧૩. ઇન્ડિયન નૅશનલ ટ્રસ્ટ ફોર આર્ટ ઍન્ડ કલ્ચરલ હેરિટેજ (INTACH) ઉપાધ્યક્ષ
૧૪. ICRIER સભ્ય, નિયામક મંડળ

૧૫. ગુજરાત નેચર કોન્ઝર્વેશન સોસાયટી સ્થાપક/સભ્ય ૩૦ વર્ષ

૧૬. સેન્ટ્રલ પોલ્યુશન કંટ્રોલ બોર્ડ સભ્ય, નિયામક મંડળ

૧૭. આઇ. આઇ. ટી. પવાઇ સભ્ય, નિયામકમંડળ

૧૮. સુરેન્દ્રનગર એજ્યુકેશન સોસાયટી સભ્ય, નિયામકમંડળ (૧૦+ વર્ષ)

૧૯. ઇન્સ્ટિટ્યૂટ ઑફ રૂરલ મૅનેજમેન્ટ, આણંદ સભ્ય, નિયામકમંડળ (૧૦+ વર્ષ)

૨૦. કૃષિક્રાંતિ ટ્રસ્ટી

૨૧. શ્રી રામ ઇન્ડસ્ટ્રિયલ રિસર્ચ સેન્ટર સભ્ય, નિયામકમંડળ

૨૨. ગુજરાત ઇકોલૉજી સોસાયટી સ્થાપક, અધ્યક્ષ (૨૫+ વર્ષ)

આ સંસ્થાઓમાં અધ્યક્ષ અથવા બીજા સક્રિય પદ ઉપર જુદા જુદા સમયે રહેતા ઘણા અનુભવો મળ્યા અને બધાને મારા અનુભવોનો લાભ પણ આપી શકાયો.

મારી વ્યાધિઓ

મારી વ્યાધિઓની પૂરેપૂરી કથા આલેખવાનો મારો ઇરાદો નથી; કારણ, એ માટે તો એક આખું પુસ્તક જોઈએ. હું નિવૃત્ત થયો ત્યાં સુધી તો મારા નખમાંય રોગ ન હતો. કોઈ ખાસ બીમારી નહીં, એટલે દવાખાનામાં દાખલ થવું પડે એવી કોઈ પરિસ્થિતિ ઊભી થઈ ન હતી. ઑફિસના કામકાજમાંથી પૂરેપૂરો નિવૃત્ત થયો એટલે મારી પત્ની નીલાએ અને મેં ભવિષ્યના વ્યસ્ત જીવનની યોજનાઓ વિચારી હતી. બરાબર આ જ વખતે આર. એલ. એસ. (રેસ્ટલેસ લેગ્ઝ સિન્ડ્રોમ) દેખા દીધી, ત્યારે આ વ્યાધિ વિશે બહુ ઓછી જાણકારી હતી. આ તો પાશેરામાં પહેલી પૂણી હતી. જો આજે કોઈ મારી બીમારીઓ વિશે પૂછે તો-એ નિઃશંક પૂછવાના-કઈ મોટી બીમારી તમને ન હતી? કારણ કે મારા નિવૃત્તિકાળમાં મારી બીમારીઓની બાબતમાં હું ખાસ્સો ઊંચા સ્થાને પહોંચ્યો હતો. ઓછા જાણીતા એવા આર. એલ. એસ.થી શ્રીગણેશ મંડાયા. ત્યાર પછી તો સી. આઇ. ડી. પી. (ક્રોનિક ઇન્ફ્લેમેટરી ડિમાયલેનેટિંગ પોલિન્યુરોપથી), એમ. યુ. એસ. (મોનાક્લોનલ ગેમોપથી ઓફ અનસરટેઈન સિગ્નીફિકન્સ); કાર્ડિયાક પ્રશ્ન ઊભો થયા, એટલે એન્જિયોપ્લાસ્ટી કરાવી અને સ્ટેન્ટે મારા હૃદયમાં સ્થાન લીધું. સ્ટ્રોકનો આછો હુમલો, અને મલ્ટિપલ માયલોમા-આ તો થોડાં નામ દીધાં.

અહીં મારો આશય વાચકને એક દૃષ્ટાંત આપવાનો છે, એના પરથી કોઈ એક બીમારીનાં (ક્યારેક એકથી વધારે) વિવિધ પાસાંનો ખ્યાલ આવી શકે.-આપણા સમાજને બીમારી સાથેની નિસ્બતના અનુભવોમાં વાચકોને સહભાગી કરવાનો ખયાલ છે.

ગમે તે પગની પિંડીમાં કળતર જેવા સળવળાટ થાય, એ ઉપર તરફ જાય ત્યારે પગને હળવા આંચકા આવે. એ સળવળાટ ઢીંચણ સુધી પહોંચે તે પહેલાં બંધ થઈ જાય. શરીર relaxed રહે ત્યાં સુધી આ ઘટમાળ ચાલુ રહે. થોડું તમારું મગજ પ્રવૃત્ત થાય અને શિથિલ અવસ્થામાંથી કાર્યશીલ બને એટલે બંધ. સળવળાટ ઉપર જાય ત્યારે અસુખ (discomfort) લાગે. એટલું જ. કશી વેદના નહીં. આર. એલ. એસ. જંપવા ન દે એટલું જ. એ માત્ર આરામ ન કરવા દે, ન ઊંઘવા દે. અને એની આજ્ઞા એ કે સતત કાર્યશીલ રહો મારા કિસ્સામાં તો સાવ સીધી સાદી આ બીમારી એટલી બધી ભારે બની કે ન તમે આરામ કરી શકો કે ન હળવાશ અનુભવી શકો. નિદ્રાની તો વાત જ બાજુ પર રહી. દિવસે કે રાતે જ્યારે તમે સહેજ આરામ કરી રહ્યા હો ત્યારે લગભગ સતત પગ ખેંચાવા માંડે, પછી તમે આરામ કરી જ ન શકો તમે ટ્રેન, વિમાન કે પછી કારમાં પ્રવાસ કરી રહ્યા હો ત્યારે આવી જ બને ટૂંકી વિમાની મુસાફરીમાં તમે શબ્દરચના (crossword) કે સુડોકુ વડે મનને રોકી રાખો. લાંબી વિમાની મુસાફરી તો તમને હેરાન-પરેશાન કરી નાખે. તમારે કલાકો સુધી ચાલવાની કે ઊભા રહેવાની જરૂર પડે. સાવ સાંકડા ટૉઇલેટમાં સ્પોટ રનિંગ ઘણી વાર કરવું પડતું પણ કોઈ લાભ ન થાય. ટ્રેનમાં પ્રવાસ કરતી વખતે પૅસેજમાં ચાલી શકાય, પરંતુ તેથી અન્ય મુસાફરોને તકલીફ થાય. રસ્તાની મુસાફરીમાં RLS થાય ત્યારે કારને ઊભી રાખવી પડે. સમિતિઓની બેઠક વખતે પણ અસ્વસ્થ થઈ જવાય આવી મિટિંગોમાં અધ્યક્ષપદે હો ત્યારે તમારે ઊભા રહેવું પડે. રાતે ચાલવા સિવાય, ટીવી. જોવા સિવાય, શરીર અને મનને કોઈ પણ રીતે વ્યસ્ત રાખવા સિવાય બીજો કોઈ ઉપાય ન મળે. તેમ છતાં જે સંસ્થાઓ અને કંપનીઓની જવાબદારી સ્વીકારેલી તેમાં ક્યારેય વિક્ષેપ પડવા દીધો ન હતો. મારા માટે તો નિદ્રા જોજનો દૂર, માનસિક-શારીરિક શાંતિ ન મળે. આ દસ વર્ષ ચાલ્યું.

વાડિયા, કાત્રક, બજાજ, માથુર, ભાભા અને ભારતના બીજા વિખ્યાત ડૉકટરોની મુલાકાતો લીધી. કોઈ મદદરૂપ ન થઈ શક્યા. બધા એક જ જવાબ આપતા કે આ રોગના મૂળ વિશે કે તેના ઇલાજ વિશે કશી જાણકારી નથી. તેઓ કશીક દવા તો લખી આપતા પણ એ તો તીર નહીં તો તુક્કો.

હવે મેં પરદેશના ઉત્તમ ડૉકટરોની તપાસ શરૂ કરી-ન્યૂયૉર્કમાં કોલંબિયા યુનિવર્સિટીમાં ડૉ. સ્ટેનલી ફાલ્ઢ્ન હતા. પણ તે તો છ મહિના પછીની તારીખે બોલાવે. થોડી લાગવગો લગાડી ત્યારે મુલાકાત વહેલી ગોઠવી શકાઈ. તે દિવસોમાં તો દિવસે પણ દર તેર સેકંડે ખેંચ આવતી હતી. પહેલાં તો ડૉ.ફાલ્ઢ્ન ના મદદનીશ સિંગાપોરી દાક્તરે મને તપાસ્યો અને મોટા દાક્તરને એમનું તારણ જણાવ્યું. પછી આ બહુ મોટા ડૉકટર તેમના મદદનીશની કૅબિનમાં આવ્યા, જ્યાં બેસવાની વ્યવસ્થા ન હતી. મોટા માણસ, મોટું માથું અને તેજસ્વી આંખો અને અલ્પ સમય. મને ઊભા ઊભા નિખાલસ રીતે કહ્યું આર. એલ.એસ.નો કોઇ ઉપચાર નથી. તે શા કારણે થાય છે તે પણ ખબર નથી. એક મહિના સુધી દરરોજ લેવાની એક ટીકડી લખી આપી. પછી? બીજા ત્રીસ દિવસ પછી ફરી જવાનું. પૈસા ડૉલરમાં ચૂકવવાના, કસ્ટમના પ્રશ્નો-ભારે ત્રાસ,પણ ડૉ. ફાલ્ઢ્ન ની મુલાકાત એટલે કાશીની જાત્રા. એથી આગળ કશું નહીં. ધીરુભાઈ અંબાણીએ તેમની બીમારીના ઇલાજ માટે રહોડ્ઝ ટાપુના ડૉ. ડડલી ઇસ્ટનનો સંપર્ક સાધ્યો હતો. એટલે તેમણે આગ્રહ કર્યો કે મારે એ ડૉકટરની મુલાકાત લેવી. ડૉ. ફાલ્ઢ્ન ની મુલાકાતના બીજા દિવસે ધીરુભાઈએ જ મારી મુલાકાત ગોઠવી આપી. મારી બીમારી ત્યારે વધુ આકરી બની હતી. રહોડ્ઝ ટાપુ પર જતી વખતે ત્રણ વાર કાર ઊભી રાખીને મેં રસ્તા પર પગ લંબાવ્યા, થોડું ચાલ્યો. તેમના દવાખાને પહોંચ્યા ત્યારે ડૉકટર મને મળવા તૈયાર હતા. તેમણે તો તરત જ કામગીરી આરંભી દીધી. શરૂઆતમાં તો ઘણી બધી રીતે તપાસ થઈ. અને સતત આવતા આંચકા જોઈને તેમને નવાઈ લાગી. મને તપાસવાના કલાક દરમિયાન આવેલી ખેંચ અને તેની ઉત્કટતા દેખીતી રીતે તેમણે અત્યાર સુધી આવી બીમારી જોઇ ન હતી. તેમને લાગ્યું કે, નિદ્રાના ટેસ્ટ વડે કશું શોધી શકાશે. તે જ રાતે મારા મસ્તકને આજુબાજુએ વાયરથી બાંધીને બાજુના Sleep Disorder centre માં સુવાડી દીધો. આખી રાત ભટકતા મગજનું મોનિટરિંગ કર્યું. સવારે જણાવ્યું કે મારા જેવો કેસ એમને દસ હજારે પણ જોવા મળ્યો ન હતો. ડૉ. ઇસ્ટને થોડી દર્દશામક દવાઓ લખી આપી.

આ બંને બહુ મોટા ન્યુરોફિઝિશિયનોએ લખી આપેલી દવાઓથી કશી રાહત ન થઇ. બીજે વર્ષે હું અમેરિકા ગયો ત્યારે મારી પુત્રી અલ્પના મને ડૉ. સુધાંશુ ચક્રવર્તી પાસે લઇ ગઇ. સ્લીપ ડિસઓર્ડરના નિષ્ણાતે મને જોઇને માથું ધુણાવ્યું. ડૉ. ચક્રવર્તીને મળવા જતાં સારું લાગતું. એમના રિસેપ્શનમાં સામે જ દોસ્તોએવ્સ્કીની મોટા કદની છબિ હતી.

ડૉ. ચક્રવર્તીને મળ્યા પછી ડૉ. એકબોમને મળવા સ્ટોકહોમ જવાનું નક્કી કર્યું. આર. એલ. એસ.ના એ નિષ્ણાત હતા અને ત્યાંની જ મોટી હોસ્પિટલના વડા હતા. તેથી વિશેષ તેમના પિતાશ્રીએ ૧૯૪૪માં આ વ્યાધિને આર. એલ. એસ. નામ આપેલું. રજાના દિવસને અંતે અમે મળ્યા એ એમનું સૌજન્ય. એમણે કશું નવું કહેવાનું હતું નહીં માત્ર મોટા કોરા કાગળ ઉપર વચમાં ઝીણા અક્ષરે, પાંચ દવાઓનાં નામ લખી આપ્યાં અને કહ્યું—આ એક પછી એક ટ્રાય કરજો, કદાચ કોઈ લાગી જાય. વાસ્તવમાં ત્રીજી દવાએ પહોંચ્યો ત્યારે અધમૂઓ થઇ ગયો. સ્ટોકહોમનો ધક્કો સાવ નકામો નીવડ્યો.

પછીના વરસે ફરી ન્યૂયોર્કમાં ડો. સુધાંશુ ચક્રવર્તીના દવાખાને. ફરી એ જ ઉત્તર. પણ પુત્રી અલ્પના જીદે ભરાઈ હતી એટલે ડૉકટર થોડા નરમ પડ્યા. બહુ ચિડાઈને તેમણે કોઇ ટીકડી લખી આપી—પછી કહ્યું આ દવા પાર્કિન્સન રોગ માટે છે પણ તમે અજમાવી જુઓ. એ કશો ઉપચાર તો ન હતો પણ થોડા કલાક માટે રાહત મળે. કોઈ આડઅસર નથી. બે દાયકા સુધી મને તે દવા કામ લાગી અને અત્યારે પણ તે અસરકારક છે. ભારતમાં એક રાહત એ છે કે તમને જે માણસો મળે તેમાના મોટા ભાગનાને આવી જ બીમારી હોય છે. એ બીમારી તેમને માટે અસાધ્ય નથી. તેઓ તમને મદદ કરવા ગમે તે રીતે પણ તૈયાર હોય છે. તમારી બીમારીના અસરકારક ઉપચાર માટે તેમની પાસે ઘણા રસ્તા હોય છે; અને તેઓ એવા ઉપચારનો આગ્રહ પણ રાખે છે. તેઓ સૂચનો તો આપે, ઘણી વાર આગ્રહ કરે. કોઈ બીજા ઉપચારની સલાહ આપે. કેટલાક વહાલેશરીઓ તો ધાર્મિક વિધિની તૈયારી કરાવે, જ્યોતિષીઓને મળી આવે, કોઈ ચમત્કારિક માણસને કે બીજા કોઈકને શોધી કાઢે, કોઈ તો તમારા પર

આશીર્વાદ વરસાવે એવા માણસને પણ લઈ આવે. પછી તેમને ઓળખતા સૌ કોઈ તમારી મુલાકાત લેવા ઇચ્છે. બીમારી વિશે તેમને જાણવું હોય, તેનો ઉપચાર કેવો કર્યો અને જ્યારે તમે સાવ કપરી હાલતમાં હો ત્યારે તમને જોવા માગતા હોય—એમને રોકવા જતાં હું અને નીલા અણગમતાં બની ગયાં. તેઓ તો તમને કંપની આપીને આનંદમાં રાખવા ઇચ્છતાં હતાં, થોડી વાનગીઓ લાવતાં, પત્તાં રમાડવા માગતાં અને બીજા કશી રમત-છેવટે ગપાટા મારવા ઇચ્છતાં હતાં. વાત માત્ર આટલી કે કોઈ તમને એકલા પડવા ન દે. અંગત મદદનીશો તમારી નિકટ રહેવા સ્પર્ધા કરે. મોટા ભાગની આ બધી વાતો કંટાળાજનક પણ કેટલાક અનુભવ હસાવી જનારા.

મદદ કરવામાં પહેલ કરનારાં એક પરોપકારી બહેન હતાં-તેઓ મને પોતાનો ભાઈ માનતા-આપણા સહાનુભૂતિભર્યા સમાજમાં તો આવી વ્યક્તિઓ ઠેર ઠેર મળવાની. તેમની દૃષ્ટિએ મેં પૂરતા દવાદારૂ કરી લીધાં છે. હવે તો ઈશ્વરી સહાય જ જોઈએ, તેમની મધ્યસ્થી જોઈએ. તેમણે મને જણાવ્યા વિના એક પુરોહિતને સાધ્યા. તેમણે મારા પર પડેલી કશી મેલી અસરને દૂર કરવા સવા લાખ જપ કરાવવાનું નક્કી કર્યું, મને આ વાત જણાવવાની તેમનામાં હિંમત ન હતી, એટલે મને તેમને ઘેર વિધિવિધાન માટે નહીં પણ માત્ર બારણે ઊભા રહેવા બોલાવ્યો; મારા કપાળે કંકુનો ચાંલ્લો કર્યો, પ્રસાદ લઈને ઘેર જવા દીધો.

બીજા આવ્યા રાજ્યના મુખ્ય સચિવ. અમે તેમની કારમાં ગોઠવાયા, આગળની પાઈલટ કાર સત્તાસૂચક બધાં ચિહ્નો ધરાવતી હતી, ગોળ ગોળ ફરતી રાતી બત્તી. અમે અમદાવાદમાં સામેલ કરાયેલ એક ગામમાં ગયા. એક સાદા મકાને પહોંચ્યા. ત્યાં ખાસ્સી સંખ્યામાં બીમાર લોકો પોતાના વારાની રાહ જોતા હતા. આ ધર્મધુરંધરનો નિયમ એ કે પહેલો આવ્યો હોય તેની સારવાર પહેલાં, પછી તમારે માત્ર ત્રીસ રૂપિયા આપવાના-એક રૂપિયો ઓછો નહીં કે વધારે નહીં. અમે થોડા મોડા પડ્યા હતા, પણ ઈશ્વરકૃપાએ મને તરત બોલાવ્યો. તેમણે મને એક પાટલી પર પગ લાંબા કરીને બેસવા કહ્યું. તેમને લાગ્યું કે મારો એક પગ ટૂંકો છે. તેમણે લાંબી ફૂટપટ્ટી કાઢી અને પગના તળિયા પર ફટકારી મારા પગ તપાસ્યા, અને લો. તમારા બંને પગ સરખી લંબાઈના થઈ ગયા. બીમાર માણસો તો હેરત પામી ગયા. પણ મને ખાસ પ્રતીતિ ન થઈ પછી તેમણે મને પૂછયું-તમે ગઈ કાલે રાતમાં સાડાત્રણ વાગ્યે ઊઠીને તરત સૂઈ ગયા હતા ને! એવું બન્યું હતું કે તેઓ જાણતા હતા. મને એની જાણ ન હતી. આસપાસના બીમાર લોકોએ પણ માથાં હલાવ્યાં. પછી એક બીજી આશા રાતે સૂતી વખતે પગ સીધા રાખવાના, વાળવાના નહીં, આ તો કપરી શિક્ષા પથારીમાં તમે પગ સીધા રાખી શકો કેવી રીતે? અહીં મારા શોફરે મદદ કરી. તે પોતાના દીકરા માટે ક્રિકેટનાં પૅડ લાવ્યો હતો. તેણે આ સજ્જનની હાજરીમાં મને એ પૅડ આપ્યાં. હવે બીજી સૂચના. મારો કિસ્સો અટપટો હતો એટલે આ પ્રકારનો ઉપચાર પંદર દિવસ સતત કરવાનો. વડોદરાથી દરરોજ સો કિલોમીટર અમદાવાદ જવાના અને આવવાના બીજા સો. આ ઉપચાર છેલ્લો

હવે આવ્યા પ્રખ્યાત ગાંધીવાદી, સ્વાતંત્ર્યસેનાની, લેખક, મંત્રી અને અસામાન્ય કક્ષાના ઇતિહાસકાર એવા મનુભાઈ પંચોળી મોટા માણસ જ્યારે તેમને મારી આર. એલ. એસ. બીમારીની જાણ થઈ ત્યારે પૂછ્યું—તમે બાલુભાઈ વૈદ્યની સલાહ લીધી છે ખરી? મેં ના પાડી. મનુભાઈએ મને તેમને મળવા કહ્યું. સ્વતંત્રતાની ચળવળ દરમિયાન બંને સાથે જેલમાં હતા. બાલુભાઈ પાસે બધી બીમારીના ઇલાજ. હું અમદાવાદમાં તેમને મળવા ગયો. મનુભાઈએ તેમને વાત કરી રાખી હતી, એટલે મારા સ્વાગતની તૈયારી તેમણે કરેલી. મારી બીમારીની વાત સાંભળી. તેમને માટે તો આ બહુ સીધોસાદો પ્રશ્ન હતો. તેમણે મને કશુંક ચૂરણ આપ્યું અને એક અઠવાડિયા સુધી મધ સાથે તે લેવા જણાવ્યું, બસ તમે સાજા-સમા. મારા એક મિત્ર અરવિંદ ઠક્કર, મને દિલ્હીના કાલાકાજીમાં રહેતા વૈદ્ય ત્રિગુણ પાસે લઈ ગયા. તેમને મારી કથા જાણવાની જરૂર ન પડી. વીસ સેકંડ સુધી મારી નાડ તપાસી અને તરત જ નિદાન કર્યું. ત્યાં ને ત્યાં. બધા જ નિપુણ મહારથીઓએ કહ્યું હતું તે નિદાન કરવા વૈદ્ય ત્રિગુણને તો માત્ર વીસ સેકંડ જ જોઈએ. તેમને ઉપચારની જાણ હતી, પણ મને કહ્યો નહીં. તેમણે કહ્યું-જે વનસ્પતિ હું સૂચવતો હતો તે હવે મળતી નથી. તમને જે મળે છે

તેમાં આવશ્યક ગુણો અને ઊર્જા રહ્યાં નથી. બસ, બાત ખતમ. એક દિવસ એક ચમત્કારિક સન્નારીનું આગમન થયું. બીમાર વ્યક્તિઓએ રસ્તો ભીડવાળો કરી મૂક્યો હતો. તેઓ પધાર્યાં, તેમના મુખમંડળની આસપાસ તેજવર્તુળ હશે પણ તે મારી આંખે ન ચઢ્યું. બધા લોકોએ તેમને પ્રણામ કર્યા તેમના યજમાનોથી દોરાઈને સીધા

મારી પાસે આવ્યાં. મારી બીમારીની તેમને જાણ હતી. પાંચસો ગ્રામ ખજૂર લો, એક દિવસ પાણીમાં પલાળો, પછી તેની લૂગદી બનાવી જ્યાં દુખતું હોય ત્યાં ચોપડીને પાટો બાંધી દો. બાર કલાક પછી પાટો ખોલો. સાજા-સમા થઇ જશો.

નીલાએ અને મેં કોટક્કલની આર્ય વૈદ્યશાળામાં ચાર અઠવાડિયાં ગાળ્યાં. ચાર હટ્ટાકા પુરુષોએ હૂંફાળા તેલ વડે ભારે હાથે માલિશ કરી અને મને ૨૮ દિવસ સુધી રગડી કાઢ્યો. મારા પ્રશ્નની કોઇને પડી ન હતી. પછી એક દિવસ મારા કમિશનના એક આઇ. એ. એસ. સભ્યે કોઇ તાંત્રિકની વાત કાઢી. તેમની પત્નીને એ તાંત્રિકથી લાભ થયો હતો. મેં ખભા ઉલાળ્યા. નીલા તો આ વાતની સાવ વિરોધી જ હતી. અમે ટાળવાનો પ્રયત્ન કર્યો, આ તાંત્રિકથી દૂર રહેવાના બધા પ્રયત્ન કર્યા. આવા મંબોજંબોમાં અમને જરાય શ્રધ્ધા ન હતી. તાંત્રિક મુંબઈના કોઇ દૂરના પરામાં રહેતા હતા. એક વખત મારે મુંબઇ જવાનું થયું ત્યારે હું થોડો નરમ પડ્યો. અમે હવાઇ મથકેથી સીધા તેમને ત્યાં ગયા. એક તો દૂર દૂર રહે અને તેમનું સરનામું અટપટું એટલે એમનો ફ્લૅટ માંડ માંડ શોધ્યો. અમે તો આખો વિચાર માંડી વાળવા માગતા હતા. પણ મારા સાથીના સતત આગ્રહ સામે નમતું જોખ્યું. અમે ત્યાં જઇને જોયું—તો પ્રૌઢ વયના એ તાંત્રિકના હાથની આંગળીઓ પર જાત જાતની વીંટીઓ હતી. ત્યાં બીજી બે સ્ત્રીઓ પણ હતી. અમને તેમના વિશે કશું કુતૂહલ ન હતું. ઓરડામાં રંગીન દીવા હતા. પહેલાં તો તેમણે પેશગી પેટે થોડા પૈસા માગ્યા અને પછી મંબોજંબો શરૂ કર્યું. તમારો પ્રશ્ન અટપટો છે, એટલે સારવાર લાંબી કરવી પડશે. તેમણે અંદાજિત ખર્ચ પણ કહ્યો. તે વચ્ચે અટક્યા ત્યારે અમે ઊભા થયા અને પાછું વાળીને જોયા વિના નીકળી ગયા.

પ્રશ્ન એ છે કે આવા ઉટપટાંગ ઉપચારોમાં જ્યારે અમને જરાય શ્રધ્ધા ન હતી ત્યારે જ અમે તેનો વિરોધ કેમ ન કર્યો-એનો ઉત્તર તો આપી શકાય પણ આ બધું મગજમાંથી ભૂંસી નાખવું એ જ વધુ સારો વિકલ્પ.